# આપણા દેશનો ઇતિહાસ

## (ખંડ બીજો તથા ત્રીજો)

### રાજતંત્ર સહિત

પ્રિ. જ. અકૂડ.

# આપણા દેશનો ઇતિહાસ

## ખંડ બીજો તથા ત્રીજો

(બ્રિટિશ હિન્દના રાજતંત્ર સાથે)

(ભાગ ૩ થી ૮)

કર્તા:-

રા. બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ,

બી. એ. એસ. ટી. સી.

(હેડમાસ્તર. ન. ઘે. ઝવેરી. જૈનહાઇસ્કૂલ, સુરત.)

બીજી આવૃત્તિ નકલ ૧૫૦૦

પ્રકાશક

મંગલદાસ એન્ડ સન્સ, સુરત.

કિંમત ૧-૪-૦

# પ્રસ્તાવના.

## ( બીજી આવૃત્તિ )

મિત્રો તરફથી જે સૂચનાઓ મળી તેનો બને તેટલો ઉપયોગ થયો છે. જોડણી માટે એકજ આધાર લેવામાં આવ્યો છે અને તે ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયલો " જોડણીકોષ. "

(૨) આ આવૃત્તિમાં બીજા અને ત્રીજા ખંડને એકત્ર કરી છપાવવામાં આવ્યા છે. વળી ૧૯૦૫–૨૯ સુધીના સમયનો ટુંક ઇતિહાસ ઉમેરવામાં આવ્યો છે. જરૂરી ચિત્રો અને ફોટોગ્રાફની સંખ્યા પણ વધારવામાં આવી છે. આ પ્રમાણે પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે. તેમ છતાં અસલ કીંમત ૧–૮–૦ હતી તે ઘટાડીને ૧–૪–૦ રાખવામાં આવી છે.

(૩) કેળવણીમાં રસ લેતા ઘણા ભાઇઓ તરફથી મને ઉપયોગી સૂચનાઓ મળી છે. તે સર્વેનો આ તકે ઉપકાર માનું છું. અત્રેની એક પ્રાથમિકશાળાના હેડમાસ્તર રા. ખંડેરાવ પવારે પુસ્તક રીવાઇઝ કરવામાં મને અમૂલ્ય મદદ કરી છે. તેમનો તેમજ મારી સ્કુલના શિક્ષક રા. પી. યુ. મહેતાનો પણ તેમની કિમતી સૂચના માટે હું ઋણી છું.

શાહપોર, સુરત.<br>તા. ૧૭–૩–૩૦ } બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ.

૧૨૫૮૩

# પ્રસ્તાવના

'આપણા દેશનો ઇતિહાસ'નો બીજો ખંડ જલદી બહાર પાડતાં અણધારી ઢીલ થઈ ગઈ છે એ બદલ મારે જ સહેવું પડશે એટલે કોઇની પણ ક્ષમા ન યાચું તો ચાલે તેમ છે. દરમ્યાન એક બીના અત્રે કહી દેતાં હર્ષ થાય છે કે આજ ઇતિહાસનો પ્રથમ ખંડ, જે એક વર્ષ થયા બહાર પડી ચૂક્યો છે તે સરકારી કેળવણીખાતા તરફથી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અને ટ્રેનિંગ કોલેજોમાં ચલાવવાની મંજુરી મળી ચૂકી છે.

મારા ગુરુવર્ય મંચેરશા પાલનજી કેકોબાદ સાહેબનો આ વખતે પણ ખરા અંતરથી ઉપકાર માનું છું કારણ કે એમણે પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે એવી નાની મોટી અનેક સૂચનાઓ સહર્ષ આપી છે. ઉપરાંત શ્રી જેઠાલાલ છ. ચૌધરી બી. એ. એસ. ટી. સી અને શ્રી. અમૃત કૃષ્ણ મોહિલે બી. એ. એસ. ટી. સી નો પણ એમણે આપેલ અમૂલ્ય સહાય માટે આભાર માનું છું.

અંતમાં, આ પુસ્તકની ત્રૂટીઓ તરફ જે વિદ્વાનો મારું લક્ષ દોરશે તેમનો હું સદાયનો ઋણી થઈશ. આ પુસ્તકમાં હાલ તો જરૂરી નકશાઓ આપ્યા છે. ચિત્રો મૂકવા સંબંધી તો આગળ ઉપર જોઈ લેવાશે.

તા. ૩૧–૫–૨૭ }
શાહપોર, સુરત. }

બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ.

# અનુક્રમણિકા

## ખંડ બીજો

## ભાગ-૩ જો

### મરાઠાઓનો ઈતિહાસ

## ભાગ ૪ થો.

### હિન્દમાં યૂરોપી પ્રજાઓ



## ભાગ ૫ મો

### ઈસ્ટ ઈન્ડિયા કંપની

# ખંડ ત્રીજો

## ભાગ છઠ્ઠો

## ભાગ ૭મો



## ભાગ આઠમો

### બ્રિટિશ હિન્દનું રાજતંત્ર

# ભાગ ૩ જો

# મરાઠાઓનો ઈતિહાસ

## પ્રકરણ ૧ લું

## મરાઠી સત્તાનો ઉદય

૧

**મરાઠાઓનો પૂર્વ ઇતિહાસ.**

બ્રાહ્મણી વંશની દક્ષિણમાં સ્થાપના થઈ તે પહેલાંનો મરાઠા ઇતિહાસ વિગતવાર મળતો નથી. દક્ષિણમાં યદુવંશીઓનું રાજ્ય હતું અને અલાઉદ્દીન ખીલજીના વખતમાં દેવગિરિમાં રામદેવ રાજા રાજ્ય કરતો હતો એટલુંજ જાણવામાં આવે છે; પરંતુ આ ઉપરથી તે વખતના મરાઠાઓના ઇતિહાસ ઉપર જોઇએ તેવું અજવાળું પડતું નથી; છતાં એટલું તો ચોક્કસ છે કે દક્ષિણમાં મરાઠાઓ રાજ્ય કરતા હતા તે વખતે મરાઠાઓના હાથમાં વિશેષ સત્તા નહોતી. અહીં તહીં નાની મોટી જાગીરો અને બીજાં સંસ્થાનોના રાજ્યકારભારમાં હાથ એ સિવાય શિવાજીનો ઉદય થયો ત્યાંસુધી મરાઠાઓના હાથમાં વિશેષ સત્તા હોય એમ ઇતિહાસ પરથી જણાતું નથી. પરંતુ બ્રાહ્મણીવંશના તૂટીને ભાગલા પડ્યા અને પાંચ મોટાં રાજ્યોની સ્થાપના થઈ ત્યારથી મરાઠા સરદારો વિશેષ આગળ પડતો ભાગ લેવા લાગ્યા.

કેટલાક ઇતિહાસકારો માને છે કે મરાઠાઓનો ઉદય કેટલાક આકસ્મિક કારણોને લીધે એકાએક થયો; પરંતુ એમના ઇતિહાસનું લક્ષપૂર્વક અધ્યયન કરવામાં આવે તો ખુલ્લે ખુલ્લું જણાશે કે એ ઈતિહાસકારોનું માનવું

સાવ સત્યથી વેગળું જ છે. દક્ષિણમાં મરાઠાઓનો સ્વાતંત્ર્યપ્રેમ મૂળથી જ ઝળકતો આવ્યો છે. મુસલમાન પ્રજા દક્ષિણમાં જીત મેળવવા લાગી તે પહેલાંથીજ મહારાષ્ટ્રની સ્વાતંત્ર્યજ્યોત ઝળહળી રહી હતી. મહારાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિ ચૈતન્યમય હતી. આખું મહારાષ્ટ્ર સ્વાતંત્ર્યની ભાવનામાં જ રસબસ થઈ રહેલું હતું. આનાં અનેક કારણો છે. મુખ્યત્વે કરીને જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ, રામદાસ વગેરે સાધુ પુરૂષોના બોધથી દક્ષિણનું વાતાવરણ શુદ્ધ અને તેજસ્વી બન્યું હતું. વળી મહારાષ્ટ્ર પહાડી પ્રદેશ હોવાથી ત્યાંના લોકો મજબુત બાંધાના અને લડાયક હતા. તે ઉપરાંત બ્રાહ્મણીવંશના અસ્ત પછી જે મુસલમાની રાજ્યો સ્થપાયાં તેમાં, સેનાપતિ કારભારી વગેરે જોખમદારીભરેલી પદવી ઉપર મરાઠા સરદારો નીમાયા હતા અને તેથી સ્વાતંત્ર્ય યુદ્ધ માટેની તાલીમ મેળવી શક્યા હતા. આથી એકંદરે મહારાષ્ટ્રના ખૂણેખૂણામાં મરાઠાઓનો ચેતનવંતો જુસ્સો અને જાગૃતિ ચમકવા લાગ્યાં હતાં.

પરિસ્થિતિ આવા પ્રકારની હતી તે વખતે મુગલો અકબર બાદશાહના વખતથી નર્મદાની દક્ષિણે આવેલા પ્રદેશો ઉપર આક્રમણ કરી જીતવાનો પ્રયાસ કરવા લાગ્યા. આમ થવાથી જે મરાઠાઓ અત્યારસુધી એક બીજાથી સ્વતંત્ર રહી માત્ર પોતપોતાની જાગીરોજ સંભાળી પડી રહ્યા હતા તેમને પોતાના રક્ષણ માટે સંઘશક્તિની જરૂરત લાગવા માંડી. મરાઠાઓમાં ચૈતન્ય હતું, સ્વાતંત્ર્યની ભાવના પણ ખીલેલી હતી, માત્ર તેમને માર્ગદર્શકની જે ખોટ હતી તે શિવાજી જેવા મહાન રાજ્યધુરંધર પુરુષે પૂરી પાડી. મરાઠાઓના ચૈતન્યને યોગ્ય દિશામાં દોર્યું; તેમની સ્વાતંત્ર્યની ભાવનાને વિશેષ પુષ્ટિ આપી; અને એ પ્રમાણે શિવાજીએ ધીમે ધીમે મરાઠી સત્તાનો પાયો રચવા માંડયો. આ જ કારણથી શિવાજી મરાઠાઓનો માર્ગદર્શક, મરાઠી સત્તાનો સ્થાપક અને હિન્દુધર્મનો ત્રાતા મનાવા લાગ્યો. એ જ કારણથી ઇતિહાસમાં તે અમર થઈ ગયો અને ભવિષ્યમાં પણ હમેશ માટે એની કીર્તિ અમર જ રહેશે.

૨

## શિવાજીના કુટુમ્બનો પૂર્વ ઇતિહાસ.

ઉપર જણાવ્યા પ્રમાણે દક્ષિણમાં બ્રાહ્મણીવંશનાં સંસ્થાનોમાં મરાઠાઓ મુખ્ય ભાગ ભજવતા હતા. બીજાપુરમાં જાદવરાવ અને શિવાજીના પિતામહ માલોજી અગત્યની લાગવગ ધરાવતા હતા. શિવાજી ઉદેપુરના સિસોદિયા વંશનો હતો એમ માનવામાં આવે છે તે ખરૂં હોય કે નહિ તો પણ તેના પિતા શાહજી અને માતા જીજાબાઈ પ્રખ્યાત કુટુમ્બમાં જન્મ્યાં હતાં. જાદવરાવની પુત્રી જીજાબાઇનું લગ્ન માલોજી ભોંસલેના પુત્ર શાહજી સાથે થયું હતું; એ લગ્ન જાદવરાવની મરજી વિરૂદ્ધ કરવું પડયું હતું અને તેનું પરિણામ એ આવ્યું કે જાદવરાવ હમેશનો શાહજીનો દુસ્મન થઈ રહ્યો અને વખતોવખત શાહજીને ત્રાસ આપવા લાગ્યો. આ ત્રાસ અને શત્રુવટ એટલે સુધી વધી પડ્યાં હતાં કે એક વખતે તો જાદવરાવ લસ્કર લઈ શાહજીની પાછળ ધસ્યો. જીજાબાઈ તે વખતે ગર્ભવતી હતી તેથી એને રસ્તે છોડી દઈ શાહજીને આગળ ચાલ્યાં જવાની જરૂર પડી. જીજાબાઈ પોતાનાજ પિતાના હાથમાં કેદ પકડાઇ પણ એક વીરાંગનાની માફક પિતાની પણ સામે થઈ ત્યાંથી છટકી શિવનેરીના કિલ્લામાં જઇ આશ્રય લીધો.

## શિવાજીનો જન્મ અને બાલ્યાવસ્થા.

ઈ. સ. ૧૬૨૭માં શિવનેરીના એ પ્રખ્યાત કિલ્લામાં જીજાબાઇએ શિવાજીને જન્મ આપ્યો. "માતાનો ખોળો એજ બાળકની પ્રથમ શાળા છે અને માતાના ગુણોની છાપ તેના પુત્ર પર પડ્યા વિના રહેતી નથી"– આ મહાન પુરુષોનું કથન શિવાજીના સંબંધમાં બરાબર લાગુ પડે છે. જીજાબાઈ એક વીરપત્ની હતી અને શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં એ માતાએ જે ભાગ ભજવ્યો હતો તેને માટે એ સ્ત્રીનું નામ મરાઠાઓના જ નહિ પણ સમગ્ર પ્રજાના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. એ વીરપત્નીએ

પોતાના ચારિત્ર્યથી પુત્ર ઉપર એવી છાપ પાડી કે જેથી વીરમાતા તરીકે પ્રખ્યાતિ પામવાનું મહાભાગ્ય એને હમેશને માટે જ મળેલું રહેશે. નાનપણથીજ સ્વાતંત્ર્યની ભાવનાનું દૂધ એ વીરમાતાએ શિવાજીને પાયું હતું. શિવાજીની ધાર્મિક ભાવના પણ એ માતાની છાપનું જ પરિણામ છે; એ માતૃભક્ત પુત્ર મહાન પદ મેળવવા સમર્થ થયો તો પણ માતાનો આશીર્વાદ લીધા સિવાય કોઇ કાર્યની શરૂઆત કરતો નહિ.

શિવાજીની દેખરેખ રાખવાનું કામ દાદોજી કોંડદેવ નામના બ્રાહ્મણને શાહજીએ સોંપ્યું હતું. દાદોજીની દેખરેખ નીચે શિવાજી પુને ઉછર્યો અને સ્વામીભક્ત દાદોજીની દેખરેખને લીધે જ પિતાની કોઇપણ જાતની દેખરેખ વગર શિવાજી મહાન કાર્યો કરવા શક્તિમાન થયો. શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં માતા જીજાબાઈ અને દાદોજી કોંડદેવ મુખ્ય હતાં.

## શિવાજીને મળેલું શિક્ષણ.

દાદોજી કોંડદેવે શિવાજીને ઘોડે બેસવું, તીરંદાજી પટા ખેલવા વગેરે મરાઠા સરદારોને આવશ્યક ગણાતી કેળવણી આપી. શિવાજીને કેટલાક અક્ષરશત્રુ માને છે પણ હાલમાં મળી આવેલા પત્રો ઉપરથી માલમ પડે છે કે તે લખી વાંચી શકતો હતો. તેને જાગીરની વ્યવસ્થાનું બધું જ્ઞાન દાદોજી તરફથી મળ્યું હતું. પરંતુ શિવાજી એના પિતાની માફક બીજાપુરના દરબારમાં રહી મહાન હોદ્દો ભોગવતો થાય એ સિવાય બીજી આશા દાદોજી રાખતો નહિ. આમ છતાં વખત જતાં શિવાજી જેમ મોટી ઉમરનો થતો ગયો તેમ તેની સરદારી નીચે બ્રાહ્મણો, પ્રભુ, મરાઠા, કણબી, મુસલમાનો વગેરે બધી જાતના શૂર પુરુષો એકત્ર થવા લાગ્યા અને શિવાજીને એના સ્વાતંત્ર્ય મેળવવાના કાર્યમાં મદદ કરવા લાગ્યા.

શરૂઆતમાં શિવાજીની પદ્ધતિ દાદોજીને ગમી નહિ. પરંતુ તેણે જ્યારે જોયું કે શિવાજી માત્ર નોકરી કરવા જન્મ્યો નથી પણ ખરેખર દેશનું હરાએલું સ્વાતંત્ર્ય પાછું મેળવવા જન્મ્યો છે ત્યારે તેણે પણ

શિવાજીનાં કાર્યને પોતાનો આશીર્વાદ આપ્યો. રામદાસ, તુકારામ વગેરે સાધુ પુરુષો શિવાજીને વખતોવખત મળી, ઉપદેશ આપી, તેનું કાર્ય સુલભ થઈ યશ મળે એવી ગોઠવણો કરતા રહ્યા.

આવા પ્રકારનું વાતાવરણ શિવાજીની ખીલતી જુવાનીમાં તેની આસપાસ એકઠું થતું હતું. અને તેથી જ શિવાજી મહાન કાર્યો કરી શક્યો.

## શિવાજીના જન્મ વખતનું મહારાષ્ટ્ર.

શિવાજીના જન્મકાળે મહારાષ્ટ્રની રાજકીય સ્થિતિ કેવી હતી તે જાણવાની જરૂર છે. અહમદનગરની બહાદુર સુલતાના ચાંદબીબીના ખુન થયા પછી એ રાજ્ય મુગલોના હાથમાં ગયું. શાહજીએ મલિકઅંબર વગેરે સરદારોની મદદથી મુગલો સામે ટક્કર ઝીલી, પણ મલિકઅંબરના મૃત્યુ પછી તેણે મુગલપક્ષ સ્વીકાર્યો અને તેને ૫૦૦૦ની **મનસબદારી** આપવામાં આવી. પરંતુ અહમદનગરના રાજ્યકુટુમ્બપર આફત ઉપર આફત આવવાથી ઘણી કફોડી સ્થિતિ થવાનો સમય આવતાં મુગલોનો પક્ષ છોડી શાહજી નિઝામશાહીને મદદ કરવા લાગ્યો. આથી મુગલ શહેનશાહ ગુસ્સે થયો અને એણે ૨૫૦૦૦નું લશ્કર શાહજી સામે મોકલ્યું. ચાર વર્ષ લડ્યા પછી મુગલસૈન્યના બળ સામે નભી નહિ શકવાથી શાહજીને શરણે થવું પડયું અને મુગલ બાદશાહની સંમતિથી જ તેણે બીજાપુરના દરબારમાં ઈ. સ. ૧૬૩૭માં પ્રવેશ કર્યો.

આ પ્રમાણે શિવાજીના જન્મકાળે દક્ષિણમાં મુગલોનો પ્રવેશ થવા માંડયો હતો. પરંતુ અલાઉદ્દીન ખીલજીના સમય કરતાં મરાઠાઓ આજે ઘણા આગળ વધેલા હતા. તુર્ક અને અફઘાન રાજાઓના દરબારમાં નોકરી કરી તેઓએ પોતાનામાં વ્યવસ્થા આણી હતી; અને તેમના મોટા મોટા સરદારોએ લડાઈમાં બહાદુરી બતાવી નામના મેળવી હતી. આવી પરિસ્થિતિમાં શિવાજીનો જન્મ થયો. ઉપર જણાવ્યા પ્રમાણે એને ઉચ્ચ શિક્ષણ અને તાલીમ મળ્યાં. તે ઉપરાંત રામાયણ અને

મહાભારત શિવાજીને નાનપણથી જ પ્રિય હતાં. એને હમેશાં એવુંજ લાગતું કે તેનો પોતાનો જન્મ કોઈ મહાન કાર્ય માટે થયો છે. જ્યારે જ્યારે શિવાજી કોઈ બાબતમાં ગુંચવાતો ત્યારે એકદમ ધ્યાનમગ્ન થઈ જે કાંઈ પોતાને માર્ગદર્શક દેખાય તે પ્રમાણે અમલ કરતો. મુગલોની સામે થવામાં મરાઠા સરદારોમાં ઐકય હોવું જોઈએ એમ શિવાજીને જણાતાં જ દરેક જાતિના શૂર પુરુષોને એણે પોતાના પક્ષમાં લેવા માંડયા. કાર્યદક્ષતા અને વ્યવસ્થિતપણાનો ગુણ એણે એટલો તો ખીલવ્યો હતો કે લડાઈ વખતે પણ એની પ્રજા ધંધોરોજગાર, ખેતી વગેરે પોતાનાં આજીવિકાનાં કાર્યો કરે જ જતી.

## શિવાજીના કાર્યની શરૂઆત.

ઈ. સ. ૧૬૪૬માં તોરણનો કિલ્લો લીધો ત્યારથી જ શિવાજીએ પોતાના કાર્યનો આરંભ કર્યો એમ કહી શકાય. એ વખતે શિવાજીની ઉમર માત્ર ૧૯ વર્ષની હતી. ત્યારથી તે ૧૬૮૦ સુધી એટલે લગભગ ૩૪ વર્ષ સુધી એનું જીવન રાષ્ટ્રકાર્યમાં સતત ગુંથાએલું રહ્યું. પહેલાં છ વર્ષ તો એણે પુનાની આસપાસના પ્રદેશો જીતવામાં ગાળ્યાં. એ વખતે દૂરના મુગલ બાદશાહો સામે અથવા બીજાપુરના રાજ્ય સામે થવાનો એણે વિચાર સરખો પણ કર્યો નહતો. પોતાની સુપા અને પુનાની જાગીરના બચાવ માટે આસપાસના પહાડી કિલ્લા લેવા અને મરાઠા સૈનિકોને એકઠા કરવા એજ એનો મુખ્ય ઉદ્દેશ હતો. પરંતુ બીજાપુરના સુલતાને વિશ્વાસઘાત કરી શિવાજીના પિતા શાહજીને કેદ કરવાથી અને સિવાજીને પકડવાને એક મોટું લશ્કર રવાના કરવાથી એની સાથે શિવાજીને અથડામણ થઈ. દસ વર્ષ સુધી એ ટંટો ચાલ્યો અને આખરે શિવાજીએ બીજાપુરના સુલતાન પાસે પોતાને મનગમતા કરારો કરાવી લીધા. આ વખતે પણ મુખ્ય હેતુ સ્વરક્ષણ અને પોતાની હિલચાલને રાષ્ટ્રિય ભાવનાનું રૂપ આપવાનો જ હતો. પણ બીજાપુર સાથેની જીતને લીધે મુગલોની સામે થવાના પ્રસંગો ઉભા થયા; આખરે

મુગલ બાદશાહ પાસે પણ એણે મરાઠી રાજ્ય કબુલ કરાવ્યું અને ચોથ તથા સરદેશમુખી× જેવા હક્કો મેળવ્યા.

શિવાજીએ તોરણનો કિલ્લો લીધા પછી રાયગઢની કિલ્લેબંધી કરી અને એને મુખ્ય રાજધાની બનાવી. ત્યારપછી ચાકણ ને સિંહગઢ લીધા. સહ્યાદ્રિની હાર પર આવેલા કલ્યાણ સુધીના કિલ્લાઓ અને પ્રતાપગઢ, લોહગઢ, રાયરી જેવા દક્ષિણ બાજુના કિલ્લાઓ પણ સર કર્યા આ ઉપરથી બીજાપુરના રાજાએ શાહજીને કેદ પકડ્યો અને તેના જીવને કાંઈ આંચ આવે એ ધાસ્તીથી શિવાજીએ થોડોક સમય પોતાની હિલચાલ બંધ પાડી; એટલામાં શાહજીના મિત્રોએ પોતાની લાગવગનો ઉપયોગ કરી તેને છોડવ્યો.

---

× **ચોથઃ**–કોઈ પણ પરરાજ્ય એકદમ ન જીતાતાં ધીમેધીમે તેના ઉપર જીત મળે છે. આવા રાજ્ય ઉપર કર બેસાડવાની શિવાજીએ નવી યુક્તિ શોધી કાઢી. આ યોજના પ્રમાણે એકંદર રાજ્યની આવકનો ચોથો ભાગ આવાં રાજ્યોએ શિવાજીને આપવો અને તેના બદલામાં શિવાજીએ લશ્કર રાખી તે રાજ્યનો તેઓના શત્રુઓથી બચાવ કરવો એમ ઠર્યું.

**સરદેશમુખીઃ**–કોઈ પ્રાંતની જમીન મહેસુલ એકઠી કરી સરકારી તીજોરીમાં જમા કરાવી તે પ્રાંતનો બંદોબસ્ત કરવો અને તે માટે ઉપજના દશ ટકા પોતાને મળે એ હક્કને સરદેશમુખીનું નામ આપવામાં આવ્યું છે.

(વેલેસ્લીએ જે સાહાય્યકારક યોજના દાખલ કરી હતી તેને મળતીજ આ વ્યવસ્થા છે; પણ જે પ્રમાણે અંગ્રેજો તે રાજ્યનું રક્ષણ કરી શક્યા તે પ્રમાણે મરાઠાઓ આગળ જતાં કરી શક્યા નહિ. જો પ્રમાણે આગળ જતાં સાહાય્યકારક યોજનાને લીધે હિન્દુસ્તાનનાં બધાં દેશી રાજ્યો અંગ્રેજોના તાબામાં આવી ગયાં તેજ પ્રમાણે બધાં રાજ્યો એક પછી એક મરાઠી રાજ્યના તાબામાં આવત; પરંતુ પૈસા, લશ્કર, અને સંપના અભાવે મરાઠા મંડળે એ તક હાથમાંથી ગુમાવી અને આગળ જતાં તેમને જ અંગ્રેજોની ચોથ જેવી યોજના સ્વીકારી પરાધીનતા ભોગવવાનો પ્રસંગ આવ્યો.)

## અફઝલખાંનો વધ.

શાહજી છૂટો થતાં શિવાજીની આગલી હીલચાલ શરૂ થઈ. તેને દાબી દેવાના હેતુથી બીજાપુરના સુલતાને એક પછી એક સરદારો મોકલવા માંડ્યા. તે સઘળાનો શિવાજીએ પરાજય કર્યો. તે ઉપરાંત તેને મદદ કરનારા જાવલીના સરદાર મોરે અને તેના કુટુંબીઓને પણ મારી નખાવ્યા. આ વધતા જતા ત્રાસને લીધે બીજાપુરની સરકારે શિવાજીનું નિકંદન કરવાનો નિશ્ચય કરી તે માટે અફઝલખાન (બીજાપુરનો વાઘ)-ની નીમણુક કરી. શિવાજીને અફઝલખાં "ડુંગરમાંનો ઉંદર" કહેતો. તેની શી વિસાત? તેને જીવતો કે મરેલો જરૂર પકડી લાવીશ. આવી પ્રતિજ્ઞા કરી તે બાર હજારના સૈન્ય સાથે નીકળ્યો. એણે પંઢરપુર વગેરેના દેવળો તોડાવી નંખાવ્યા. વધુમાં શિવાજીના ભાઈનું ખૂન કરાવ્યું. આથી શિવાજી વધારે ઉશ્કેરાયો અને તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો.

શરૂઆતમાં તો બન્ને મિત્ર તરીકે મળ્યા. છતાં વિચક્ષણ હોવાથી એક એકની યુક્તિ પ્રયુક્તિઓથી વાકેફ હતા. મુલાકાત કરતી વખતે અફઝલખાંએ ઠીંગણા શિવાજીને ગળચીમાંથી પકડી મારી નાંખવાનો પ્રયત્ન કર્યો. શિવાજી ચેત્યો અને દીર્ઘદૃષ્ટિ વાપરી છૂપાવેલા હથિયારનો સંકટ સમયે ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો. તેણે તરતજ હાથમાં પહેરેલા વાઘનખ અફઝલખાંને ભોંકી દીધા. અને ક્ષણમાં તેના પ્રાણ લીધા. આખરે ઉંદરે વાઘને ખાધો! અફઝલખાં મરાયાની ખબર પડતાંજ મરાઠા લશ્કર મુસલમાન ઉપર તૂટી પડ્યું અને સખ્ત હાર આપી.

કેટલાક ઇતિહાસકારો શિવાજીના આ કૃત્યને છળકપટ ગણી વખોડી કાઢે છે પણ વાસ્તવિક રીતે જોતાં આમાં છળકપટ જેવું કશું જ નથી. શત્રુના કાવાદાવા સમજી પોતાના બચાવ માટે તૈયારી કરી રાખવી એમાં કોઈપણ રીતે ખોટું કર્યું એમ ન કહેવાય. અફઝલખાં જ્યારે એને કેદ કરવાને માટે પકડવા જાય ત્યારે તો પોતાના બચાવ માટે રાખેલાં સાધનોનો ઉપયોગ કરવો એ એક પવિત્ર ફરજ થઇ પડે. આ દૃષ્ટિએ શિવાજીના ઉપર જે ટીકા કરવામાં આવે છે તે વાજબી નથી.

### શિવાજી અને ઔરંગઝેબ.

મુગલો સાથેની લડાઈ એ શિવાજીના કાર્યનો ત્રીજો ભાગ છે. અત્યાર સુધી શિવાજીનો વિચાર મુગલો જોડે અથડામણમાં ઉતરવાનો ન હતો. ઉલટું શાહજી કેદ પકડાતાં મુગલોની મદદથી શિવાજીએ પિતાનો છુટકારો કરાવ્યો હતો. જ્યારે શિવાજી બીજાપુર સાથે બાથ ભીડી રહ્યા હતો અને સુલતાનને હંફાવી રહ્યો હતો ત્યારે ઔરંગઝેબ દક્ષિણનો સૂબો હતો. ત્યારપછી શાહજહાં માંદો પડતાં ઔરંગઝેબે પોતાના ભાઈઓ સાથે ગાદી પચાવી પાડવાનો વિચાર કર્યો. દક્ષિણ છોડતાં પહેલાં તેણે શિવાજીનો કોંકણ ઉપરનો હકક કબુલ રાખી પોતાને દિલ્હીની ગાદી મેળવવામાં મદદ કરવા લસ્કર લઈ આવવાનું શિવાજીને કહેવડાવ્યું હતું. પરંતુ ઔરંગઝેબ મહા ધૂર્ત હોવાથી પોતાનો માર્ગ નિષ્કંટક થયેલો જોતાંજ શિવાજી સાથે અણીને વખતે કરેલા કરાર પાળવાને બદલે તોડવાને તે લલચાયો. ઈ. સ. ૧૬૬૧ માં તેણે કલ્યાણ જીતી લીધું. આથી ઈ. સ. ૧૬૬૨ માં બીજાપુર સાથે સુલેહ કરી શિવાજીએ જુન્નરનો કિલ્લો હસ્તગત કર્યો અને લડાઈની તૈયારી કરવા માંડી.

### શિવાજી અને સાહિસ્તખાં.

ઔરંગઝેબે શિવાજીને તાબે કરવાને સાહિસ્તખાંને દક્ષિણમાં મોકલ્યો. સાહિસ્તખાંએ આવી પૂના જીતી લીધું અને ત્યાં છાવણી નાખી પડ્યો. પરંતુ શિવાજી કોઈ રીતે એના સકંજામાં સપડાય એમ ન હતું. એક રાત્રે જે ઘરમાં સાહિસ્તખાં ઉતર્યો હતો તે ઘર ઉપર અચાનક છાપો મારી સાહિસ્તખાંને જીવ લઈ નાસતો કરી મૂક્યો. એ રીતે ઝપાઝપીમાં સાહિસ્તખાં પોતાનાં બે આંગળાં પણ ખોઈ બેઠો.

### શિવાજી અને જયસિંહ.

સાહિસ્તખાંની હાર થવાથી ઔરંગઝેબે જયસિંહને શિવાજી સામે મોકલ્યો. શિવાજી જેવો ચતુર યોદ્ધો શા કારણે જયસિંહ સાથે લડવાને બદલે મુગલો સાથે સુલેહ કરવા દિલ્હી જવા તૈયાર થયો તે કહી

શકાતું નથી. એની ગેરહાજરીમાં મરાઠાઓએ જે રીતે રાજ્યનું રક્ષણ કર્યું તેણજોતાં શિવાજીને કાંઈપણ ડરવાનું કારણ ન હતું. કદાચ રજપૂત રાજાઓ સાથે એ પ્રમાણે સંબંધ બાંધી પોતાનાં કાર્યમાં તેમની મદદ મેળવવાનો વિચાર હોય અને તેથી જયસિંહને સારૂં લગાડવા તૈયાર થયો હોય એ વધારે સંભવિત છે. એવા જ કોઈ ઉદ્દેશથી એણે જયસિંહને કહાવી મોકલ્યું કે હું મુગલો સાથે સુલેહ કરી કેટલાક કિલ્લા આપી દેવા તૈયાર છું. ઔરંગઝેબને એ ખબર પડતાંજ તે ખુશ થઈ ગયો અને શિવાજીને આગ્રે આવવા નિમંત્રણ કર્યું.

## શિવાજીનું આગ્રામાં આગમન.

ઔરંગઝેબના નિમંત્રણને માન આપી શિવાજી આગ્રા જવા પોતાના વડીલ પુત્ર સંભાજીને સાથે લઈ નીકળ્યો. ઔરંગઝેબના હુકમથી રસ્તે ઠેકઠેકાણે શિવાજીનું સન્માન કરવામાં આવ્યું અને એક મહાન રાજાને છાજતા દબદબાથી તેણે આગ્રામાં પ્રવેશ કર્યો. દરબારમાં એ ઔરંગઝેબને મળવા ગયો પણ ઔરંગઝેબની કુટિલ નીતિથી કહો, અથવા મહારાષ્ટ્રના સુભાગ્યે કહો પણ ઔરંગઝેબ આવેલી તકનો લાભ લઈ મુગલ શહેનશાહતને બળવાન બનાવતાં ચૂકી ગયો. પોતાની સત્તાના મદમાં જયસિંહ સાથે થયેલા કરાર પ્રમાણે શિવાજીને રાજા તરીકે કબુલ કરી યોગ્ય સન્માન આપવાને બદલે એક સાધારણ સરદાર હોય તેવી રીતે એની સાથે વર્તી શિવાજીને અપમાન લાગે એવું કર્યું. અપમાન થતાંજ શિવાજીને પોતે ત્યાં જવામાં મોટી ભૂલ કરી છે એમ લાગ્યું; અને પોતે મહાન મુગલ દરબારમાં છે તેની જરાપણ દરકાર ન કરતાં વીરકેસરને છાજે તેમ ત્યાંને ત્યાં જ મુગલ સમ્રાટ્ ઔરંગઝેબનું છડેચોક અપમાન કર્યું. આ હિંમત જોઈ બધા સરદારો તો છક જ થઈ ગયા; કારણકે મુગલોથી ઘેરાયલો હોવા છતાં આવી હિંમત દાખવવી એ કાંઈ નાનીસુની વાત ન હતી. ઔરંગઝેબે સ્વપ્નેય આશા રાખી નહિ હશે કે આવા પ્રકારની અડગ હિંમત શિવાજી બતાવશે.

## શિવાજીનું કેદ થવું અને આગ્રેથી નાશી છૂટવું.

શિવાજી જતાં જ જે ઔરંગઝેબ અત્યાર સુધી એનાં શૌર્યથી આશ્ચર્ય-ચકિત થયો હતો તે હવે ભાનમાં આવ્યો અને શિવાજીના ઉતારાની આસપાસ મુગલ લશ્કર મૂકી એને નજરકેદ કર્યો. વસ્તુસ્થિતિ કળી જતાં શિવાજી પોતાના બચવાના માર્ગ શોધવા લાગ્યો. પણ લશ્કર ભેદીને ચાલ્યા જવું એ સહેલું ન હતું. સંકટ સમયે પોતાની ચાતુરીથી રસ્તો કાઢવો એ તો શિવાજીને મન રમત વાત હતી. તરત તેણે માંદા હોવાનો ઢોંગ કર્યો અને દવા કરાવા માંડી. કેટલાક દિવસ એ પ્રમાણે કર્યા પછી હિન્દુઓનાં મંદિરોમાં, મુસલમાનોની મસ્જીદોમાં, શેઠશાહુકારોને ત્યાં, અમીરઉમરાવોને ત્યાં, પોતે સાજો થયાની ખુશાલીમાં તે મીઠાઈઓના ટોપલા ભેટ તરીકે મોકલવા લાગ્યો. શરૂઆતમાં તો મીઠાઈના કંડીઆઓની તપાસ કરવામાં આવતી પણ રફતે રફતે એ તપાસ ઢીલી થતી ગઈ. એ તકનો લાભ લઈ એક દિવસ શિવાજી અને સંભાજી મીઠાઈના કંડીઆમાં ભરાઈ નાસી છૂટયા. થોડેક અંતરે જઈ સંન્યાસીનો વેશ ધારણ કરી, રસ્તે અતિશય સંકટો વેઠી, ઠેકઠેકાણે પાછળ પડેલા મુગલ સૈનિકોને છેતરી સહીસલામત દક્ષિણમાં આવી પહોંચ્યો.

## મુગલ શાહેનશાહ સાથે તહ.

શિવાજીની ગેરહાજરીમાં મરાઠા સરદારો શિવાજીની રચના પ્રમાણે માતા જીજાબાઈની દેખરેખ નીચે રાજ્ય કારભાર ચલાવી રહ્યા હતા. શિવાજી નાશી છૂટયાના સમાચાર મળતાં જ તેના બહાદુર સરદારોએ મુગલોએ જીતેલા તેમના કિલ્લા પાછા મેળવ્યા અને એ પ્રમાણે રાજ્યને સુરક્ષિત સ્થિતિમાં શિવાજી આવતાં જ તેને સોંપ્યું. ઔરંગઝેબે પોતાના પુત્રને શિવાજી સામે મોકલ્યો પણ હવે છંછેડાએલા સિંહ જેવો શિવાજી ગાંજ્યો જાય એમ ન હતું. મુગલ સૈન્યનો પરાજય થતાં તહ થયો; શિવાજીને રાજા તરીકે કબૂલ રાખવામાં આવ્યો: સંભાજીને ૫૦૦૦ની

મનસબદારી મળી; આ ઉપરાંત પૂના વગેરે પ્રાંતો શિવાજીને પાછા આપવામાં આવ્યા.

## મુગલો સાથે પુન: લડાઈ.

એ વર્ષ પછી ઔરંગઝેબને પાછું શિવાજીને હંફાવવાનું મન થયું અને દક્ષિણમાં પોતાનો પુત્ર હતો તેને શિવાજી સામે લશ્કર લઇ લડવા મોકલ્યો. ચાર વર્ષ સુધી લડાઇ ચાલી અને શિવાજીએ પોતાના બધા પ્રાંતો પાછા મેળવી, તાપી નદીની દક્ષિણે આવેલા બધા મુલક પર ચોથ તથા સરદેશમુખી મેળવી.

## શિવાજીનો રાજ્યાભિષેક. ૧૬૬૫.

શાસ્ત્રોક્ત પદ્ધતિએ રાજ્યાભિષેક કરાવી પોતાને એક મહાન હિંદુ રાજા તરીકે જાહેર કરવાનો શિવાજીએ વિચાર કર્યો. રાયગઢ આગળ મહાન દબદબાથી રાજ્યાભિષેક કરાવી દક્ષિણમાં મહાન મરાઠી રાજ્યનું અસ્તિત્વ તેણે જાહેર કર્યું. દરમ્યાન બીજાપુર અને ગોવલકોંડા ઉપર મુગલ સૈન્યો હલ્લો કરતાં ત્યારે તેમની મદદે દોડી જઇ તેમનો બચાવ કરતો. વળી તાપીની દક્ષિણથી માંડી નીરા નદી સુધીના પ્રદેશ પર રાજ્ય અમલ બેસાડી તાપીથી કાવેરી સુધી આવેલાં હિન્દુ અને મુસલમાન રાજ્યો પાસે એણે પોતાનું સાર્વભૌમપદ કબૂલ કરાવ્યું.

## શિવાજીનું રાજનૈપુણ્ય.

એક મહાન સૈનિક હોવા ઉપરાંત એક મહાન રાજ્યકર્તા હોવાનું માન પણ શિવાજીને ઘટે છે. પોતાના રાજ્યને એણે એવી સુવ્યવસ્થિત રીતે સ્થાપ્યું હતું કે એના મરણ પછી પણ કોઇ જાતની અડચણ વગર એ ચાલુ રહ્યું; અને વર્ષો સુધી મુગલશહેનશાહત જેવી સર્વોપરિ સત્તાની સામે ટક્કર ઝીલી પગભર રહી શક્યું. એની પછી ગાદીપર

આવનારાઓએ એની ભાવના પ્રમાણે રાજ્યશકટ હાંકયું હોત તો ઇતિહાસ કાંઈક જૂદો જ લખવો પડત; પણ એ ભાવના નષ્ટ થવાથી કુસંપનાં બીજ રોપાયાં. આગળ જતાં મરાઠા રાજ્યનાં મૂળમાં સડો પેઠો અને એ મહાન સ્વદેશપ્રેમી રાજાની ગોઠવેલી બાજી ચુંથાઈ ગઈ.

રાજ્યવ્યવસ્થામાં બે મુદ્દાપર એનું મુખ્ય લક્ષ હતું. સૈનિકોને અને અમલદારોને રોકડો પગાર આપવો અને મહેસુલી ખાતું સીધું પોતાની દેખરેખ નીચે રાખવું. આ પ્રકારની ગોઠવણથી આગલા જમીનદારોની અંધાધુંધી દૂર થઈ. અને સરદારો સ્વતંત્ર થઈ મુખ્ય સત્તાની સામે થતા અટકયા.

## અષ્ટપ્રધાન.

રાજ્યકાર્યના આઠ ભાગ પાડી તેને આઠ પ્રધાનોને સોંપવામાં આવ્યા; દરેક ખાતા માટે તેણે એકેકો પ્રધાન નીમ્યો. અને તે ખાતા માટે તે જોખમદાર ગણાયો. આઠ વિભાગો નીચે મુજબ હતાઃ-

(૧) પંતપ્રધાન (પેશવા)—મુખ્ય દિવાનગીરીનું કામ.
(૨) પંતઅમાત્ય—મુલ્કી વસુલાત અને તેના હિસાબનું કામ.
(૩) પંતસચિવ—રાજ્યના તમામ દફતરનું કામ.
(૪) મંત્રી—રાજાના ખાનગી કારભારપર દેખરેખ રાખવી.
(૫) સમંત—પરરાજ્ય સાથે પત્રવ્યવહાર કરવો.
(૬) સેનાપતિ—લશ્કરની વ્યવસ્થા કરવી.
(૭) ન્યાયાધીશ—તંટાઓનો નિકાલ કરવો.
(૮) પંડિતરાવ—ધર્મખાતાની વ્યવસ્થા કરવી.

આ અષ્ટપ્રધાનની યોજના ઉત્તમ હતી. હાલમાં બ્રિટિશ શહેનશાહતમાં પ્રધાન મંડળની જે રચના છે તેને જ મળતી શિવાજીની યોજના પણ હતી. શિવાજીનો ઉદ્દેશ પ્રધાનપદ વંશપરંપરા ચાલુ રાખવાનો ન હતો. એ ઉદ્દેશ શાહુના વખતમાં થોડાંક વર્ષો સુધી જળવાયો પણ પાછળથી તેમાં શિથિલતા આવી પેશ્વાપદ વંશપરંપરાનું થયું.

આ ઉપરથી જણાશે કે સૌથી અગત્યનું ખાતું પેશવાને સોંપવામાં આવ્યું હતું. તે મુખ્ય પ્રધાન હતો, અને તેની સલાહપર શિવાજી બહુ વજન મૂકતો. પ્રધાનોની નીમણુક શિવાજી પોતે કરતો. વધુમાં પ્રધાન-પદ વંશપરંપરા રાખવામાં નહોતું આવ્યું. યોગ્ય માણસની પસંદગી કરવાથી રાજ્યકારભાર સારી રીતે ચાલી શકે. શિવાજીના વંશજોએ આ સિદ્ધાંત બાજુએ મૂકયો અને પેશવાઈ વંશપરંપરાની બનાવી દીધી.

વધુમાં શિવાજીએ નીચેની બાબતો પર ખાસ ધ્યાન આપ્યું હતું.

(૧) પહાડી કિલ્લાનું મહત્ત્વ.
(૨) વંશપરંપરાની નોકરીનું ઉચ્ચાટન.
(૩) સૈનિકો અને સરદારોને જાગીરો આપવાને બદલે રોકડ પગારની યોજના.
(૪) મહેસુલખાતું પોતાની જ દેખરેખ તળે રાખવું.
(૫) લશ્કરી ખાતાને મુલ્કી ખાતાના કારોબાર હેઠળ મૂકવું.
(૬) ધર્મ, જાતિ વગેરે લક્ષમાં ન લેતાં લાયક પુરુષનેજ નોકરી આપવી.

રાજ્યના વિસ્તાર થતાં આ અગત્યની બાબતો વિસારે પડી. અને મુખ્ય મુદ્દાઓ પણ પેશવાની સત્તાના વખતમાં પડતા મૂકાયા. આથી કુસંપનાં બીજ વવાઈ મરાઠી સામ્રાજ્યની પાછળથી પડતી થઈ.

## શિવાજીનું ચારિત્ર્ય.

અડગ હિંમત, અવર્ણનીય સ્વદેશપ્રેમ, અને અતૂલ ચાતુરીથી શિવાજીએ મરાઠા રાજ્યને ઉચ્ચ પદવીએ પહોંચાડયું. એના ઉપર કેટલાક નિષ્કારણદોષારોપ કરે છે પણ એના વખતની પરિસ્થિતિનો વિચાર કરતાં એ દોષો એને જરા પણ લાગુ પડતા નથી; છતાં જો કોઈ પણ દોષ માલમ પડે તો ધ્યાનમાં રાખવુ જોઇએ કે જે શત્રુઓની સાથે એને કામ લેવાનું હતું તે એવા તો છળકપટથી ભરેલા હતા કે શિવાજીને એમના જેવા થયા વિના છુટકોજ ન હતો. તથાપિ એણે ધર્મની બાબતમાં,

પછી તે હિન્દુનો હોય કે મુસલમાનનો—જરા સરખીએ હરકત કીધી નથી. પોતે ઉપરાઉપરી જીતો મેળવતો જતો હોવા છતાં કોઈપણ મસ્જીદનો એણે નાશ કર્યો નથી. ઉલટું એક વખતે એના હાથમાં કુરાનની એક નકલ આવી પડતાં એણે એ કુરાનને રેશમી કપડામાં લપેટી માનસહ યોગ્ય સ્થળે મોકલાવી આપ્યું હતું. શત્રુના સૈનિકો કે અમલદારો કેદ પકડાય તો એમને યોગ્યતા પ્રમાણે માનથી રાખતો. શિવાજીની માતૃભક્તિ એવી પ્રબળ હતી કે માતાની આશિષ મેળવ્યા સિવાય કોઈપણ કાર્યનો આરંભ પોતે કરતો નહિ; અને તેની સાથે એવો તો નીતિવાન હતો કે પરસ્ત્રીને પોતાની માબ્હેન સમાન ગણતો. એક પ્રસંગે લડાઈમાં જીત થતાં તેના સૈનિકોએ એક સુંદર સ્ત્રીને પકડી શિવાજીને ભેટ કરવાના ઇરાદાથી દરબારમાં હાજર કરી. શાણો શિવાજી સરદારોનો હલકો આશય સમજી ગયો; પરંતુ ક્રોધ દાબી દઈ કોઈને પણ ઠપકો આપ્યા વિના તે સ્ત્રીના તરફ નજર કરી કહ્યું કે "જો આવી સુંદર સ્ત્રીના પેટે મારો જન્મ થયો હોત તો હું કેવો દેખાવડો થાત!" સૈનિકો અને સરદારો તો એ શબ્દો સાંભળી કાળા શાહી જેવા થઈ ગયા. પછીથી શિવાજીએ એ સ્ત્રીને વસ્ત્રાલંકારથી નવાજી, યોગ્ય સન્માનસહ તેનાં સગાસંબંધીઓના હાથમાં પાછી સોંપી દીધી. વળી કાર્યની તેને કદર હતી અને માણસની તેને કિંમત હતી. આવા આવા ઉત્તમ ગુણોને લીધે માવલાઓ પણ તેને પોતાના પ્રાણ સમાન ગણી પૂજતા, અને એ ગુણોથી લોભાઈને જ બધી જાતિના શૂર પુરુષો તેના છત્ર તળે એકઠા થઈ મરાઠી રાજ્ય સ્થાપવામાં તેને મદદ કરી રહ્યા હતા. સંકટ સમયે શિવાજીના વીર સાથીઓ પોતાના પ્રાણના ભોગે પણ એને સુરક્ષિત સ્થળે પ્હોંચાડી દેતા. એના મહાન ગુણોથી મોહિત થઈ આખું મહારાષ્ટ્ર એને પોતાનો ત્રાતા સમજતું. 'આજે પણ શિવાજીના ગુણોથી અને ખાસ કરી એના સ્વધર્મપ્રેમને લઈ હિન્દુસ્તાન એને હિન્દુ ધર્મનો ઉદ્ધારક ગણે છે અને કેટલાક ભાવિકો તો શિવાજીને શંકરનો અવતાર ગણી એની દેવની માફક પૂજા કરે છે. શિવાજી એક વિરલ નર હતો,

અજોડ રાષ્ટ્રવીર હતો, અને અદ્દભુત સેનાનાયક હતો. આવા મહાન ગુણોને લીધે એને એક દૈવી પુરુષ તરીકે પૂજવામાં આવે તો એમાં નવાઇ પામવા જેવું કશું જ નથી.

## ૩

## સંભાજી, ઈ. સ. ૧૬૮૦ થી ૧૬૮૯

શિવાજીનું મૃત્યુ એકાએક થતાં રાજ્યગાદી સંબંધી કોઇપણ જાતની ગોઠવણ કરવાનો સમય મળ્યો નહિ. શિવાજીનો વડીલ પુત્ર સંભાજી વ્યસની અને નાલાયક હતો. પિતાના વખતમાં જ તેના હુકમનો અનાદર કરી મુગલરક્ષણ નીચે જઈ રહ્યો હતો. ત્યાંથી આવતાં એને પન્હાલાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો. પણ લશ્કર સંભાજીના પક્ષમાં હોવાથી તેણે એકદમ રાયગઢ આવી ગાદી લીધી. રાજ્યારૂઢ થતાં જ પોતાની નીચતાનું ભાન બીજાઓને તે કરાવવા લાગ્યો. પોતાની સાવકી માતાને ભૂખમરાથી મારી નાખી. વધુમાં શિવાજીના ચીટણીસને પણ મારી નખાવ્યો. રાજારામને રાયગઢના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ત્યાર પછી સંભાજીએ અજેય ગણાતો જંજીરાનો કિલ્લો લેવા પ્રયત્ન કર્યો પણ એમાં એને ધારવા જેવો યશ મળ્યો નહિ. ઈ. સ. ૧૬૮૩માં સંભાજી મુગલોની સામે થયો અને મુઆઝીમને હરાવ્યો. એજ અરસામાં મરાઠાઓએ કુચ કરી બરાનપુરનો નાશ કરી ભરૂચ લૂંટ્યું. ઔરંગઝેબે બીજાપુરનો નાશ કર્યા પછી ગોવળકોંડા સાથે શાહજાદા મુઆઝીમે કરેલ સુલેહનો ભંગ કરી પોતાના મુગલ સૈન્યને આગળ અને આગળ ધપાવવાનું ચાલુ રાખ્યું. આ પ્રમાણે મુગલ સૈન્ય જીત મેળવતું દક્ષિણમાં પોતાની સત્તા સ્થિર કરતું જતું હતું. તેજ વખતે સંભાજીની ક્રૂરતાને લીધે અને એના વ્યસનાધીનપણાને લીધે મરાઠા સૈન્યમાં અવ્યવસ્થાએ પગપેસારો કર્યો. સંભાજી જાતે શૂરવીર હોવા છતાં પિતાના ગુણોનો એનામાં અભાવ હતો; અને એ ખામીને લીધે મરાઠી સત્તાની આબરૂ વધારી શકે એવી એનામાં શકિત હોવા છતાં વ્યસનાધીન થઇને એણે મરાઠી રાજ્યને સંકટમાં ઉતાર્યું અને પોતાનો નાશ કર્યો.

સંભાજીનો મુખ્ય સલાહકાર કલુશા નામનો બ્રાહ્મણ હતો. તે મહા નીચ, પ્રપંચી, અને પાખંડી હતો. એની સોબતમાં સંભાજીને દારૂનું વ્યસન એટલું બધું વધી ગયું કે દિવસે દિવસે તે અધોગતિને માર્ગે જવા લાગ્યો. રાજ્યમાં પણ અવ્યવસ્થા ફેલાવા માંડી. એ પરિસ્થિતિનો લાભ લઈ ઔરંગઝેબે એક દિવસ સંભાજી દારૂમાં ચકચૂર બની બેભાન સ્થિતિમાં પડયો હતો ત્યારે અચાનક છાપો મારી એને કેદ કર્યો. પછી એને દિલ્હી લઈ જવામાં આવ્યો. ત્યાં એને મુસલમાન થવાનું કહેવામાં આવતાં શિવાજીના પુત્રમાં તે વખતે હિન્દુધર્મનું ઝનુન ઉભરાઈ આવ્યું. પોતાના પ્રાણ સંકટમાં આવી પડેલા હોવા છતાં ધર્માંતર કરી તેણે પોતાના નામને અને શિવાજીના કુલને કલંક ન લગાડયું. ઔરંગઝેબે એને ક્રૂરતાથી રીબાવી રીબાવી આંધળો કરી છેવટે એનો વધ કરાવ્યો પણ વીર શિવાજીનો એ શૂર પુત્ર છેવટ સુધી ન ડગ્યો. જો કલુશા જેવા નીચ ખવાસના માણસની સોબતમાં સંભાજી ન પડયો હોત તો એનામાં શૌર્ય એટલું હતું કે પોતે મરાઠી રાજ્યને જરૂર દીપાવી શકત અને પોતાનું નામ ઉજ્જ્વળ કીર્તિથી શોભાવી શકત. પરંતુ મરાઠી રાજ્યને માથે કાળચક્ર ફરતું હોવાથી એને અવળી મતિ સૂઝી; છતાં મરતાં મરતાં પણ એ પોતાની અડગ હિંમતનો અને અચળ ટેકનો પ્રભાવ બતાવી ગયો અને ફક્ત ધર્મની ખાતર જ પોતાના પ્રાણનું બલિદાન આપી સ્વર્ગે સિધાવ્યો.

સંભાજી પડતાં મરાઠાઓ વિમાસણમાં પડી ગયા. શત્રુનું બળ વધતું જતું હતું. એક પછી એક કિલ્લાઓ મુગલો હસ્તગત કરવા લાગ્યા અને આખરે સંભાજીની પત્ની અને પુત્ર શાહુ પણ મુગલોના હાથમાં સપડાઈ કેદ પકડાયા. શાહજીએ અને શિવાજીએ ૬૦ વર્ષની અથાગ મહેનતથી રચેલી બાજી ઊંધી વળી જવાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. આશાનું એક કિરણ પણ જણાતું ન હતું. પણ ઇશ્વરી સંકેત કાંઈ જુદોજ હતો. શિવાજીએ જે દીર્ઘદૃષ્ટિ વાપરી રાજ્યવ્યવસ્થા કરી હતી તેની કસોટી થવાની હતી અને મહારાષ્ટ્રની પણ ખરેખરી પરીક્ષા થવાની હતી.

સંજોગો બારીક આવેલા જોઈ શિવાજીની દેખરેખ નીચે તાલીમ લીધેલા કેટલાક શૂર રાષ્ટ્રપ્રેમી પુરુષોનો સ્વદેશપ્રેમ ઉભરાઈ આવ્યો. અનુકૂળ સંજોગોનો અભાવ હોવા છતાં અને વળી પૈસા સંબંધી તદ્દન ખરાબ સ્થિતિ હોવા છતાં શિવાજીની સ્થાપેલી ગાદી સાચવવા અને મહારાષ્ટ્રનું ગૌરવ વધારવા એ બહાદુર સરદારો મુગલ સૈન્યને હાંકી કાઢવાની ખટપટ કરવા લાગ્યા. આ વખતે રાજારામ, મુગલો રાયગઢ લે તે પહેલાં કેદમાંથી નાસી છૂટયો હતો. તેનો લાભ લઇ મરાઠાઓએ તેને પોતાનો સરદાર બનાવ્યો.

## રાજારામ–ઈ. સ. ૧૬૮૯ થી ૧૭૦૦

રાજારામ વયે નાનો હતો પણ શિવાજીના ઘણા ગુણો એનામાં ઉતરી આવ્યા હતા. ઉપરાંત એ એવો ઉદાર દિલનો હતો કે સંભાજીનો પુત્ર શાહુ મુગલ દરબારમાં કેદ પકડાયો હતો તેને માટે એણે મરાઠી રાજ્યનો ઝુંડો ઉઠાવ્યો અને પોતે ગાદીપર બેસવા ના પાડી. બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, વગેરે દરેક જાતિના શૂર નરવીરો એકત્ર થઈ એની સાથે જીંજી જઈ ત્યાંથી મુગલો ઉપર આક્રમણ કરવાનો મનસુબો કરવા લાગ્યા. ઔરંગઝેબે ઝુલ્ફીકારખાં નામના એક સરદારને જીંજી લેવા મોકલ્યો; પણ સાત વર્ષ સુધી મરાઠાઓએ એને જરા પણ મચક ન આપી; અને સાતમે વર્ષે કિલ્લો પડતાં રાજારામ વગેરે કિલ્લામાંથી સહીસલામત છટકી ગયા. દરમ્યાન મરાઠા સરદારો છૂટા છવાયા પ્રાંતો જીતતા ચાલ્યા અને ઘણે ઠેકાણે ઔરંગઝેબને અને એનાં લશ્કરને છક્કડ ખવડાવી. વળી ખાનદેશ, વરાડ, વગેરે સ્થળે પોતાનો અમલ પણ બેસાડયો.

ઈ. સ. ૧૭૦૦માં ઔરંગઝેબે જે કિલ્લાઓનો મરાઠાઓ પોતાના બચાવમાં ઉપયોગ કરતા હતા તે બધાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. પોતે જાતે લશ્કરની સરદારી લઈ બહાર પડયો અને ઝુલ્ફીકારખાંને રાજારામના લશ્કર સામે ખુલ્લા મેદાનમાં પડવા જણાવ્યું. શત્રુની આની

મહાન તૈયારી સામે મરાઠાઓ વધારે ટકી શકયા નહિ અને તેમના એક પછી એક એમ કિલ્લાઓ પડવા લાગ્યા. છેલ્લે સતારાનો કિલ્લો પણ બહુ બહાદુરીથી ટકાવી રાખવા છતાં ઔરંગઝેબના હાથમાં ગયો. એજ અરસામાં રાજારામ સિંહગઢમાં મરણ પામ્યો, ઈ. સ. ૧૭૦૦.

## રાજ્યરક્ષક તારાબાઈ–ઈ. સ. ૧૭૦૦ થી ૧૭૦૮

રાજારામ મરણ પામ્યો અને શાહુ તો હજુ કેદમાં જ હોવાથી રાજારામની વિધવા તારાબાઈએ પોતાના દસ વર્ષના બાળકને ગાદીનો માલીક ઠરાવી મરાઠી રાજ્યના રક્ષણનું બીડું પોતે ઝડપ્યું અને એ પ્રમાણે હિન્દુસ્ત્રીની ગૌરવભરી પ્રતિભાનું ભાન કરાવ્યું. રામચંદ્રપંત મરાઠા રાજ્યની દેખરેખ રાખવા લાગ્યા; પોતાના પ્રાણથી પણ વ્હાલા કિલ્લાઓ પડતાં મરાઠાઓના બચાવનાં સાધનો લૂલાં થતાં ચાલ્યાં. પણ સંકટને પોતાની સોડમાં લઈ સૂનારા વીર મરાઠાઓ આથી હતાશ થાય એવા ન હતા. કિલ્લાઓનો નાશ થતાં ખાનદેશ, વરાડ, ગુજરાત, વગેરે ઠેકાણે લૂંટફાટ કરી ચોથ અને સરદેશમુખી જેવા કરો ઉઘરાવી મરાઠાઓ સ્વરક્ષણની તૈયારી કરવા લાગ્યા. નર્મદા ઉતરી માળવે જઈ ત્યાં પણ તેઓએ વસવાટ કર્યો. એમના એ ચીવટભરેલા વર્તનથી ઔરંગઝેબ દિનપરદિન પોતાની કઢંગી સ્થિતિ અનુભવવા લાગ્યો. કિલ્લાઓ પડતાં નવા કિલ્લાઓ ઉભા થવા લાગ્યા. એક મરાઠી સેના વિખરાતાં બીજી સેના બીજે ઠેકાણે એકત્ર થતી ચાલી. મરાઠાઓએ આખો મરાઠા પ્રદેશ તારાબાઈના હુકમથી ઉજ્જડ કરી ઔરંગઝેબને નાના પ્રકારની વિટંબણાઓ ભોગવતો કર્યો. આખરે ઈ. સ. ૧૭૦૫ માં તેના સલાહકારોએ તેને મરાઠાઓ સાથે સુલેહ કરવાની ભલામણ કરી. ઔરંગઝેબ પણ હવે થાકયો હતો. તેનું બળ દિવસે દિવસે ક્ષીણ થતું જતું હતું; તેથી કંટાળી દક્ષિણના ૭ પ્રાંતો ઉપર મરાઠાની સરદેશમુખીનો હક્ક કબુલ રાખવા તૈયાર થયો; અને તેના બદલામાં મરાઠાઓએ દક્ષિણમાં વ્યવસ્થા જાળવવી એવું ઠર્યું. શાહુનું લગ્ન કરી તેને અક્કલકોટ, પુર, બારામતી, વગેરે લગ્નની ભેટ

તરીકે આપવાનું નક્કી કર્યું. પરંતુ મરાઠાઓને આટલાથી સંતોષ ન થતાં તેમણે પોતાની માગણી વધારી અને એ મસલત પડી ભાંગી.

મુગલોમાં હવે આગળની માફક લડાઈ ચાલુ રાખી ઝુઝવાની તાકાત રહી ન હતી. મરાઠાઓ તો એક પછી એક કિલ્લાઓ જીતતાજ ચાલ્યા. પવનગઢ, વસંતગઢ, સિંહગઢ, રાજગઢ, અને સતારાના કિલ્લાઓ તેઓએ જીતી લીધા. ઈ. સ. ૧૭૦૭ માં પુના અને ચાકણ પર મરાઠા સેનાપતિ ધનાજીએ હલ્લો કરી મુગલો પાસેથી તે પડાવ્યા. આવી રીતે પોતાની મુરાદ નિષ્ફળ જતી જોઇ ધૂર્ત ઔરંગઝેબે એક યુક્તિ અજમાવી. શાહુ જે તેના પંજામાં સપડાયલો હતો તેની પાસે મરાઠા સરદારો પર એક પત્ર લખાવી આજ્ઞા કરાવી કે તે બધાઓએ ઔરંગઝેબને શરણે આવવું. પરંતુ મરાઠાઓ આથી છેતરાય એવા કાચા ન હતા. શાહુ પ્રત્યે ગમે તેટલું તેમને માન હોય તો પણ તેઓ જાણતા હતા કે ઔરંગઝેબ શાહુને રમાડી હારેલી બાજી જીતવાનો દાવ ખેલી રહ્યો છે. આથી એ પત્રની અસર મરાઠા ઉપર કાંઈજ ન થઈ. મરાઠાઓ સાથે લડવામાં પોતે ભૂલ કરી હતી એ હવે ઔરંગઝેબને ચોક્કસ સમજાયું. એમ છતાં પણ શાહુને તો એણે મરતા સુધી છોડ્યો જ નહિ. પોતાની સઘળી મુરાદ ધૂળધાણી થઇ પડેલી જોઈ ઔરંગઝેબ આસાએશ લેવા અહમદનગર આવ્યો. ત્યાં ઔરંગઝેબ જેવા હઠીલા બાદશાહને એવું કહેવાનો વખત આવ્યો કે જ્યારે હાર નક્કીજ છે ત્યારે લડાઈ ચાલુ રાખવી એ વ્યર્થ છે. આખરે નિરાશ થઇ આ ફાની દુનિયાનો એક સવારે હાથમાં માળા ફેરવતાં ફેરવતાં તેણે ત્યાગ કર્યો, ઈ. સ. ૧૭૦૭.

આ પ્રમાણે ૨૦ વર્ષ સુધી એક સરખી લડત ચલાવી મરાઠાઓએ સંપૂર્ણ વિજય મેળવ્યો. શિવાજીના વખતની પરિસ્થિતિ ન હોવા છતાં અને વધારામાં તેમનો રાજા ઔરંગઝેબના દરબારમાં કેદ થયેલો હોવા છતાં મરાઠા સરદારોએ પોતાની માતૃભૂમિને માટે, પોતાના ધર્મને માટે, સ્વાતંત્ર્ય માટે નાના ભેદભાવ પણ વિસરી, એકત્ર થઇ મરાઠાશાહીનો

ઝુંડો ઉઠાવ્યો, પોતાના દેશને મુગલોથી કચરાઈ જતો બચાવી લીધો અને ઔરંગઝેબ જેવા બળવાન બાદશાહની સામે સાધનોનો અભાવ તથા સંજોગોની પ્રતિકૂળતા હોવા છતાં ટક્કર ઝીલી મહારાષ્ટ્રને સ્વતંત્ર બનાવ્યો એટલુંજ નહિ પણ આખા હિંદને ૭૦૦ વર્ષની પરદેશી ઝુંસરીમાંથી મુક્ત કરી હિંદુસામ્રાજ્ય સ્થપાય એવો જોગ લાવી મૂક્યો.

# પ્રકરણ ૨ જું

## પેશવાઈ સત્તાનો ઉદય

### ૧

### શાહુ છત્રપતિ–ઈ. સ. ૧૭૦૮ થી ૧૭૪૮

સંભાજીનો પુત્ર અને મરાઠા રાજ્યના સ્થાપક મહાન શિવાજીનો પૌત્ર શાહુ પિતાની સાથેજ મુગલોના હાથમાં સપડાયો હતો અને મુગલ દરબારમાંજ લગભગ ૨૧ વર્ષની ઉમર થઈ ત્યાં સુધી રહ્યો હતો.

ઔરંગઝેબ મહા ધૂર્ત અને દીર્ઘદૃષ્ટિવાળો હતો. તેનો વિચાર શાહુ ઉપર મહેરબાની કરવાનો ન હતો; પણ પ્રસંગે એનો ઉપયોગ કરી લેવા પોતાની પાસે રાખી ઉછેર્યો હતો. મરાઠી રાજ્યની સ્થિતિથી તે પૂરો વાકેફ હતો. તારાબાઈ તેમજ અન્ય મરાઠા સરદારોની તેને સંપૂર્ણ માહિતી હતી. મરાઠાઓથી પોતાને ઘેરાએલો જોતાંજ શાહુની મારફતે પત્ર લખાવી મરાઠાઓમાં કુસંપનું બીજ વાવવાનો દાવ અજમાવી જોવાનો તેણે વિચાર પણ કર્યો હતો પણ મરાઠાઓ એની યુક્તિથી ફસાય એવા ભોળા ન હોવાથી તેની યુક્તિ નિષ્ફળ ગઇ. છતાં ઔરંગઝેબના

મરણ બાદ ઝુલ્ફીકારખાંએ આઝમશાહના હાથે શાહુનો છુટકારો કરાવી ઔરંગઝેબનો હેતુ પૂર્ણ કર્યો, ઈ. સ. ૧૭૦૭.

શાહુનો છુટકારો થતાં જ તેને મરાઠાઓના રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો, આ પ્રમાણે ૨૦ વર્ષની લડાઈની નેમ મરાઠા સરદારોની દેશભક્તિથી પાર પડી. ઈ. સ. ૧૭૦૮ માં શાહુનો રાજ્યાભિષેક થયો. થોડા જ સમયમાં કોલ્હાપુર સિવાયનો બધો પ્રદેશ જે મરાઠાઓના તાબામાં હતો તે તેના તાબામાં આવ્યો. મુગલ શહેનશાહે મરાઠાઓની ચોથ અને સરદેશમુખી કબુલ રાખી અને આગળ જતાં પેશ્વા બાલાજી વિશ્વનાથ અને સેનાપતિ ખંડેરાવ દાભાડેએ એની લેખિત શરતો પણ શહેનશાહ પાસે કરાવી લીધી. શાહુની ગેરહાજરીમાં રાજારામના મરણ બાદ તેની વિધવા તારાબાઈએ પોતાના પુત્ર શિવાજીના નામે રાજ્યકારભાર કરવા માંડયો હતો અને હિંદુસ્ત્રીઓમાં જે એક પ્રકારનું વ્યવહારચાતુર્ય હોય છે તે પ્રમાણે અત્યંત દક્ષતાથી તેણે રાજ્ય અમલ ચલાવ્યો હતો. પરંતુ શાહુના આવતાં મહારાષ્ટ્રમાં બે પક્ષ ઉભા થયા; એક શાહુનો પક્ષ અને બીજો તારાબાઈ અને તેના પુત્રનો પક્ષ. જે દેશાભિમાનનો જુસ્સો મરાઠાઓમાં વ્યાપી રહ્યો હતો તેણે હવે વ્યક્તિગત સ્વાર્થનું રૂપ પકડયું અને કેટલાંક વર્ષ સુધી મહારાષ્ટ્રમાં અંધાધુંધી ચાલી રહી.

પોતાના છુટકારા પછી પણ શાહુએ મુગલ બાદશાહ સાથે મિત્રતા રાખી અને બાદશાહની મદદથી જ મરાઠા સરદાર અને તારાબાઈ સાથેના ઝગડામાં એનો નિભાવ થયો. આઝમશાહ માર્યો જતાં બહાદુરશાહે શાહુને મદદ માટે લખ્યું અને શાહુએ પણ બાદશાહ બહાદુરશાહના લખવા પ્રમાણે મદદ મોકલી મિત્રતા જાળવી રાખી.

તારાબાઈ જબરી કારસ્થાની બાઇ હતી અને એનાથી દૂર રહેવાના કારણે જ શાહુએ પોતાની રાજધાની સતારાથી બદલી અહમદનગરમાં સ્થાપવાનો વિચાર કર્યો; પણ એવું મહત્ત્વનું સ્થળ શાહુની રાજધાની થાય તે ઝુલ્ફીકારખાંને પસંદ ન આવવાથી એ વિચાર બંધ પડયો.

દરમ્યાન તારાબાઈના પક્ષમાં પાનાજી સેનાપતિ હતો તે શાહુ સાથે લડવાને આવ્યો પણ શાહુનો પક્ષ તેને ન્યાયી જણાતાં તારાબાઈનો પક્ષ છોડી તે શાહુના પક્ષમાં જોડાયો.

## શાહુ અને તારાબાઈની ખટપટ

શાહુ અને તારાબાઈ પોતપોતાનો પક્ષ સબળ કરવાને ખટપટ કરી રહ્યાં હતાં. એક બીજાના સરદારોને ફોડવા એ બન્નેનું મુખ્ય કામ થઈ પડયું હતું. શાહુ સતારે હોય ત્યારે તારાબાઈ કોલ્હાપુર જઈ બળવો જગાડે અને શાહુ કોલ્હાપુર આવે ત્યારે સતારા જઈ ગડબડ મચાવે. આ પ્રમાણે ન કરતાં બન્નેએ મળી જઈ પોતાની શકિતનો ઉપયોગ રાષ્ટ્ર માટે કર્યો હોત તો અખિલ ભારત ઉપર સામ્રાજ્ય ભોગવી શકાત.

બે ત્રણ વર્ષ એ પ્રમાણે ચાલ્યા પછી કોલ્હાપુરમાં તારાબાઈ અને સતારામાં શાહુ ઠરીને રહેવા લાગ્યાં અને તીવ્ર દ્વેષભાવ થોડા વખત માટે બંધ પડયો. આગળ જતાં તારાબાઈના સાવકા પુત્ર સંભાજીએ તારાબાઈને કેદ કરી શિવાજીને (તારાબાઈના પુત્રને) ગાદી પરથી ઉઠાડી પોતે ગાદી લીધી. આ કાર્યમાં શાહુની પણ અંદરખાને મદદ હતી. એમ થતાં શાહુનો પક્ષ સબળ થવા લાગ્યો. એ પક્ષ સબળ કરવામાં બાલાજી વિશ્વનાથે અત્યંત અગત્યનો ભાગ ભજવ્યો. મરાઠા સરદારોની માંહોમાંહેની ફાટફુટથી મહાન શિવાજીની રચેલી બાજી ઊંધી વળી જવાનાં ચિહ્નો દેખાતાં હતાં. ધનાજી સેનાપતિ પછી એનું પદ એના પુત્ર ચંદ્રસેનને આપવામાં આવ્યું; પણ તે અવિચારી અને સ્વચ્છંદી હોવાથી મુગલોના પક્ષમાં જઇ ભરાયો. ખંડેરાવ દાભાડે, પરશોજી ભોંસલે વગેરે મોટા મોટા સરદારો પોતપોતાને માટે સ્વતંત્ર મુલક જીતવાની ખટપટ કરતા. સરદારો બન્ને પક્ષમાં વહેંચાઈ ગયા. શાહુ મુગલ દરબારના એશઆરામથી મોજીલો બની ગયો. એ પોતે શૂરો હોવા છતાં એનામાં ન હતી શિવાજીના જેવી કાર્યશક્તિ, કે ન હતો એ વીર પુરુષનો તેજસ્વી જુસ્સો. મુગલોના હાથમાં હજી મરાઠી

સંજયનો કેટલોક મુલક રહ્યો હતો. આવા સંજોગોમાં બાલાજી વિશ્વનાથ જેવો કર્મવીર પુરુષ નીકળી આવ્યો. તેના રાજ્યપટુત્વથી તારાબાઇની નેમ ઊંધી વળી અને શાહુનો પક્ષ સબળ બન્યો. તેણે મરાઠા સરદારોને તેમની પરિસ્થિતિનું યથાર્થ ભાન કરાવ્યું. શિવાજી મહારાજના ઉચ્ચ આશયો પાર પાડવા સમજાવ્યા. આ પ્રમાણે મરાઠાસરદારોની શિથિલ થએલી સ્વદેશભક્તિને બાલાજી વિશ્વનાથે જાગૃત કરી.

૨

# બાલાજી વિશ્વનાથ પહેલો પેશવા.

## ઇ. સ. ૧૭૧૪ થી ૧૭૨૦

### બાલાજીની પૂર્વસ્થિતિ

પશ્ચિમ કિનારાપર આવેલા શ્રીવર્ધન ગામમાં બાલાજી વિશ્વનાથ ભટ્ટનું કુટુમ્બ રહેતું હતું. શ્રીવર્ધન હબસી સંસ્થાનમાં આવેલું હોવાથી ત્યાં બ્રાહ્મણોપર અતિશય ત્રાસ હતો. બાલાજીના બંધુ જાનોજીને કાંઈ દંડ ઉપરથી કોથળામાં ઘાલી સમુદ્રમાં ડુબાડી દેવામાં આવ્યો હતો. આવાં કારણોથી બાલાજીએ દેશાંતર કરી સુરક્ષિત ઠેકાણે વસવાનો વિચાર કર્યો. કોકણમાંથી આવેલો એક સામાન્ય કારકુન પેશ્વાના મહાન પદને દૈવવશાત્ મેળવવા ભાગ્યશાળી થયો એમ કેટલાક લખે છે પણ પેશવાપદ મેળવતા પહેલાં કારકુનથી તે સરસુબા સુધીની નાની મોટી ઘણી જોખમદારીની નોકરી કરી એણે રાજ્યકારભારનો સંપૂર્ણ અનુભવ મેળવ્યો હતો. એ પદવી મળી તે પહેલાં અનેકવાર એણે પોતાનું બુદ્ધિસામર્થ્ય બતાવી આપ્યું હતું; અને ઔરંગઝેબના દરબારમાં શાહુ હતો ત્યારથીજ અનેક કારણોને લીધે બાલાજી શાહુને જાણતો થયો હતો, લાંબા અનુભવ પછી પોતાની અક્કલ હોશિયારીનો પ્રભાવ દેખાડી,

લશ્કર જમાવી, શાહુ છૂટી આવ્યો ત્યારે એને ગાદી મેળવવામાં એણે મદદ કરી; અને તારાબાઈ સાથેની ખટપટમાં શાહુનો પક્ષ બળવાન કર્યો ત્યારેજ એને પેશવાપદ શાહુએ ખુશ થઈ આપ્યું હતું. પેશવો થયો ત્યારે તે ૫૩ વર્ષની પાકટ ઉમરનો હતો.

આ વખતે નિઝામ ઉલ–મુલ્ક દક્ષિણનો સૂબેદાર હતો અને એનો વિચાર મરાઠા રાજ્યમાં ફાટફુટ પડાવી મરાઠી રાજ્યને છિન્નભિન્ન કરી નાખવાનો હતો. શાહુના એક બે મોટા સરદારોને ફોડીને પોતાના પક્ષમાં અને આશ્રયમાં રાખ્યા પણ હતા. આવી કઢંગી સ્થિતિમાં હોવા છતાં બાલાજીએ બાહોશીથી શાહુના પક્ષને બળવાન બનાવ્યો. એજ અરસામાં દિલ્હીમાં સૈયદભાઈઓની કારકીર્દી સ્થપાઈ હતી અને તેથી નિઝામ ઉલ–મુલ્કને દિલ્હી જવું પડયું. નિઝામનું દક્ષિણમાંથી જવું બાલાજીને અત્યંત ફાયદાકારક થઈ પડયું; નહિ તો મરાઠી રાજ્યની તે વખતની સ્થિતિ જોતાં–એ ગમે તેવો બાહોશ હોવા છતાં–નિઝામ ઉલ–મુલ્ક કદાચ એને ભારે પડત એવો સંભવ હતો.

બાલાજીનો વિચાર માંહોમાંહેની લડાઈમાંથી મરાઠાઓનું ચિત્ત ખસેડી લઈ બહાર ચાલી રહેલી કાર્યઘટનામાં રોકવાનો હતો; અને એ સંધિ એને તરત મળી ગઈ. રજપૂતો સાથે એને મૈત્રી થઈ અને તેના પરિણામે મરાઠાઓનો પ્રવેશ રજપૂતાનામાં થયો. એજ અરસામાં સૈયદ હુસેન દક્ષિણમાં સૂબો હતો તેની સાથે લડાઈ થઈ અને એમાં સૈયદનો પરાજય થતાં બાદશાહ સાથે સૈયદ મારફતે કરાર થયા. એ કરાર પ્રમાણે મરાઠાઓનો બધા જીતેલા મુલકમાં ચોથ તથા સરદેશ-મુખીનો હક્ક કાયમ કરવામાં આવ્યો અને તેના બદલામાં બાદશાહને મરાઠાઓએ જરૂરના પ્રસંગે મદદ કરવી એવો ઠરાવ થયો; પરંતુ એ કરાર પર સહી કરવા બાદશાહ પાસે કાગળો મોકલવામાં આવ્યા ત્યારે તેણે ના પાડી. પણ મરાઠાઓનો સિતારો આ વખતે ચઢીઆતો હતો. દિલ્હીમાં ગડબડ મચી રહી હતી અને થયેલા કરાર પ્રમાણે સૈયદ

મરાઠા લશ્કરને મદદે લઈ દિલ્હી જવા નિકળ્યો. આખરે બાદશાહ સૈયદ બંધુઓના હાથે પદભ્રષ્ટ થયો અને તેઓએ ફરોખશીરને ગાદીએ બેસાડયો. મરાઠાઓને કરાર પ્રમાણે ચોથ તથા સરદેશમુખીના હક્કો આપવામાં આવ્યા અને શાહુના કુટુમ્બને મુગલ દરબારમાંથી છૂટું કરવામાં આવ્યું.

બાલાજીની હોશિયારીથી શાહુ હવે તદ્દન સ્વતંત્ર રાજા કહેવાવા લાગ્યો; આ પ્રમાણે પોતાનું ધાર્યું મુગલ શહેનશાહ પાસે કરાવી બાલાજી સતારે પાછો આવ્યો, ઈ. સ. ૧૭૧૯. સતારે આવ્યા પછી સનદની અંદર આપેલા હક્કની ગોઠવણ કરી બાલાજી ઈ. સ. ૧૭૨૦ માં મૃત્યુ પામ્યો.

## બાલાજી વિશ્વનાથની યોગ્યતા

શાહુ છત્રપતિની એકનિષ્ઠાથી સેવા કરી તેમની કૃપા સંપાદન કરી બાલાજીએ પ્રધાનપદ મેળવ્યું. ત્યારબાદ મુગલ દરબારમાં શાહુનો માન-મરતબો વધાર્યો અને મુગલ પાદશાહ પણ શાહુની મદદની અપેક્ષા રાખે એવી પરિસ્થિતિ ઉભી કરી. મરાઠાઓને નવીન કાર્યની દિશા બતાવી મરાઠીસામ્રાજ્યનો પાયો મજબૂત કર્યો. અંદર અંદરના કલહાગ્નિમાં નાશ થવાની અણીપર આવેલા મરાઠાઓને ઉત્તર હિંદમાં મુલક જીતી રાજ્યસંપાદન કરવાનો રસ્તો દેખાડયો. આ પ્રમાણે એણે શિવાજી મહારાજની ચણેલી ઈમારત ડગમગવા માંડી હતી તેને સ્થિર કરી.

# પ્રકરણ ૩ જું

## પેશવાઇ સત્તાની ચઢતી કળા

### બાજીરાવ પહેલો, બીજો પેશવા; ૧૭૨૦ થી ૧૭૪૦

બાજીરાવનો જન્મ ૧૬૯૮ માં થયો હતો. નાનપણથીજ પિતાની સાથે નાની મોટી અનેક લડાઈ વખતે હાજર હોવાથી તેને રાજ્યનીતિનો સારો અનુભવ હતો. તેનું નાનપણ જગતના અનેક વ્યવહારમાં અને અનેક અડચણોના પ્રસંગોમાં પસાર થયું હતું. જીવનભર તેણે આરામ અથવા સ્વસ્થતા ભાગ્યેજ ભોગવ્યાં હશે. સૈયદ સાથે થયેલા કરાર પ્રમાણે લશ્કરની મદદ મોકલવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં બાલાજી વિશ્વનાથે પોતાના એ બાહોશ પુત્રને સૈયદની મદદે મોકલાવી અનેકવાર એને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાની તક આપી હતી. આવા આવા પ્રસંગોએ પોતાની હોશિયારી અને રાજ્યનીતિનું અગાધ જ્ઞાન એણે બતાવ્યું તે શાહુ છત્રપતિના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. એનું પરિણામ એ આવ્યું કે શાહુને એને માટે એવો સારો અભિપ્રાય બંધાયો કે બાલાજીનું અવસાન થતાં માત્ર પંદરજ દિવસમાં એ યુવાન વયના બાજીરાવને શાહુ છત્રપતિએ પોતાનો મુખ્ય પ્રધાન (પેશવા) બનાવ્યો, ઈ. સ. ૧૭૨૦.

બાજીરાવ વયે અત્યંત યુવાન હોવાથી શરૂઆતમાં એનું વજન નાના મોટા સરદારો ઉપર અને શાહુના બીજા પ્રધાનો પર પડતું ન હતું. રાજ્યકારભારમાં જેઓએ પોતાનું આખું જીવન વ્યતીત કરેલું એવા પ્રધાન અને સરદારોને આ નાનો છોકરો પોતાને શું શિખવવાનો હતો એવું લાગતું. પરંતુ ધીમે ધીમે એણે એમને પોતાના હુકમને માન આપતા કરવાનાં પગલાં ભરવા માંડયાં.

એજ અરસામાં મુગલ શહેનશાહતમાં અવ્યવસ્થા જાગી. સૈયદ-બંધુઓ જે અત્યાર સુધી સર્વોપરી સત્તા ભોગવતા હતા અને મરજીમાં

આવે તેને રાજ્યાસન પર બેસાડી ઉઠાડી મૂકતા હતા તેમનો નાશ થયો. એ સૈયદભાઈઓની સત્તા પડી ભાંગતાં નિઝામ પોતાનો પાસો ચઢતો અનુભવવા લાગ્યો અને માળવા દક્ષિણ તથા ગુજરાતની સુબાગીરી પોતાના માટે કાયમ કરાવી તે અત્યંત બળવાન બન્યો. આ બધી ખટપટમાં, ચોથ સરદેશમુખી વગેરેની વ્યવસ્થા કરવામાં અને બધા સરદારો ને પ્રધાનો પર પોતાનો દાબ બેસાડવામાં બાજીરાવનાં ૨૦ વર્ષ ગયાં. અષ્ટપ્રધાનની ગોઠવણ અને જુદાજુદા સરદારોના હાથમાં સૈન્યની વ્યવસ્થા ઉલટી પોતાના રાજ્યકારભારમાં અડચણકારક થઈ પડવા લાગી. એને સતારાથી દૂરને દૂર રહેવું પડતું ત્યારે પ્રતિનિધિ વગેરે કેટલાક સરદારો શાહુ પાસે સતારે રહી એના આરંભેલાં કાર્યમાં નકામાં વિઘ્નો ઉપસ્થિત કર્યા કરતા તેથી ઘણીવાર એને મહત્ત્વનાં કામો પડતાં મૂકી શાહુ પાસે સતારે જઈ પોતાનાં કાર્યનો ખુલાસો કરવાની જરૂર પડતી.

એની રાજ્યનીતિ એ હતી કે બચવાનો માર્ગ અવલંબીને સ્વસ્થ બેસી ન રહેવું પણ શત્રુની સામે જઈ તેને આવતો અટકાવવો. શત્રુ દક્ષિણમાં આવી મરાઠી સલ્તનતને કોઈપણ જાતનો ઉપદ્રવ ન કરી શકે તે માટે માળવામાં રહી તેનાજ પ્રદેશમાં ત્રાસ આપવાનું ચાલુ રાખ્યું.

આ નવીન પદ્ધતિ માટે શાહુના દરબારમાં ઘણોજ ઉહાપોહ શરૂ થયો પણ વખત જતાં એનીજ પદ્ધતિનો સ્વીકાર કરવો પડ્યો. બાજીરાવનામાં નવીન ઘટનાઓ રચવાનું બુદ્ધિસામર્થ્ય તેમજ એ રચેલી યુક્તિઓ અમલમાં મૂકવાનું ધૈર્ય અને બાહુબળ હતાં.

બાજીરાવનાં શરૂઆતનાં સાતઆઠ વર્ષો નિઝામનાં કારસ્થાનોનો નાશ કરવામાં રોકાયાં. મરાઠાઓને ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા ફાવે તે ઠેકાણે ફરી વળતા અટકાવવાના વિચારથી નિઝામે શાહુને કેટલોક પ્રદેશ કાયમનો આપી મરાઠાઓની પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવા જણાવ્યું. પ્રતિનિધિ વગેરેની સલાહથી શાહુએ બાજીરાવ સખ્ત વિરૂદ્ધ હોવા છતાં એ સૂચના કબુલ રાખી.

નિઝામ ઘણો કાવાબાજ હતો. તેણે આ પ્રમાણે શાહુ પાસે કબૂલ કરાવી પૂરતો બંદોબસ્ત મરાઠી સરહદપર રાખી, મરાઠી રાજ્યમાં ફાટફુટ પડાવવાનો માર્ગ લીધો. કોલ્હાપુરના સંભાજીને ઉશ્કેરી શાહુના ચોથ અને સરદેશમુખીના હક્ક માટે તકરાર ઉભી કરાવી. વળી જ્યાં સુધી એ તકરારનો નિકાલ ન આવે ત્યાં સુધી પોતે ચોથ વગેરે કોઇને પણ નહિ આપશે એમ શાહુને જણાવ્યું. તે ઉપરાંત એ તકરારનો નીવેડો લાવવાનું કાર્ય એને સોંપવું એવી શાહુ પાસે માગણી કરી.

આ પ્રસંગ આવતાં શાહુને પોતાની ભૂલ સમજાઇ અને નિઝામ તેને રમાડી ગયો એનું હવે ભાન થયું. તરતજ તેણે બાજીરાવને નિઝામને ઠેકાણે લાવવા હુકમ કર્યો. હુકમ મળતાંજ બાજીરાવે પોતાનું યુદ્ધચાતુર્ય બતાવવા માંડયું. ઠેકઠેકાણે શત્રુને એવા તો પેચમાં સપડાવતો ચાલ્યો કે નિઝામને પોતે ભરેલું પગલું હવે ભારે પડવા લાગ્યું. આખરે બાજીરાવ આગળ તેનું કાંઇ ન ચાલવાથી તહ કરવાની ફરજ પડી. એ પ્રમાણે બાજીરાવે પોતાના શત્રુ અને મિત્ર બધા ઉપર પોતાની છાપ બેસાડી; અત્યાર સુધી જે સરદારો અને પ્રધાનો એને બાળક જેવો ગણી એના કાર્યની અવગણના કરતા તે પણ તેના તેજથી અંજાઇ એની આગળ પોતાનાં માથાં નીચાં નમાવવા લાગ્યા.

## સેનાપતિ દાભાડે સાથે બાજીરાવની તકરાર

ગુજરાતની ચોથ વગેરે ઉઘરાવવાનો હક્ક દાભાડે સેનાપતિનો હતો. બાજીરાવે મુગલોને હરાવી ગુજરાતમાંથી ચોથ વગેરે ઉઘરાવી. આથી દાભાડેને પોતાના હક્ક ઉપર તરાપ આવેલી જોતાં ખોટું લાગ્યું અને તે ઉપરથી બાજીરાવ વિરૂધ્ધ નિઝામ સાથે છુપી મસલત કરવા લાગ્યો. તેને સમજાવી શાહુ પાસે લઇ આવવો એ ઇરાદાથી બાજીરાવ તેની પાસે ગયો પણ દાભાડે સામે થયો. લડાઈ થતાં દાભાડેનો એ લડાઇમાં અંત આવ્યો.

બાજીરાવે ત્યાર પછી પોર્ચુગીઝ લોકોને હરાવી કોંકણ પ્રાંત મરાઠીરાજ્ય સાથે જોડી દીધો.

## જંજીરા ઉપર ચઢાઈ

જંજીરાનો હબશી હિંદુઓને અત્યંત ત્રાસ આપતો હોવાથી તેના ઉપર બાજીરાવે ચઢાઈ કરી. પણ મોટામોટા મરાઠાઓ એક બીજાની અદેખાઇ કરના હોવાથી ધાર્યા જેવો ફાયદો એ ચઢાઇથી થયો નહિ. તેથી થોડોક પ્રાંત સર કરી હબશી સાથે સલાહ કરી બાજીરાવ પાછો ફર્યો.

## વસઇનો કિલ્લો સર કર્યો

પોર્ચુગીઝ લોકોના હાથમાં સાષ્ટી તથા વસઈ વગેરે સ્થળો હોઇ તેઓ ઘણાજ અભિમાની બન્યા હતા. હિંદુ ઉપર તેઓ એવો ત્રાસ ગુજારતા હતા કે તેમને ધર્મકાર્ય વગેરે પણ જાહેરમાં કરવા દેતા નહિ. એમની ફરિયાદ બાજીરાવ આગળ આવતાં ચીમનાજી આપાને બાજીરાવે લશ્કર આપી રવાના કર્યો; એ વીર પુરુષે આખો કિનારો સર કરી ઘણીજ બહાદુરીથી લડી પોર્ચુગીઝનો મદ ઉતાર્યો ને તેમને તોબા પોકરાવી શરણ આવવા ફરજ પાડી. કરાર પ્રમાણે હથિયાર તથા કિલ્લો મરાઠાઓને સોંપી પોર્ચુગીઝો ગોવે ગયા તેમને સહીસલામત રીતે ત્યાં જવામાં મરાઠાઓએ પૂરતી સગવડ કરી આપી.

## બાજીરાવની દિલ્હી ઉપર ચઢાઈ, ઈ. સ. ૧૭૩૨

આ બધી લડાઇમાં બાજીરાવને કરજના ભારે બોજામાં આવવું પડયું. તેણે બાદશાહ પાસે બાદશાહી મુલકમાંથી ચોથ અને સરદેશમુખીની માગણી કરી. બાદશાહે નિઝામ વગેરેને મદદમાં બોલાવી મરાઠા ઉપર ચઢાઇ કરી. એ લડાઇમાં બાજીરાવે બાદશાહી લશ્કરને હરાવી ચોથ વગેરેનો હક્ક કાયમ કરાવ્યો. ભોપાળ આગળ નિઝામને ઘેરી તેને તહ કરવાની ફરજ પાડી અને માળવા વગેરે પ્રાંતો બાજીરાવને અપાવવાની કબુલાત મેળવી. મુગલ શહેનશાહ સાથે છેલ્લી સુલેહ ૧૭૩૮માં થઇ. ગ્વાલિયર, ઉજ્જન, માંડુ વગેરે પ્રાંતો મરાઠાઓને કાયમના મળ્યા.

## મરાઠી રાજ્યનો ફેલાવો અને એનાં સંસ્થાનો

બાજીરાવ અત્યંત બાહોશીથી રાજ્યકારભાર ચલાવી રહ્યો હતો. મોગલા શાહુએ બધો ભાર તેના ઉપર નાખી સઘળી સત્તા તેનેજ સોંપી દીધી હતી.

બાજીરાવે લશ્કર વગેરેની એવી સરસ રચના કરી કે હવે મરાઠા લશ્કર વ્યવસ્થિતપણે શત્રુઓની સામે ટક્કર ઝીલવા સમર્થ થવા લાગ્યું. પરંતુ રાજ્યનો વિસ્તાર એટલો તો ઝપાટાબંધ થતો જતો હતો કે એકજ વ્યક્તિના હાથમાં લાંબો વખત રાજ્યતંત્ર રાખવું કઠણ થઈ પડયું. તેથી ઈ. સ. ૧૭૩૨માં ગાયકવાડ કુટુંબે વડોદરા શહેર તાબાંમાં લઈ ધીમે ધીમે આખો ગુજરાત પ્રદેશ પોતાના રાજ્ય નીચે આણ્યો. એજ અરસામાં ઇંદોરમાં હોલ્કરે પોતાની ગાદી સ્થાપી માળવાના દક્ષિણ ભાગમાં રાજ્ય સ્થાપ્યું. સિંધિઆએ ઉત્તર માળવા, ગ્વાલીઅર અને લગભગ ચંબલ નદી સુધીના પ્રદેશ પર પોતાનો રાજ્ય અમલ બેસાડયો. વરાડ અને હાલના મધ્ય હિંદુસ્થાનના નામથી ઓળખાતા પ્રદેશ પર રઘુજી ભોંસલેએ પોતાને માટે રાજ્ય સ્થાપ્યું. એ પ્રમાણે બાજીરાવના વખતમાં વડોદરામાં ગાયકવાડ, ગ્વાલીઅરમાં સિંધિયા, ઈંદોરમાં હોલ્કર અને નાગપુરમાં ભોંસલે પોતપોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપી રહેવા લાગ્યા. આમ છતાં પેશવાને એટલે સતારાની ગાદીને મુખ્ય સત્તા ગણવાનું તેઓએ ચાલુ રાખ્યું.

## નાદીરશાહની સ્વારી, ઈ. સ. ૧૭૩૯

૧૭૩૯માં નાદીરશાહે દિલ્હી પર ચઢાઇ કરી કાળો કેર વર્તાવ્યો તે આગલા ભાગમાં સવિસ્તર આવી ગયું છે. નાદીરશાહના જવા પછી બાજીરાવે મહમુદશાહને નઝરાણું મોકલ્યું અને બાદશાહે પૂર્વે કરેલા કરારો કાયમ હોવાનું ફરમાન લખી મોકલ્યું. પણ નિઝામના પુત્ર નાસીરજંગે બાદશાહી હુકમ પ્રમાણે બાજીરાવને મુલક આપવાની ના પાડી.

તેથી બાજીરાવે તેના ઉપર ચઢાઈ કરી નાસીરજંગને સખ્ત હાર આપી નિઝામ પાસેથી મુલક મેળવ્યો. ત્યાંથી પાછા ફરતાં નર્મદા કિનારે રાવેર આગળ ૧૭૪૦માં બાજીરાવે દેહ મૂકયો.

## બાજીરાવનું ચારિત્ર્ય

બાજીરાવ એક વિચક્ષણ અને બાહોશ પુરુષ હતો. લશ્કરી તથા મુલ્કીખાતાનો એને નાનપણથીજ અનુભવ હતો. એ જોઈ શકયો કે લુંટફાટ કરવાને અને સાહસ ખેડવાને જે લશ્કર પ્રવીણ હોય તેને ઘરને આંગણે વશ કરવું અત્યંત કઠણ છે. મરાઠી રાજ્યની આંતરિક વ્યવસ્થાને શત્રુ જરા પણ ધકકો ન પહોંચાડે એમ કરવું હોય તો બચાવ પક્ષ ધારણ કરવા કરતાં આક્રમણનો પક્ષ સ્વીકારવો શ્રેયસ્કર છે એમ એ જોઈ શકયો હતો. સ્વભાવે હોંશીલો તથા નિષ્કપટી હતો. થાક અને ભય એનાથી દૂર નાસતાં અને જઠરાગ્નિનો એવો પ્રબળ હતો કે ચાલતાં ચાલતાં કાચા ને કાચા કણસલા તોડી હથેળીમાં મસળી ખાઈ જતો ને પચાવતો. બાજીરાવ પેશવાને આખા મરાઠી રાજ્ય પર દેખરેખ રાખવાની હતી. પ્રથમ પેશવા પુરંદર, સતારા વગેરે સ્થળે રહેતા; પણ એ સ્થાનેથી બધે વ્યવસ્થા જાળવવાની અડચણ પડતી તેથી તેણે દીર્ઘદૃષ્ટિ વાપરી રાજ્યના મધ્યસ્થળ તરીકે પૂના પસંદ કર્યું અને ત્યાં પોતાનું સ્થાન કાયમ રાખવાને શાહુ પાસે પરવાનગી માગી. તેણે તે આપી, ત્યારથી પેશવાનો મુકામ પૂનાના શનિવારવાડામાં થયો. મરાઠાઓમાં જે બુદ્ધિશાળી અને રાજ્યનીતિજ્ઞ પુરૂષો થઈ ગયા તેમાં શિવાજી પછી બીજે નંબરે બાજીરાવ જ આવે છે.

# પ્રકરણ ૪ થું

# પેશવાઇ સત્તાનો મધ્યાહ્ન

## ૧

## બાલાજી બાજીરાવ ત્રીજો પેશવા, ૧૭૪૦ થી ૧૭૬૧

બાજીરાવ નર્મદા કાંઠે ઇ. સ. ૧૭૪૦માં મરણ પામતાં તેનો જ્યેષ્ઠ પુત્ર બાલાજીરાવ પેશવાપદ પર આવ્યો, ઇ. સ. ૧૭૪૦. તેનો જન્મ ૧૭૨૧માં થયો હતો. પિતાની માફક નાનપણથી જ સતારા વગેરે ઠેકાણે સવારી વખતે અનેક પ્રસંગે હાજર રહેતો.

બાલાજી બાજીરાવે માત્ર ૧૯ વર્ષની અત્યંત નાની વયે મરાઠા સલ્તનતના મુખ્ય પ્રધાન થઇ બાહોશીથી રાજ્ય ચલાવ્યું અને મરાઠી સત્તાનું ગૌરવ વધાર્યું. અંદર અંદરના કલહથી રાજ્યને કેવા પ્રકારનું નુકસાન થાય છે તે એના સમજવામાં બરાબર આવી ગએલું હોવાથી તેણે મરાઠી રાજ્યોમાં સંપ રહે એવું પગલું ભરવાનો નિશ્ચય કર્યો. એ વિચારથી તેણે શાહુને ખબર ન પડે એ રીતે કોલ્હાપુરના સંભાજી સાથે કરાર કર્યો. કારણકે શાહુને, એના પછી સંભાજી આવે એ જરાપણ પસંદ ન હતું. આમ બે રાજ્યો જોડવાની નાના સાહેબની કલ્પના રાષ્ટ્રહિત અને મુત્સદ્દીગીરીથી ભરેલી દેખાય છે. આગળ જતાં જણાશે તેમ શાહુ પછી રાજારામને ગાદી મળી અને એ બે રાજ્યો વચ્ચે લાંબા સમયથી સળગેલો કલહાગ્નિ હોલવાયો.

### બાલાજી અને રઘુજી ભોંસલે વચ્ચે ચકમક

બાજીરાવના મરણ પછી તેના પુત્ર બાલાજીને પેશવાપદ ન આપતાં બાબુરાવ નાયકને આપવું એવી રઘુજી ભોંસલેએ ખટપટ કરવા માંડી. બાજીરાવના મરણના સમાચાર મળતાંજ તે એકદમ સતારે દોડી આવ્યો. આમ કરવામાં રઘુજીનો મુખ્ય ઉદ્દેશ બાલાજીને પેશવાપદ ન મળે તો આગળ

જતાં પોતાના પુત્રને સતારાની ગાદી મળવાનો સંભવ રહે એ હતો. પરંતુ તેની ખટપટ વ્યર્થ ગઈ અને શાહુ છત્રપતિએ બાજીરાવના મરણ બાદ બે મહિનામાંજ બાલાજીને પેશવાપદ આપ્યું. શાહુને ખાતરી હતી કે પહેલા બે પેશવાઓએ કરામત કરી મરાઠાશાહીને જે એક પ્રકારનું વિશિષ્ટ સ્વરૂપનું વલણ આપ્યું. તેને જો કોઈ પણ પુરુષ તે વખતે મહારાષ્ટ્રમાં પાર ઉતારે એવો હોય તો તે માત્ર બાલાજીજ હતો. રઘુજી ભોંસલે પોતાની યુક્તિમાં ન ફાવ્યો તોપણ તે આ વખતે એટલો બળવાન હતો કે પેશવાના દરેક કાર્યમાં તેને નડતર કરવા લાગ્યો. તેથી રઘુજી સામે બાલાજી લશ્કર લઈ ગયો અને તેને સખત હાર આપી.

રઘુજી હારતાંજ પેશવા પાસે પોતાનો વકીલ મોકલી સલાહ કરી અને બાલાજીએ પણ મુત્સદ્દીપણું વાપરી રઘુજીને આમ પોતાના પક્ષમાં ખેંચી તેને બંગાળા, બિહાર અને ઓરિસા ઉપર ચોથ મેળવવાનો હક્ક આપ્યો, ૧૭૪૩.

## ઓર્છાનો નાશ અને ઝાંસીની સ્થાપના, ૧૭૪૨

માળવા અને બુંદેલખંડ આ બે પ્રાંતો દિલ્હીના માર્ગપર આવેલા છે. મરાઠા સરદારોનો હિંદુપદપાદશાહી સ્થાપવાનો હેતુ અસલથીજ હોવાથી આ બે પ્રાંતો પર પોતાનો અમલ બેસાડવાની તેઓએ બાજીરાવના વખતથીજ ખટપટ કરવા માંડી હતી. સિંધીઆ અને હોલ્કરે માળવામાં પોતાનો પગપેસારો કર્યો કે તરતજ બાજીરાવે બુંદેલખંડ આવી ૧૭૩૪માં રાજા છત્રસાલ પાસેથી કેટલાક પ્રદેશ મેળવી મરાઠી સત્તા તે ભાગપર કાયમ કરી. રાજા છત્રસાલ, ઠેરવેલી ખંડણી મરાઠા સરદારો જ્યારે લેવા આવે તે વખતે આપતો; પણ ૧૭૪૨માં બાલાજી બાજીરાવના વખતમાં મરાઠા સરદારો મલ્હાર કૃષ્ણ અને રાણોજી સિંધીઆ ખંડણી લેવા આવ્યા ત્યારે બુંદેલા સરદારોએ તેમના ઉપર હુમલો કરી તેમનો નાશ કર્યો. આથી બાલાજીએ લશ્કર મોકલી ઓર્છાનો નાશ કરી ઝાંસીની સ્થાપના કરી.

**શાહુ છત્રપતિનું મૃત્યુ, ૧૭૪૮**

૧૭૪૮માં શાહુ મરણ પામ્યો. શાહુને પુત્ર ન હોવાથી તેની હયાતીમાંજ કોને દત્તક લેવો એ સંબંધી કેટલાંક વર્ષોથી ભાંજગડ ચાલતી હતી. કોલ્હાપુરના સંભાજીને પણ પુત્ર ન હોવાથી તેને ગાદી ન આપતાં કોઈ બીજાને દત્તક લેવાનો વિચાર થતો હતો; પરંતુ શાહુના જીવતાં જ કોલ્હાપુરના સંભાજીનો સાવકો ભાઈ શિવાજી જેને પન્હાલાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો અને જે ત્યાંજ મરણ પામ્યો હતો તેનો પુત્ર રામરાજા હજુ જીવતો હતો એવી ખબર મળી. રામરાજાને મારી નાખવા નાનપણમાં પ્રયત્ન થયેલો હોવાથી તેને મરણ પામેલો જાહેર કરી ઘાશીરામ નામના એક રજપૂતને સોંપ્યો હતો. ઘાશીરામે મરતાં પહેલાં રામરાજાની માસીને એની સોંપણ કરી હતી. દત્તકની વાટાઘાટ ચાલતી હતી ત્યારે રામરાજાની દાદી એટલે શિવાજી બીજાની માતાએ પોતે કેવી રીતે રામરાજાને બચાવ્યો છે અને કયાં આગળ છે તે શાહુને કહેવડાવી બીજા કોઈને દત્તક લેવા કરતાં શિવાજીના વંશજને જ ગાદી આપવા જણાવ્યું. ખાતરી થતાં રામરાજાને બોલાવવામાં આવ્યો અને જો કે તે પહેલાં શાહુનું મૃત્યુ થયું હતું તોપણ રામરાજા સતારાની ગાદીએ આવ્યો. શાહુની રાણી સકવારબાઈ જે અત્યંત કારસ્તાની હતી અને જે આ ગોઠવણની વિરૂદ્ધ હતી તે શાહુની પાછળ સતી થઈ. પેશવા બાલાજી બાજીરાવને શાહુએ પોતાના મરણ બાદ પેશવાપદ વંશપરંપરા ચલાવવાની સનંદ લખી આપી હતી, તેથી શત્રુઓની પુષ્કળ ખટપટ છતાં પેશવાપદ પર બાલાજી બાજીરાવ કાયમ રહ્યો. તેણે શાહુના મૃત્યુબાદ પૂનામાં રહી રાજકારભાર કરવા માંડ્યો. ત્યારથી સતારાને બદલે પૂનાનું મહત્ત્વ વધ્યું.

**શાહુનું ચારિત્ર્ય**

૧૭૦૭માં શાહુ મરાઠામંડળમાં આવી મળ્યો તે પહેલાંથી જ મહારાષ્ટ્રને તે પરિચિત હતો. ૧૭૦૭થી ૧૭૪૮ સુધી રાજ્ય કરી મરાઠાશાહીનો ફેલાવો તેણે આખા હિંદુસ્તાન ઉપર કર્યો. શાહુમાં ગમે તેવા દોષ હોય તોપણ મરાઠી રાજ્યમાં શિવાજી મહારાજ પછી જો કોઈ

વીર પુરુષ થયો હોય તો તે શાહુ જ હતો. નસીબના ખેલ જેટલા તેણે અનુભવ્યા તેટલા ભાગ્યે જ કોઇએ અનુભવ્યા હશે. નાનપણમાં પિતાની સાથે જંગલ વગેરે ઠેકાણે તે રહ્યો. આઠ વર્ષની ઉમરે મુગલસૈન્યના હાથમાં પોતાની માતા સાથે કેદ પકડાયો. મુગલદરબારમાં સત્તર વર્ષ કાઢ્યાં અને તેથી મુગલદરબારના એશઆરામના મોજીલા ગુણો તેનામાં આવ્યા. ૧૭૦૭થી ૧૭૧૪ સુધી નાના પ્રકારની રાજ્યસંબંધી ખટપટ ઉઠવાથી તેનો વખત અનેક અડચણોમાં પસાર થયો. પછી બાલાજી વિશ્વનાથ જેવો રાજ્યહિતેચ્છુ પેશવા મળતાં રાજ્યકારભાર તેને સોંપી એ સ્વસ્થતા ભોગવવા લાગ્યો, અને બાજીરાવ પેશવાના વખતમાં એ ભાગ્યની પરિસીમાએ પહોંચી અત્યંત સુખચેન ભોગવવા લાગ્યો. એ અરસામાં તેના સરદારો હિંદુસ્તાનમાં ઠેકઠેકાણે રોજરોજ નવી જીત મેળવી મરાઠીરાજ્યની વૃદ્ધિ કરતા. શાહુ દિલદાર, ભોળો, પરોપકારી, દાતાર, વ્યવહારચતુર અને સદાચરણી હતો. તેથી છેવટ સુધી તેની પ્રજા તેને અત્યંત ચાહતી હતી. મુગલ શહેનશાહ તરફ તેને પ્રેમ હતો અને તેથી જ મુગલ શહેનશાહતનો નાશ કરી હિંદુપદપાદશાહી સ્થાપવાના કાર્યમાં તેણે અણગમો આણ્યો. બીજો અવગુણ શાહુમાં એ હતો કે કોઇને ખોટું લગાડતાં તેનો જીવ ચાલતો નહિ અને નવીન કાર્ય કરવા તે તત્પર થતો નહિ. તેના આ સ્વભાવથી એના સરદારોને જોઇએ તેવી મદદ એના તરફથી મળતી નહિ. એજ કારણથી બાજીરાવ જેવો વીર પુરુષ કાંઇપણ કરી શક્યો નહિ. રાજ્યકર્તાના આવશ્યક ગુણો એનામાં હતા; પણ મોજીલો હોવાથી એ પોતે લડાઈ વગેરેમાં ભાગ લેતો નહિ. આટલું છતાં બેઠા બેઠા મરાઠી રાજ્યના સુત્રને તે બરાબર ચલાવતો. શાહુમાં એ ગુણ ન હત તો મરાઠી રાજ્યનો આટલો વિસ્તાર થઈ શકત જ નહિ.

## મરાઠાઓની જીતો, ૧૭૫૧–૧૭૬૦

૧૭૫૧–૧૭૬૦ સુધીનો સમય મહારાષ્ટ્રને માટે અત્યંત લાભદાયક નીવડ્યો અને એ અરસામાં મરાઠા સરદારોએ મોટી મોટી જીતો મેળવી. મરાઠી રાજ્યનો વિસ્તાર આખા હિંદુસ્તાનની અંદર કર્યો. રઘુજી

ભોંસલેએ ઓરિસા અને બંગાળા લૂંટયું અને નિઝામ પાસેથી કટક અને બાલાસોર મેળવ્યાં. હોલ્કરે બુંદેલખંડ જીત્યું અને ઝાંસીની સ્થાપના કરી. દામાજી ગાયકવાડે અમદાવાદ જીત્યું અને પેશવાએ માઇસોર અને કર્ણાટક પર ચઢાઈ કરી ખંડણી લીધી.

**ઉદ્‌ગીરની લડાઈ**

નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામતાં તેના પુત્રો વચ્ચે ગાદી માટે તકરાર ઉભી થઈ. નિઝામનો વડો પુત્ર ગાઝીઉદ્દીન દિલ્હી હોવાથી નાસીરજંગે ગાદી લીધી. પણ તેનું ખૂન થયું અને મુજફ્ફરજંગ ગાદીએ આવ્યો. તેનું પણ ૧૭૫૧ માં ખૂન થયું. તેથી સલાબતજંગ નિઝામનો ત્રીજો પુત્ર ગાદી પર આવ્યો. મરાઠાઓએ ગાઝીઉદ્દીનનો પક્ષ લીધો. મોટી લડાઈ થશે એવો સંભવ હતો તેટલામાં ગાઝીઉદ્દીન ૧૭૫૨ માં મરણ પામ્યો અને મરાઠાઓને દોલતાબાદ, આસીરગઢ, બીજાપુર અને ઔરંગાબાદ આપી સલાબતજંગે સલાહ કરી. ૧૭૬૦ માં પેશવાએ અહમદનગર પર ચઢાઇ કરી તેથી સલાબતજંગ સામે થયો. તેને ઉદગીર આગળ એવી તો હાર ખવડાવી કે નિઝામને સલાહ કરવાની જરૂર પડી. આ ઉદ્‌ગીરની પ્રખ્યાત લડાઈથી મરાઠાઓને જુન્નર, શિવનેર, ત્રિંબક, મુલ્હેરનગર, અશીરગઢ, બીજાપુર અને ૬૨ લાખ રૂપીઆની જાગીરી જેટલો પ્રદેશ મળ્યો. આ લડાઈથી નિઝામનું લગભગ આખું રાજ્ય મરાઠાઓના હાથમાં આવ્યું.

**પાણીપતનું યુદ્ધ, ૧૭૬૧**

અહમદશાહ અબદલ્લીએ ૧૭૫૨ માં પંજાબ જીતી લીધું હતું. તેની ગેરહાજરીમાં ગાઝીઉદ્દીન જે આ વખતે દિલ્હીનો વજીર થયો હતો તેણે પંજાબ જીતવાનો પ્રયત્ન કરવા માંડયો પણ ૧૭૫૭માં અબદલ્લીએ હિંદમાં આવી વજીરને નસાડયો અને દિલ્હીની દેખરેખ નજીબખાન નામના પઠાણ સરદારને સોંપી પાછો ફર્યો. ગાઝીઉદ્દીને મરાઠાઓની મદદથી પાછી પોતાની સત્તા સ્થાપવાનો વિચાર કર્યો અને રાઘોબા દાદાને પંજાબ જીતવા મદદ કરવા જણાવ્યું. ૧૭૫૮માં રાઘોબાએ પંજાબપર ચઢાઇ કરી તે સર કર્યું.

એ દરમ્યાન અબદલ્લી કંઈ આળસુ થઈ બેઠો ન હતો. તે આ સમાચાર મળતાં જ હિંદુસ્તાનપર ચઢી આવ્યો. ગાઝીઉદ્દીનને તે પોતાનો શત્રુ માનવા લાગ્યો અને નજીબખાનને તેની સામે થવા લખી જણાવ્યું. અયોધ્યાના નવાબ સુજા ઉદ્ દૌલાએ મરાઠાઓને રોહિલખંડમાં હરાવ્યા અને ગોવિંદપંત જેમ તેમ નાસી છૂટયો. સિંધીઆનો એક પુત્ર દત્તાજી પંજાબપર ચઢાઈ લઈ જતાં માર્યો ગયો. આ વખતે પેશવા કર્ણાટકમાં નિઝામની સામે લડી રહ્યો હતો. સદાશિવરાવભાઉએ અહમદનગર પર ઘેરો ઘાલી નિઝામને હરાવી ખંડણી લીધી. આવી સ્થિતિ હતી તે વખતે અબદલ્લી લાહોર પર ચઢી આવ્યો. પંજાબ અને સરહિંદ થઈ અનુપ શહેર આગળ આવી પડાવ કર્યો. ગાઝીઉદ્દીને બાદશાહનું ખૂન કરાવ્યું, પણ તેથી લોકલાગણી તેની સામે એટલી ઉશ્કેરાઈ કે તેને નાશી છૂટવું પડયું. અબદલ્લી દિલ્હી આવ્યો તો તખ્ત ખાલી પડયું હતું. હૈદ્રાબાદની સરહદથી તે અયોધ્યા સુધી છુટાછવાયા રાજાઓ ફાવે તેમ રાજ્યો ચલાવી રહ્યા હતા અને પેશવાને તાબે હતા. મરાઠાઓ ભરાઉછુપાઈ લડનારા હવે રહ્યા ન હતા. તેમણે ધીમે ધીમે લશ્કરને તાલીમ આપી ઘણી સારી સ્થિતિપર આણ્યું હતું. દક્ષિણમાં મેળવેલી જીતથી સદાશિવરાવભાઉ ઘણા જ હર્ષમાં આવી ગયો હતો તેથી તેણે મોટી તૈયારી કરી. પેશવાના પુત્ર વિશ્વાસરાવને લઈને દક્ષિણમાંથી અબદલ્લી સાથે લડવા કૂચ કરી. રસ્તામાં ઇબ્રાહીમ ગાર્દી, હોલકર ગોવિંદપંત, સુરજમલ સિંધીઆ વગેરે ઘણા સરદારો લશ્કર લઈ તેને મળ્યા અને અયોધ્યાનો સુજા ઉદ્ દૌલા કદાચ તેમની સાથે જોડાય એવો સંભવ હતો.

દુશ્મનને આવતો સાંભળી અબદલ્લીએ બચાવ માટે થોડુંક લશ્કર દિલ્હી રાખી પોતે પાછો અનુપ શહેર આગળ છાવણી નાખી પડયો. રોહિલાઓને તેણે પોતાની મદદે બોલાવ્યા. સદાશિવરાવ દિલ્હી આવ્યો અને કોઈ જાતની મુશ્કેલી વગર દાખલ થયો. ત્યાં જોયું તો બધો પૈસો અબદલ્લી લઈ ગએલો જણાયો. પણ સિંહાસનનું છત્ર જે ચાંદીનું હતું તે બાકી હતું. તે ગળાવી નાખતાં ૧૭ લાખની ચાંદી નીકળી. એજ

અરસામાં એવી અફવા ફેલાઈ કે સદાશિવરાવનો વિચાર પેશવાને શહેનશાહ તરીકે દિલ્હીના તખ્તપર બેસાડવાનો છે. નજીબે આ પગલું ભરાય તે માટે અબ્દલ્લીને સાવચેત રહેવા જણાવ્યું. અબ્દલ્લીની સલાહથી સુજા ઉદ્ દૌલાને ઇસ્લામના બચાવ માટે અબ્દલ્લી સાથે જોડાવા સમજાવ્યું અને કેટલીક આનાકાની પછી સુજા અબ્દલ્લીના લસ્કરમાં જોડાવા કબુલ થયો. દરમ્યાન ભાઉ દિલ્હીથી સુજા ઉદ્ દૌલાને પોતાના પક્ષમાં જોડાવા માટે પત્રો લખવા મંડ્યો. સુજા ઉદ્ દૌલા એના પત્રો અબ્દલ્લીને વંચાવતો અને ઉપર ઉપરથી ભાઉ સાથે પત્રવહેવાર રાખી વાટાઘાટ કરતો. વર્ષ પૂરું થવા આવ્યું અને ભાઉએ પંજાબ જીતવા દિલ્હીથી છાવણી ઉઠાવી. એણે લસ્કરની છાવણીની ગોઠવણ રાખી. તે કસાએલા મલ્હારરાવ હોલ્કરને અને સુરજમલ જાટને પસંદ ન પડી; જો કે ભાઉ વીર પુરૂષ હતો તો પણ તે અભિમાની હતો તેથી એવું ધારતો કે યુદ્ધ કળામાં હું સર્વોપરી છું. તેણે આ બહાદુર કસાએલા યોદ્ધાની સલાહ ન માનતાં ઉલટું તેનું અપમાન કર્યું. તેથી સુરજમલ પોતાનું લસ્કર લઈ ચાલ્યો ગયો. આથી લસ્કરમાં બેદિલી ફેલાઈ. ભાઉએ પોતાની છાવણી પાણીપતના જગપ્રખ્યાત રણક્ષેત્રમાં નાખી અને એની ખબર થતાં જ અબ્દલ્લી પણ છાવણી નાખી પાસે પડ્યો. સુજા ઉદ્ દૌલા લખનૌમાં પોતાના કુટુંબકબીલાને સુરક્ષિત પહોંચાડી લસ્કર લઇ અબ્દલ્લીને આવી મળ્યો. રોજ છુટીછવાઇ લડાઇ ચાલતી. બન્ને પક્ષના ઘણા માણસો મરણ પામતા પણ મરાઠાઓ દક્ષિણથી ઘણે દૂર આવેલા હોવાથી ખોરાકનો યોગ્ય બંદોબસ્ત કરી શકતા ન હતા. તેમાં વળી ખોરાક લેવા જતાં એના માણસોને અફગાનો લૂંટી લઇ મારી નાખતા.'

આખરે એમ જણાવા લાગ્યું કે ભૂખમરાથી સૈન્યનો નાશ થશે તેથી ૧૨ મી જાનેવારી ૧૭૬૧ના દિવસે મરાઠાઓએ છાવણી છોડી ધસારો કર્યો. શરૂઆતમાં મરાઠાઓને જય મળશે એવા ચિહ્નો દેખાવા લાગ્યાં. ગાર્દીએ કમાલ કરી રોહિલાઓને કાપી કાઢયા. ભાઉએ સુજા-ઉદ્દૌલા અને અફગાન વજીરને તોબા પોકરાવી. સિંધીઆએ પોતાનું

શૌર્ય બતાવી અબદલ્લીના લશ્કરને ખેદાનમેદાન કર્યું. પણ છ કલાકની લાંબી લડાઇ પછી મરાઠાઓને ભૂખનું દુઃખ થવા લાગ્યું. બચાવ માટે થોડું લશ્કર ન રાખવામાં ભાઉએ મોટી ભૂલ કરી હતી. એ ઉપરાંત અબદલ્લીએ એ વિચાર આગળથી કર્યો હતો જેથી જેવા મરાઠાઓ ભૂખથી નબળા પડવા લાગ્યા કે એણે પોતાનું તાજું લશ્કર હુમલો કરવા રવાના કર્યું. એ તાજા લશ્કર આગળ મરાઠા સૈન્યની હાર તૂટી. ભાઉ પડયો. વિશ્વાસરાવ કપાયો. મલ્હારરાવ તથા મહાદજી સિંધીઆ જીવ લઇ નાસી છૂટયા. લગભગ ૨૦૦૦૦૦ મરાઠાઓ એ રણકુંડમાં હોમાયા. નાસી છૂટેલા કેટલાકે પાણીપત શહેરનો આશ્રય લીધો પણ બીજે દિવસે ક્રૂર અફગાનોએ તેમને રિબાવી રિબાવી મારી નાખ્યા અને સ્ત્રી બાળકોને ગુલામ તરીકે વેચી નાખ્યા. એ લડાઇ સંબંધી એક પત્ર એક વેપારીએ પોતાના દક્ષિણના દલાલને લખ્યો તે નીચે પ્રમાણે હતો.

“બે અમૂલ્ય મોતીઓ ગૂમ થયાં છે, સત્તાવીસ સોના મહોર ખોવાઈ ગઈ છે, અને રૂપાના અને ત્રાંબાના સિક્કા એટલા બધા ગયા છે કે તેનો સરવાળો કરી શકાતો નથી.”

બે મોતી તે ભાઉ અને વિશ્વાસરાવ; સોનાના સિક્કાઓ તે મરાઠા સરદારો અને ત્રાંબા તથા રૂપાના સિક્કા તે સિપાઇઓ. આ પત્ર લઇ જતો કાસદ દક્ષિણમાંથી મદદે દોડી આવતા બાલાજીને નર્મદા ઓળંગતા મળ્યો. એ વાંચતાંજ તેણે પોતાનો હાથી પાછો પૂના તરફ ફેરવ્યો. આથી એને એવો સખત આઘાત લાગ્યો કે થોડાજ દિવસમાં મરણ પામ્યો. માત્ર ત્રણ જ મોટા સરદારો બચ્યા; મલ્હારરાવ હોલ્કર, લંગડો થયલો મહાદજી સિંધીઆ અને નાના ફડનવીસ. બાકીના બધો કપાઈ મૂઆ. મહારાષ્ટ્રમાં એક પણ એવું ઘર ન હશે કે જ્યાં રડારોળ ન ચાલી હોય.

આ લડાઈ પછી અબદલ્લી પાછો ફર્યો અને શહેનશાહના વડા પુત્રને દિલ્હીની ગાદી સોંપી. બાબર સાથે રાણાસંગના સંગ્રામ પછી પહેલુંજ

આવું મોટું યુદ્ધ પાણીપતના મેદાનપર થયું અને મરાઠાઓ હારતાં તેમનો હિંદુસામ્રાજ્ય સ્થાપવાનો ખ્યાલ હવામાં ઉડી ગયેલો જણાયો.

## બાલાજીનો રાજકારભાર

૧૭૪૦ થી ૧૭૬૧ એટલે લગભગ ૨૧ વર્ષ સુધી બાલાજીએ પેશવાઇનો કારભાર કર્યો. એ કારભારના બે ભાગ પડે છે. પહેલો ભાગ નવ વર્ષનો. આ નવ વર્ષ બાલાજીને માત્ર શાહુની સત્તા હેઠળ રાજકારભાર કરવાનો હતો જ્યારે બાકીના ૧૨ વર્ષ દરમ્યાન તે સંપૂર્ણ સત્તાધીશ હતો. એ બાર વર્ષના કારભારમાં ૧૭૫૦-૧૭૫૧-૧૭૫૨ રામરાજાની પરીક્ષા કરવામાં ગયા. રામરાજામાં રાજ્ય ચલાવવા જેટલું સામર્થ્ય અને કર્તૃત્વશક્તિ નથી એવી ખાતરી થતાં પોતાને માથે જોખમદારી લઇ મરાઠી રાજ્ય ચલાવવું એવો એણે નિશ્ચય કર્યો. શાહુના જીવતાં સુધી એને સતારે આવી પોતાની કામગીરીનો હિસાબ વગેરે આપવો પડતો; પરંતુ શાહુના મૃત્યુ પછી તેને હવે કોઇપણ જાતનું રાજકારભારમાં બંધન રહ્યું ન હતું.

યુદ્ધકલા સંબંધી બાલાજીનો પ્રકાર બાજીરાવથી જુદો જ હતો. બાજીરાવ જાતે સૈન્યની સરદારી લઇ લડાઇમાં ઝંપલાવતો. બાલાજીએ એવું કદી કર્યું નથી. બાલાજી માત્ર મુત્સદ્દી હતો. વળી બાજીરાવ એક કાર્ય હાથમાં લે એટલે તેવાંજ બીજાં કાર્યો રહી જતાં. પણ બાલાજી તેમ કરતો ન હતો. સર્વ ઠેકાણે ધ્યાન આપી છાવણીમાં રહી બેઠો બેઠો એ ગોઠવણ કરતો. સલાહ કરવી, ખંડણી નક્કી કરવી, હિસાબ તપાસવા એ કાર્યો પોતે જાતે જ કરતો. એના જ વખતમાં જનાનો સાથે લઇ જવાનો ચાલ પડયો અને પાણીપતના યુધ્ધમાં તે અત્યંત બાધક થઇ પડયો. નાના સાહેબ કલમ બહાદુર હતો. યુધ્ધનું ફળ સંધિમાં હોય છે અને નાના સાહેબ સંધિનો જેવો ઉપયોગ કરી લેતો. તેવો બાજીરાવ કરી શકતો નહિ. એ સિવાય નાના સાહેબ કોઇપણ ઠેકાણે હોય તોપણ એક ઠેકાણેથી બધા પ્રાંતોની ગોઠવણ કરવાની તેનામાં

શક્તિ હતી. એનો સ્વભાવ શાંત તથા વિચારી હતો. બને ત્યાં સુધી કોઇની સાથે વેર વધારતો નહિ. પેશવાપદ પર આવતાં તેણે ત્રણ ચઢાઇ કરી ઘણી ચપળતા બતાવી. શત્રુ કે મિત્ર ઉપર પોતાના કર્તૃત્વની છાપ બેસાડતો તેથી બધા એનાથી અંજાતા. શાહુને પુત્ર ન હોવાથી કોલ્હાપુરવાળા સંભાજી સાથે એણે જે ગુપ્ત કરાર કર્યો તે પણ એની મુત્સદ્દીપણાની સાક્ષી પૂરે છે. શાહુના મરણ પછી એણે જાતે લડાઇપર જવાનું માંડી વાળ્યું અને પૂનામાં બેઠો બેઠો ઉત્તરમાં રાઘોબાને અને દક્ષિણમાં સદાશિવરાવ ભાઉને રાખી પોતે રાજ્યવ્યવસ્થા ચલાવી રહ્યો.

આ પ્રમાણે અત્યંત દક્ષતાથી રાજકારભાર ચલાવી મરાઠી રાજ્યનો ફેલાવો એણે હિંદુસ્તાનમાં ઠેકઠેકાણે કર્યો. શાહુ મરણ પામતાં રામરાજાને ગાદી આપી પણ તેનામાં હૈવત ન જોતાં પોતે જોખમદારી લીધી. એ પ્રમાણે ૨૧ વર્ષ સુધી રાજકારભાર કરી હિંદુપદપાદશાહી સ્થાપવાનો સમો તૈયાર કર્યો; પણ પાણીપતના યુદ્ધ દાટ વાળ્યો; હિંદુપદપાદશાહી સ્વપ્નવત્ થએલી સાંભળતાં જ એ મૃત્યુ પામ્યો.

## ૨

## માધવરાવ ચોથો પેશવા. ૧૭૬૧-૧૭૭૨

બાલાજી પછી તેનો પુત્ર, અને પેશવાઓમાં અત્યંત શૂરો માધવરાવ ૧૭ વર્ષની ઉમરે પેશવાપદ પર આવ્યો. ઉમર નાની હોવાથી તેનો કાકો રઘુનાથરાવ ઉર્ફે રાઘોબ દાદા તેનો રક્ષક નીમાયો; અને રામશાસ્ત્રી નામનો મહા વિદ્વાન અને ન્યાયપરાયણ બ્રાહ્મણ તેનો શિક્ષક થયો. આગળ જતાં પેશવાએ હરિપંત ફડકે અને નાનાફડનવીસને પોતાના 'ખાસ સલાહકાર' નીમ્યા. એ અને બીજાં કારણથી રાઘોબા મુગલ સૈન્યની મદદ લઇ પૂના ઉપર ચઢી આવ્યો. માધવરાવને લાગ્યું કે કાકા સાથે લડવાથી મરાઠા મંડળમાં ફાટફુટ પડશે તેથી વખત વિચારી જઇ સામે થવાને બદલે રાઘોબાને સત્તા આપી તેના કહ્યા પ્રમાણે રાજકારભાર કરવા લાગ્યો. ૧૭૬૩માં રઘુજી ભોંસલેના પુત્ર જનાજી ભોંસલેને મરાઠી રાજ્યની

સરદારી લેવા નિઝામે ઉશ્કેર્યો પણ જનાજી અને નિઝામે પૂના ઉપર ચઢી આવતાં સખ્ત હાર ખાધી અને પ્રયત્ન નિષ્ફળ ગયો.

## મરાઠાઓની જીત

મ્હૈસૂરનું રાજ્ય પચાવી પાડનાર હૈદરઅલીની સત્તા આ વખતે વિશેષ વધતી જતી જોઈ તેને દાબી દેવાને માધવરાવ પેશવાએ રાઘોબા દાદાની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. બે વખત સખ્ત હારી જવાથી હૈદરે ૩૨ લાખ રૂપીઆ અને મ્હૈસૂરની સરહદપરનો તેનો જીતેલો મુલક આપી મરાઠાઓને પાછા વાળ્યા. પણ બીજે જ વર્ષે તેણે પાછી સામે થવાની તૈયારી કરવા માંડતાં માધવરાવે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. રાઘોબા પેશવાની સ્વતંત્રતાની આડે આવતો હતો અને કોઈ પણ કાર્ય તેને તેની મરજી પ્રમાણે કરવા દેતો ન હતો તેથી તેને એકદમ કેદ પકડી પૂને આણી પેશવાના પોતાના મહેલમાં કેદી તરીકે રાખ્યો. પછી અંગ્રેજ અને નિઝામ સાથે સલાહ કરી હૈદર પર ચઢાઇ કરી પણ હૈદરે ૩૬ લાખ રૂપીઆ અને કેટલોક મુલક આપી માધવરાવને પાછો કાઢયો. એજ અરસામાં હોલ્કર અને સિંધીઆએ પેશવાના હુકમથી રજપુતાના અને જાટ મુલકપર ચઢાઈ કરી ચોથ ઉઘરાવી રોહિલખંડ લૂંટયું. વિસાજી કૃષ્ણા નામના મરાઠા સરદારે બાદશાહ શાહઆલમને અંગ્રેજનું રક્ષણ છોડી મરાઠારક્ષણ નીચે આણ્યો. આ પ્રમાણે મરાઠાઓ દિલ્હીમાં પોતાની સત્તા ફરીથી જમાવવા લાગ્યા. પરંતુ તેમને કમનસીબે માધવરાવ પેશવા ક્ષયની બીમારીથી મરણ પામ્યો.

## માધવરાવનું ચારિત્ર્ય અને એનો રાજકારભાર

માધવરાવ ઘણો જ બાહોશ અને હિંમતવાન પુરુષ હતો. તેણે પોતાનું ડહાપણ અને ચાલાકી, શત્રુઓને દાબી દેવામાં બહુ સારી રીતે બતાવી આપ્યાં છે. તે ઉપરાંત તેણે રામશાસ્ત્રી, નાના ફડનવીસ વગેરે યોગ્ય માણસોને પોતાના સલાહકાર નીમી પોતાની પરીક્ષક બુદ્ધિનો પણ ઘણો સારો પરિચય આપ્યો છે.

એણે વેઠ કાઢી નાખી રૈયતને ઘણોજ ફાયદો કર્યો. નબળાની વ્હારે ધાઈ તે હંમેશા પોતાની ન્યાયપરાયણતા બતાવતો. જો કે તે નવું કાંઈ કરી શકયો નહિ પણ જે હતું તે તેણે સુધાર્યું. શરૂઆતમાં રાઘોબાના અમલમાં તે કંઇ કરી શકયો નહિ પણ તેને કેદ પકડી બધી સત્તા પોતાના હાથમાં લઈ એવી વ્યવસ્થા રાખી કે શત્રુની તેમજ પોતાના સરદારોની હીલચાલની હંમેશ તેને ખબર રહે. એના વખતમાં પાણીપતના યુદ્ધથી દબાયલા મરાઠાઓ પ્રબલ થઇ માથું ઉંચકવા લાગ્યા હતા. પરંતુ એનું અકાલ મૃત્યુ થતાં મરાઠી રાજ્યને એની કર્તૃત્વશકિત અને હિંમતનો વિશેષ લાભ ન મળ્યો. પાણીપતની હારથી જેટલું મરાઠાઓને નુકસાન ન થયું તેટલું નુકસાન એના અકાલ મૃત્યુથી મરાઠી રાજ્યને થયું અને હિંદુપદપાદશાહીનો ખ્યાલ સ્વપ્ન જેવો જ થઈ રહ્યો.

# પ્રકરણ ૫ મું

## પેશવાઇ સત્તાની ઉતરતી કળા

### ૧

### નારાયણરાવ પાંચમો પેશવા

ક્ષયની બીમારીથી પીડાતા માધવરાવ પેશવાને લાગ્યું કે હવે તે વધારે દિવસ જીવી શકે એમ નથી અને તેથી રાઘોબાદાદાને નજરકેદમાંથી છૂટો કરી તેને પોતાના નાના ભાઈ નારાયણરાવની સંભાળ લેવાનું સોંપ્યું. ૧૭૭૨ માં માધવરાવનો અંત થયો અને નારાયણરાવ રિવાજ પ્રમાણે સતારે જઈ પેશવાનાં વસ્ત્રો લઈ આવ્યો. આ વખતે તેની ઉમર ૧૭ વર્ષની હતી. સખારામબાપુ મુખ્ય પ્રધાન થયો અને નાના ફડનવીસ દફતરખાના ઉપર નીમાયો.

કાકાભત્રિજા વચ્ચે થોડોક વખત ઠીક સંપ રહ્યો પણ કુટુંબની માંહોમાંહેની તકરાર અને પ્રધાનોની એક બીજા પ્રત્યેની ઈર્ષ્યાએ પાછું કુસંપનું મૂળ ઉપસ્થિત કર્યું. એ અંધાધુંધીમાં નારાયણરાવ પેશવાનું ખૂન થયું. રાઘોબાનો એમાં હાથ હોવાનો પ્રથમ શક આવ્યો પણ પુરાવાના અભાવે તેને નિર્દોષ ઠરાવી પેશવાપદ તેને આપવું એવો પ્રધાનોએ વિચાર કર્યો. એટલામાં રાઘોબાનો પોતાના હાથનો એક પત્ર રામશાસ્ત્રીને જડયો; તેમાં રાઘોબાએ નારાયણરાવને કેદ પકડવા માટે લખ્યું હતું. તેમાં **"ધરાવે"** એ શબ્દમાં કોઈએ, કદાચ ધારવામાં આવે છે તેમ એની કારસ્તાની સ્ત્રી આનંદીબાઈએ, ફેરફાર કરી "ધ" ને બદલે "મા" લખ્યો અને તેથી કેદ પકડવાને બદલે ગૃહકલહના પરિણામે કહો અથવા રાજ્યના લોભના કારણે કહો, બીચારો નારાયણરાવ પેશવાપદનો ઉપયોગ કરે તે પહેલાં રાજ્યલોભની આહુતિરૂપ થઈ પડયો.

નારાયણરાવનું ખૂન થતાંની સાથે જ રાઘોબાએ પોતાને પેશવા તરીકે જાહેર કર્યો અને મરાઠાઓને એ વાત વિસારે પડે એ હેતુથી મોટી તૈયારી કરી નિઝામ ઉપર ચઢાઈ કરી, તેને હરાવી ૨૦ લાખ રૂપીઆ લઈ સલાહ કરી. પેશવાપદ પચ્યું એમ જ્યારે એ વિચાર કરતો હતો તે વખતે નારાયણરાવની વિધવા રાણી (જે પતિના સ્વર્ગવાસ વખતે સગર્ભા હતી) ને પુત્ર પ્રસવના સમાચાર આવ્યા. આ સમાચારે તેની આશા છિન્નભિન્ન કરી. તેને પોતાનું સ્થાન ડગમગતું લાગ્યું તેથી તેણે કેટલાક સરદારોને પોતાના પક્ષમાં લેવા માંડયા. પણ સખારામ બાપુ અને નાના ફડનવીસ તેમજ થોડાક બીજા મરાઠી સરદારોએ એ બાળ-રાજાનો પક્ષ લીધો અને તેને પેશવાની ગાદીપર બેસાડી તેના નામથી રાજ્યકારભાર કરવાની શરૂઆત કરી.

રાઘોબાએ લશ્કરની મદદથી પેશવાપદ લેવાનો નિશ્ચય કર્યો અને મોટું લશ્કર લઈ પૂને ચઢી આવ્યો; પણ ત્યાં આગળ પરાજય પામતાં નાઠો અને ઇંદોર જઈ હોલ્કર અને સિંધીઆ પાસે મદદની માગણી

કરી. બન્નેએ તેનો પક્ષ લેવાનું કબૂલ કર્યું એટલે રાઘોબાએ ગુજરાતમાં આવી ગાયકવાડની મદદ માટે પણ માગણી કરી.

૨

## માધવરાવ નારાયણ છેલ્લો પેશવા, ૧૭૭૨ થી ૧૭૯૧

નારાયણરાવ પછી તેનો ઔરસપુત્ર માધવરાવ પેશવાપદ પર આરૂઢ થયો; પણ રાઘોબા એને નારાયણનો ખરો પુત્ર ન ગણતાં પોતાને માટે ખોટો પ્રતિસ્પર્ધી ઉભો કરેલો ગણવા લાગ્યો. આથી સિંધીઆ, હોલ્કર, ગાયકવાડ વગેરેનાં મદદ માટે વચન મેળવી અંગ્રેજોને મદદે આવવા લખ્યું. મુંબઇ સરકારને આ વખતે રાજ્ય વધારવાનો લોભ હતો અને મુંબઈ પાસે આવેલા વસઇ બંદરનો કબજો મેળવવાની ઇચ્છા હતી; ઉપરાંત મુંબઈ પાસે છેક નજદીકમાં આવેલો સાષ્ટી બેટ પણ જોઇતો હતો. તેથી આ બન્ને સ્થળો મળે તો રાઘોબાને ૧૫૦૦ માણસના લશ્કરથી મદદ કરવાનું અંગ્રેજોએ કબુલ્યું.

## પહેલો મરાઠીવિગ્રહ, ૧૭૭૪–૧૭૮૨

રાઘોબા પાસેથી સાષ્ટી તથા વસઇ લેવાની શરતે અંગ્રેજોએ મદદ કરવાનું વચન આપ્યું. આને સુરતનો કરાર કહેવામાં આવે છે. ૧૭૭૪ માં આ બનાવ બન્યા પછી તરતજ રાઘોબા અને મરાઠા સરદારો વચ્ચે અણબનાવ થયો. સિંધીઆ, હોલ્કર, વગેરેએ રાઘોબાનો પક્ષ છોડી દીધો. રાઘોબા નાસી છૂટયો અને અંગ્રેજોને શરણે ગયો. મુંબઈની કાઉન્સીલે રાઘોબાને પેશવાની ગાદી ઉપર બેસાડવા પૂના તરફ લશ્કરને રવાના કર્યું. મુંબઈ સરકારે આ પગલું બંગાળા સરકારની પરવાનગી વગર ભર્યું હતું. નવા રેગ્યુલેટીંગ એક્ટ પ્રમાણે મુંબઈને બંગાળાના ગવર્નર જનરલના તાબા હેઠળ મૂક્યું હતું. આ વખતે ગવર્નર જનરલ હેસ્ટીંગ્સ હતો. તેને આ લડાઇમાં ઉતરવાનું ઠીક ન લાગવાથી પોતાની સંમતિ સિવાય ભરેલા પગલાને માટે મુંબઈ કાઉન્સીલને ઠપકો આપી લશ્કર પાછું બોલાવી લેવા ફરમાવ્યું; વધુમાં

રાઘોબાનો પક્ષ છોડી દેવા જણાવ્યું; પરંતુ તે હુકમ આવે તે પહેલાં મુંબઇનું લશ્કર કર્નલ કીટીંગની સરદારી નીચે નીકળી ચૂકયું હતું. તેણે પૂનાના લશ્કરને ખંભાતના અખાતપર આવેલા આરાસ આગળ ૧૮મી મે ૧૭૭૫ માં હરાવ્યું; બીજે મહિને ભરૂચ પાસે હરાવ્યું. એટલામાં હેસ્ટીંગ્સે આપ્ટનને બંગાળેથી મોકલી લડાઈ બંધ કરાવી અને પૂના-રાજ્યરક્ષક મંડળ સાથે સલાહ કરી. પુરંદર આગળ ૧૭૭૬ ના માર્ચની પહેલીએ આ કરાર થયો. આ કરારથી એવું ઠર્યું કે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો અને તેના બદલામાં સાષ્ટી બેટ અંગ્રેજોને આપવો.

મુંબઈ સરકારને આ તહ પસંદ ન પડવાથી મુંબઈ અને બંગાળા સરકાર વચ્ચે મતભેદ થયો અને ઇંગ્લાંડમાં બોર્ડ ઓફ ડાયરેક્ટર્સને એ હકીકત લખી જણાવવામાં આવી. બોર્ડે પુરંદરનો તહ નાકબૂલ કરી સુરતનો કરાર કાયમ રાખ્યો અને રાઘોબાને મદદ આપવા લખી જણાવવામાં આવ્યું. એજ અરસામાં નાના ફડનવીસ ફ્રેંચોની મદદ લઇ પોતાના લશ્કરને ફ્રેંચ સેનાપતિ પાસે તાલીમ અપાવી લડાઇ માટે તૈયારી કરે છે એવા સમાચાર આવ્યા. હેસ્ટીંગ્સે બંગાળેથી લશ્કર મોકલી મુંબઇ સરકારને બીજું લશ્કર રવાને કરવા લખ્યું તેથી મુંબઈ સરકારે કર્નલ કોકબર્નની સરદારી હેઠળ એક લશ્કર મોકલી આપ્યું.

કરાર પ્રમાણે રાઘોબા અંગ્રેજ સાથે જોડાયો પણ થયેલી શરત પ્રમાણે પોતાનું લશ્કર તે લાવ્યો નહિ. આથી અંગ્રેજોને એના ઉપર શંકા આવવા લાગી અને મરાઠીસૈન્ય જોતાંજ તેમનાં હાંજા ગગડવા લાગ્યાં. લશ્કર જેમ જેમ પાસે આવતું ગયું તેમ તેમ અંગ્રેજોની હિંમત જતી રહેવા લાગી અને આગળ વધવાને બદલે પાછા હઠવા લાગ્યા; આખરે પોતાનો બચાવ ન જોતાં સંધિ કરી અને વડગામ આગળ પોતાનાં હથયાર મરાઠાઓને સોંપી શરણે આવ્યા. એ કરાર પ્રમાણે અંગ્રેજોએ સાષ્ટી વગેરે સ્થળો લેવાની વાત પડતી મૂકવી, રાઘોબાનો પક્ષ છોડી દેવો અને એના બદલામાં મરાઠાઓએ એમને સહીસલામત મુંબઈ પાછા જવા દેવા એમ ઠર્યું.

## બંગાળાનાં લશ્કરની કામગીરી

બંગાળેથી મોકલેલું લશ્કર કર્નલ લેસ્લીની સરદારી નીચે આવતું હતું પણ લેસ્લી રસ્તે નકામા દિવસો ગાળતો લાગવાથી તેને પાછો બોલાવી કર્નલ ગોડાર્ડને સરદારી આપી રવાના કર્યો. કર્નલ ગોડાર્ડ હુકમ પ્રમાણે એકદમ કૂચ કરતો ૧૭૭૯માં સુરત આગળ આવી પહોંચ્યો. તેણે મરાઠા સાથે એકદમ લડાઈમાં ઉતરવાને બદલે સલાહના સંદેશા ચલાવવા માંડ્યા. સિંધીઆની મારફતે એ સંદેશા ચાલી રહેલા હતા; મરાઠાઓના ગૃહકલહમાં વચ્ચે ન પડવાનું તેણે કબૂલ કર્યું, પણ તેણે રાઘોબાને તેના શત્રુઓના હાથમાં સોંપવાની ચોખ્ખી ના પાડી તેથી લડાઈ જારી રહી.

ફ્રેન્ચ, ડચ, હૈદર વગેરે અંગ્રેજોના શત્રુઓ હતા એટલે હેસ્ટીંગ્સ ગુંચવાયો. આ વખતે એક એવી અફવા ઉડી કે અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાનો આ બધા વચ્ચે એકસંપ થતો હતો. આવા સંજોગોમાં મરાઠાઓની અંદર જો ફાટફુટ પડે તોજ અંગ્રેજોને ઉગરવાનો આરો રહે અને તેથી એ યુક્તિ અમલમાં મુકવાનો હેસ્ટીંગ્સે ઘાટ ગોઠવ્યો.

મરાઠાઓમાં સિંધીઆજ આ વખતે અત્યંત પ્રબળ હતો અને તે જો પક્ષમાં આવે તો પછી અંગ્રેજોના અસ્તિત્વ માટે કોઇ જાતની ચિંતાનું કારણ રહે નહિ. આથી હેસ્ટીંગ્સે સિંધીઆને મરાઠામાંથી છૂટો પાડવાને તેના હિંદુસ્તાનમાં આવેલા મુલકો જીતવાની ગોઠવણ કરવા માંડી. સિંધીઆના તાબાના ગ્વાલીઅરના મજબુત કિલ્લાને ઘેરો ઘાલી ૧૭૮૦માં પોફામે ઓગસ્ટની ૩જી તારીખે કોઇપણ જાતની પ્રાણહાનિ વગર તે લીધો. આની ધારેલી અસર થઇ.

સિંધીઆ પોતાના સાથીઓથી છૂટો થવા માગતો ન હતો તેથી તે લશ્કર લઈ સામે થયો. પણ પરાજય પામવાથી હેસ્ટીંગ્સના કહેવા પ્રમાણે મરાઠામંડળ સાથે સલાહ કરાવી આપવાનું કબૂલ કર્યું. અને

તેના બદલામાં તેનો જીતાએલો મુલક પાછો આપવાને વચન આપવામાં આવ્યું. આથી પૂનાના રાજપ્રતિનિધિઓ સાથે સાલબાઈ આગળ ૧૭૮૨માં કરાર થયા.

## સાલબાઈના કરાર. ૧૭૮૨

એ કરાર પ્રમાણે ઠર્યું કે પુરંદરના ઠરાવ પછી અંગ્રેજોએ જે મુલક જીત્યો હોય તે પાછો સોંપી દેવો, નારાયણના પુત્ર માધવરાવને પેશવા તરીકે કબુલ રાખવો, રાઘોબાનો પક્ષ છોડી દેવો, તેના બદલામાં મરાઠાઓએ સાષ્ટી, એલીફન્ટા વગેરે બેટ આપવા અને રાઘોબાને ૩ લાખનું વર્ષાસન બાંધી આપી તેની મરજી હોય ત્યાં રહેવા દેવો. આ પ્રમાણે પહેલા મરાઠાવિગ્રહનો અંત આવ્યો

## મહાદજી સિંધીઆ

સાલબાઈના કરારથી મહાદજી સિંધીઆ વગસગવાળો મહાન સત્તાધીશ થઈ પડયો અને પેશવાથી પણ સ્વતંત્ર થયો. અંગ્રેજો તેની મદદની ઇચ્છા રાખવા લાગ્યા. ૧૭૮૫માં તેણે દિલ્હી જઈ પોતાની સત્તા જમાવી અને બાદશાહ પાસેથી બે સનંદો મેળવી. એકમાં પેશવાને બાદશાહના પ્રતિનિધિ તરીકે કબુલ રાખવામાં આવ્યો અને બીજી સનંદ પેશવાની ગેરહાજરીમાં તેવા પ્રતિનિધિ તરીકે સિંધીઆની નિમણૂક હતી. ઉપરાંત બાદશાહના પોતાના અને કુટુંબના ખર્ચ માટે અમુક રકમ દર વર્ષ આપવાનું ઠરાવી સિંધીઆએ દિલ્હી અને આગ્રાના પ્રાંતો મેળવ્યા. ભારે દબદબાથી એ સનંદ અને વસ્ત્રો આપવાને પૂના જવા ઉપડયો. પૂનામાં એક મોટો જંગી દરબાર ભરી એ સનંદ તથા વસ્ત્ર આપવાનો સમારંભ થયો. ત્યાં સિંધીઆને અત્યંત માન આપવામાં આવ્યું. મરાઠાઓએ એને અગ્રગણ્ય સરદાર ગણ્યો અને પેશવાએ પણ પોતાની પાસે ગાદી ઉપર બેસાડી બહુ માન આપ્યું. આથી નાના ફડનવીસ અને સિંધીઆ વચ્ચે અણબનાવ થયો અને સિંધીઆને લાગવા માંડયું કે અણીના વખતે પૂના ઉપર બહુ ભરોસો રાખી શકાય તેમ નથી.

હોલ્કરને સિંધીઆ રોકડ ભેટ વગેરે આપતો પણ આગળ જતાં એજ આ બન્ને વચ્ચે મતભેદનું કારણ થઈ પડયું; અને પરિણામે લડાઈ થઇ. પોતાનું વર્ચસ્વ દિલ્હીમાં કાયમ રાખવાને સિંધીઆએ બાદશાહના વડાપુત્ર મીરજા જવાનબખ્તને દિલ્હી આવવા સૂચવ્યું પણ તે સિંધીઆનો વિરોધી હોવાથી કબૂલ થયો નહિ.

જે રાજાઓએ ખંડણી વગેરે આપી ન હતી તે લેવા માટે સિંધીઆએ મહમદ બેગને મોકલ્યો પણ રજપૂતાનાનાં રાજ્યોએ ખંડણી ન આપતાં સંપ કરી લડાઈની તૈયારી કરવા માંડી. શરૂઆતમાં સિંધીઆનું લસ્કર હાર્યું તેથી અલવર જઇ તેણે પોતાની તોપો વગેરે ભારે વસ્તુઓ ગ્વાલીઅર મોકલી આપી.

ઉપરાંત તેણે નાના ફડનવીસને મદદ માટે પૂને લખ્યું, નાનાએ લશ્કર મોકલ્યું એટલામાં બાદશાહનો વડોપુત્ર હિમ્મત બહાદુર નામના ગોસાઈ સરદાર સાથે જોડાયો અને બાદશાહે પણ રજપૂત સાથે પત્રવહેવાર ચલાવી ગુલામકાદીરને અમીર-ઉલ-ઉમરા બનાવ્યો. પૂનેથી લસ્કર આવતાં સિંધીઆ સામે થયો પણ તે લસ્કર હાર્યું અને તેને ભરતપુર નાસી જવું પડયું. એટલામાં શીખ લોકોના છમકલાથી ગુલામકાદીરને પોતાના ઉત્તરના પ્રાંતની દેખરેખ રાખવા દિલ્હી છોડવું પડયું.

એ અરસામાં બાદશાહના વડાપુત્ર મીર્ઝાએ અયોધ્યાના શાહસુજાની મદદ માગી અને આગ્રાના કિલ્લા ઉપર હુમલો કર્યો પણ એ સહેજમાં પકડાઈ જતો બચ્યો. શુજા તરફથી મદદની આશા ન જણાતાં તે અંગ્રેજને શરણે જઇ તેમના રક્ષણ નીચે બનારસ ગયો; અને ત્યાં થોડા દિવસ બાદ મરણ પામ્યો.

ગુલામકાદીર શીખોને દાબી દઇ પાછો દિલ્હી આવ્યો. બાદશાહ સાથે ખટપટ થતાં અંધાધુંધી ચલાવી બાદશાહની આંખો ફોડી નાખી;

દરમ્યાન સિંધીઆ બેત્રણવાર પરાજીત થવા છતાં ગુલામકાદીરની સામે થયો. નાના ફડનવીસને મદદ માટે લખી જણાવ્યું કે હિતશત્રુઓનાં વચનપર વિશ્વાસ ન રાખતા તેણે–નાનાએ એને આ વખતે મદદ મોકલવી. કારણ કે ગમે તેમ તોય તે બન્ને એકજ ધણીના નોકરો હતા; અને બન્નેનો ઉદ્દેશ મરાઠીરાજ્યને જેમ બને તેમ હિંદમાં ઉચ્ચ સ્થાન અપાવવાનો હતો. નાના અને સિંધીઆ વચ્ચેનું આ પ્રમાણે વૈમનસ્ય દૂર થતાં મરાઠીલશ્કર ઉત્તર હિંદમાં ધસી આવ્યું અને તેના બળપર મરાઠાઓએ ગુલામકાદીરને સખ્ત હાર આપી નસાડયો. નાસતો ગુલામકાદીર મરાઠાઓના હાથમાં સપડાયો અને બાદશાહની આંખ ફોડવાનું વેર લેવા માટે સીપાઈઓએ એની જીભ કાપી નાખી. સિંધીઆ પછી દિલ્હી આવ્યો અને એણે આંધળા શહેનશાહને પાછો ગાદીપર બેસાડયો.

સિંધીઆની સ્થિતિ સુધરતી હતી અને દિવસે દિવસે તેનું જોર વધતું જતું હતું. એણે હવે પૂને જઈ પોતાની સત્તા જમાવવાનો વિચાર કર્યો; અને પૂના પાસે છાવણી નાખી પડયો. શહેનશાહ તરફથી પેશવાને વસ્ત્રો આપવાં આવ્યા છે એમ જણાવી એક મોટો દરબાર ભર્યો અને ભારે માનપાન વચ્ચે એ વસ્ત્રો માધવરાવ પેશવાને આપ્યાં. સિંધીઆનું માન વધી પડયું અને હોલ્કર તથા નાના એની અદેખાઈ કરવા લાગ્યા. એટલામાં ઓચિંતું મહાદજી સિંધીઆનું મૃત્યુ થયું.

સિંધીઆના મરણથી મરાઠીસત્તાને સખત ફટકો લાગ્યો. જ્યારે એ પ્રથમ ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે બધે અંધાધુંધી ચાલતી હતી પણ એણે ઠેકઠેકાણે સુવ્યવસ્થા દાખલ કરી. એને માટે તારીખ–ઇ–મુઝાફરીમાં લખ્યું છે કે તે મહાન મુત્સદ્દી અને અસાધારણ સૈનિક હતો; મૃત્યુ પહેલાં તેણે પોતાની પછી દૌલતરાવ સિંધીઆને ગાદી આપવા ઇચ્છા જણાવી હતી. અને એના તરફ બધાનો એવો પૂજ્યભાવ હતો કે તેની ઇચ્છાને માન આપી ૧૫ વર્ષની ઉમરના દૌલતરાવને કશા પણ વાંધા સિવાય ગાદી ઉપર બેસાડયો.

એની મરાઠી રાજ્યને ભારે ખોટ પડી. સિંધીઆ જો દશેક વર્ષ વધારે જીવ્યો હોત તો આખો હિંદુસ્તાન કન્યાકુમારીથી હિમાલય સુધી, મરાઠી સત્તા હેઠળ લાવ્યો હોત. પણ મરાઠાઓના નસીબમાં એ ન હોવાથી મહાદજી સિંધીઆ જેવો વીર નર અકાળ મૃત્યુ પામ્યો.

## નિઝામ સાથે યુદ્ધ અને ખર્ડાની સુપ્રસિદ્ધ લડાઈ, ૧૭૯૫

નાના ફડનવીસ સર્વસત્તાધારી થયો અને પોતાનું આસન સ્થિર થએલ જોઈ તેણે નિઝામ પાસે ચઢેલી ખંડણી માટે તગાદો કર્યો. નિઝામ પોતાના લશ્કરના બળપર કૂદતો હતો અને તેનો વિચાર ખંડણી આપવાને બદલે એકદમ પૂના ઉપર હુમલો લઈ જઈ પેશવાને પોતાના હાથમાં લઇ મરાઠી રાજ્યને છિન્નભિન્ન કરવાનો હતો. નાનાએ ખંડણી માટે કહેવડાવતાંજ નિઝામ લશ્કર લઈ પૂને આવવા નીકળ્યો અને તેની સામે ટક્કર ઝીલવા સિંધીઆ, ગાયકવાડ, હોલ્કર, ભોંસલે વગેરે નાના મોટા બધા સરદારો પોતપોતાનું લશ્કર લઈ આવ્યા. મરાઠી સામ્રાજ્યનો વિજયી વાવટો છેલ્લીજ વખતે સામ્રાજ્યના બધા સરદારોના લશ્કરપર ઉડવા લાગ્યો; નિઝામ સાથે સખત લડાઈ થઈ અને તેને કુર્દલા અથવા ખર્ડાના કિલ્લામાં ભરાઈ બેસવું પડ્યું. આખરે એ પ્રસિદ્ધ કુર્દલા આગળ નિઝામને તાબે થવું પડ્યું અને ત્રણ કરોડ રૂપીઆની ચઢેલી ખંડણી તથા તાપીની દક્ષિણથી પુરંદર સુધીનો બધો મુલક આપવો પડ્યો.

## પેશવા માધવરાવનું મરણ, ૧૭૯૫

મરાઠાઓની આવી અસામાન્ય જીતે તેમને ફરીથી આખા દક્ષિણ-પ્રાંત અને તે ઉપરાંત સર્વ હિંદુસ્તાનપર સત્તા જમાવવાનો સુયોગ આણી આપ્યો; પણ મરાઠાઓના નસીબમાં એ જીતનો લાભ વધારે વાર લેવાનો ન હતો. એકાએક એક રાત્રે માધવરાવ પેશવા જે નાના ફડનવીસની દેખરેખ હેઠળ ઉછરતો હતો અને જેને રાઘોબાના પુત્ર બાજીરાવ સાથે અતિશય

મિત્રાચારી હતી તેણે બાજીરાવની મુલાકાત ઉપર અંકુશ મુકાએલો જોતાંજ ખિન્ન થઈ અગાશીમાંથી કૂદકો માર્યો અને પોતાના પ્રાણની આહુતિ આપી.

તેના મરણથી નાના ફડનવીસની બાજી ઉંધી વળી અને તેનાં કાર્ય અધુરાં રહ્યાં; આ જગપ્રસિદ્ધ મુત્સદ્દીની બધી યોજના ધૂળમાં રગદોળાઈ; અને મરાઠીસામ્રાજ્યનો સૂર્ય અસ્ત પામ્યો.

## પ્રકરણ–છ ઠું

## પેશવાઈ સત્તાનો અસ્ત

### બાજીરાવ બીજો–ઈ. સ. ૧૭૯૫ થી ૧૮૧૭

માધવરાવ પેશવાના અકાળ મૃત્યુથી પાછી પેશવાની ગાદી માટે તકરાર ઉભી થઈ. નાના ફડનવીસે બાજીરાવનો પક્ષ લેવાનો નિશ્ચય કર્યો, જ્યારે તેના પ્રતિપક્ષીઓએ બાજીરાવના નાના ભાઈ ચીમનાજી આપ્પાને પેશવાની ગાદીપર બેસાડ્યા. ચીમનાજી આપ્પાની આ કાર્યમાં જરા પણ સંમતિ ન હતી; છતાં બિચારાને મારીમચડી પેશવાપદ પર આરૂઢ કર્યો. તેણે પરશુરામ ભાઉને પોતાનો મુખ્ય દિવાન નીમ્યો. નાના ફડનવીસને પોતાનો પક્ષ પડી ભાંગેલો જોતાં પૂના છોડી ચાલી જવું પડયું; પરંતુ બાજીરાવ જે અત્યાર સુધી કેદમાં હતો તે એક દિવસ લાગ સાધી છટકયો અને એકદમ નાનાને મળ્યો. બાજીરાવ, નાના, નિઝામ, અને દૌલતરાવ સિંધીઆની મદદથી પેશવાપદ મેળવવા ભાગ્યશાળી થયો, ઇ. સ. ૧૭૯૬. જે નિઝામે થોડાજ દિવસપર પોતાની સહીસલામતી માટે અને પોતાના

જાનમાલને જેમ તેમ કરી બચાવવા માટે પેશવા સાથે સંધિ કરી બારેમાં બારે દંડ આપ્યો હતો તેજ નિઝામ આજે પેશવાની ગાદી પર કોને બેસાડવો તેમાં માથું મારવા લાગ્યો અને તેનીજ મદદથી બાજીરાવ પેશવાપદ પર આવ્યો. બિચારા નાના ફડનવીસે બાજીરાવને પેશવા બનાવી મરાઠી રાજ્યને ઉન્નતિના શિખરે ફરીથી લઇ જવાનો પ્રયત્ન કરવાનો ઇરાદો રાખ્યો હશે અને પોતાના અગાધ બુદ્ધિબળથી મરાઠી રાજ્યનો વાવટો હિંદ પર ફરીથી ઊડતો કરવા ધારણા રાખી હશે; પણ બાજી-રાવનો પક્ષ લેવામાં એણે છક્કડ ખાધી. કૃતઘ્ની બાજીરાવે એજ નાનાને, મરાઠીરાજ્યના ડહાપણના દરિયાને પૂરી નાખ્યો—એને કેદમાં નાખ્યા. સિંધીઆની મદદથી એ કાર્ય તેણે પાર પાડયું સિંધીઆને પણ હતો નહતો કરવાનો વિચાર કરી પોતાના ભાઇ અમૃતરાવને એ કામગીરી સોંપી. તુકાજી હોલ્કર પછી ઇન્દોરની ગાદી પર આવનાર યશવંતરાવ હોલ્કરે સિંધીઆના મુલકમાં લૂંટફાટ કરવા માંડી. પેશવાની પણ તે સામો થયો અને તેના ત્રાસથી કંટાળી બાજીરાવે જોયું કે નાના ફડનવીસ વિના પોતાનું ગાડું આગળ ચાલે તેમ નથી; એથી એને છૂટો કરી દિવાનપદ આપ્યું. પરંતુ વૃદ્ધાવસ્થા, કાર્યભાર, અને ફિકર વગેરે અનેક કારણોથી નાના ફડનવીસ વધારે જીવી શકયો નહિ. એ નામાંકિત મુત્સદ્દી જેણે પોતાના જીવતાં સુધી મરાઠી સામ્રાજ્યનું ગૌરવ જાળવી રાખ્યું હતું, જેના વખતમાં અંગ્રેજો મથીમથીને પોતાની સત્તાનો પગપેસારો મરાઠારાજ્યમાં ઘુસાડવા તનતોડ મહેનત કરી રહ્યા હતા, જેણે અત્યંત કટોકટીના મામલામાં મરાઠીરાજ્યને એક કરી નિઝામ સામે ખર્ડાની લડાઇમાં બધા મરાઠા સરદારોને એકઠા કર્યા હતા, એવો અગાધ બુદ્ધિમાન, મુત્સદ્દીઓનો શિરોમણિ, ડહાપણનો ભંડાર નાનો ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો. તેના પડતાંજ મરાઠી રાજ્યનું ડહાપણ જતું રહ્યું, મરાઠી રાજ્યની એકતા છિન્નભિન્ન થઇ ગઇ, અને મરાઠાઓનું રાજ્યનૈપુણ્ય પણ અસ્ત પામ્યું, નાનાનાં મરણ બાદ ૧૮ વર્ષમાંજ બાજીરાવ જેવા નાલાયક પેશવાના અમલ દરમ્યાન મરાઠી સામ્રાજ્યના રામ રમી ગયા અને

છેવટે પેશવાના રાજ્યની પૂર્ણાહુતિ પણ થઇ ગઇ. હિંદભર સામ્રાજ્ય સ્થાપવાને બદલે મરાઠાઓ પોતેજ અંગ્રેજી રાજ્યને આધીન બની ગયા.



નાના ફડનવીસ

## સિંધીઆ અને હોલ્કર

બાજીરાવ પેશવાનો વિચાર હવે સિંધીઆને પોતાના માર્ગમાંથી દૂર કરવાનો હતો અને તેથી સિંધીઆના લશ્કરનો ખર્ચ તેણે આપવાની ના પાડી. પરિણામ એ આવ્યું કે સિંધીઆ પૂના ઉપર એકદમ ચઢી આવ્યો અને લગભગ એક અઠવાડીઆ સુધી પૂનાની અંદર એણે લૂંટફાટ

ચલાવી. પણ સિંધીઆને પોતાના પ્રતિસ્પર્ધી યશવંતરાવ હોલ્કર સાથે બાથભીડવાની હતી. હોલ્કરે સિંધીઆના મુલકમાં લૂંટફાટ ચલાવવા માંડી; તેથી સિંધીઆને પૂના છોડી એકદમ ઉજ્જૈન જવું પડ્યું. પરંતુ તે પહોંચે તે પહેલાં હોલ્કરે ઉજ્જૈન લૂંટી લીધું હતું. એનું વેર લેવા સિંધીઆએ હોલ્કરની રાજ્યધાની ઇન્દોર પર હલ્લો કર્યો અને તે લૂંટી. ઉત્તર તરફ જતાં સિંધીઆને સમાચાર મળ્યા કે હોલ્કરે પૂનાનો રસ્તો પકડ્યો છે તેથી તેની પુંઠ પકડતાં પૂને આવી પહોંચ્યો. બન્ને વચ્ચે મહાન યુદ્ધ થયું અને તેમાં સિંધીઆ હાર્યો. સિંધીઆની ગેરહાજરીમાં કેટલાક સરદારો બાજીરાવની વિરૂદ્ધમાં હતા તેમને બાજીરાવે તકનો લાભ લઈ મારી નંખાવ્યા. આમાં યશવંતરાવ હોલ્કરનો ભાઈ પણ માર્યો ગયો. આથી હોલ્કર ગુસ્સે થયો અને પૂના તરફ ધસ્યો. સિંધીઆ પર તેણે મેળવેલી જીતથી બાજીરાવ તો એટલો બમબીત થઈ ગયો કે તેને પૂનેથી નાસી છૂટી અંગ્રેજોને શરણે જવું પડ્યું. આ નામર્દાઈ ભરેલા કૃત્યે પેશવાઈસત્તાના નાશનાં બીજ રોપ્યાં.

## વસાઈનો કરાર—ઈ. સ. ૧૮૦૨

માર્કિવસ વેલેસ્લી આ વખતે બંગાળામાં કંપની સરકારનો ગવર્નર જનરલ હતો. તે પોતાની સહાયકારી યોજના મરાઠી રાજ્યમાં દાખલ કરવાની કોશિશ કરી રહ્યો હતો. તેને બાજીરાવનું સરણે આવવું અત્યંત લાભદાયક થઇ પડ્યું. નિઝામે આ યોજના કબૂલ રાખી પણ અંગ્રેજોની ઘણી ખટપટ છતાં જ્યાં સુધી નાનાફડનવીસ જેવો ધુરંધર રાજનીતિજ્ઞ હયાત હતો ત્યાં સુધી અંગ્રેજો મરાઠીસત્તાની આણમાં ચંચુપ્રવેશ પણ કરી શકયા નહિ. પરંતુ નાલાયક બાજીરાવના અવિચારી કૃત્યથી તેઓએ મરાઠી રાજ્યમાં પગપેસારો કર્યો. શરણે આવેલા બાજીરાવ પાસે વેલેસ્લીએ પોતાની સહાયકારી યોજનાનો સ્વીકાર વસાઇ મુકામે કરાવ્યો. એ કરારથી એવું ઠર્યું કે (૧) બાજીરાવે એક અંગ્રેજી લશ્કર પોતાના રાજ્યમાં પોતાના રક્ષણ માટે રાખવું અને એના નીભાવ પેટે દર વર્ષે ૨૬૦૦૦

રૂપીઆ આપવા; (૨) અંગ્રેજોની વિરૂદ્ધ હોય એવી કોઇપણ યૂરોપી પ્રજાને પોતાના રાજ્યમાં રાખવી નહિ; (૩) સુરત પરનો પોતાનો હક્ક તદ્દન ઉઠાવી લેવો; અને નિઝામ અથવા ગાયકવાડ સાથે તકરાર ઉપસ્થિત થાય તેનું નિરાકરણ કરવાનું કામ અંગ્રેજોને સોંપવું; (૪) બાજીરાવે અંગ્રેજોના વફાદાર મિત્ર થઈ રહેવું અને બધાના બદલામાં એનું રક્ષણ કરવાનું કામ અંગ્રેજોએ માથે લેવું.

વસાઇનો આ કરારે મરાઠાઓની સ્વતંત્રતાનો મૃત્યુઘંટ બજાવ્યો એમ કહીએ તો એમાં જરાપણ અતિશયોક્તિ નથી.

## બીજો મરાઠી વિગ્રહ–ઈ. સ. ૧૮૦૨–૧૮૦૩

પહેલા મરાઠી વિગ્રહમાં મરાઠાઓની જીત થઈ અને અંગ્રેજોને મહાદજી સિંધીઆની મારફતે જેમ તેમ કરી સંધિ કરાવવી પડી એ આપણે જોયું. તે વખતે બધા મરાઠા સરદારો એક હતા અને તેમના ઐક્ય આગળ અંગ્રેજો કાંઈ કરી શકયા ન હતા. પાછળથી અનેક કારણોને લીધે મરાઠા સરદારોમાં ફાટફુટ પડી અને ત્યારપછી જે વિગ્રહો થયા તે મરાઠાઓના એકત્ર બળ સાથે નહિ પરંતુ છુટા છુટા સરદારો સાથે થયા તેથી વાસ્તવિક રીતે એમને મરાઠાઓ સાથેના વિગ્રહો એવું નામ આપવું ઉચિત નથી. ખરૂં જોતાં આ બીજા વિગ્રહને સિંધીઆ તથા ભોંસલે સાથેનો અને ત્રીજા વિગ્રહને હોલ્કર સાથેનો વિગ્રહ એવાંજ નામો આપવાં જોઇએ. પરંતુ હાલમાં તો અંગ્રેજોના આ સરદારોની સાથેના વિગ્રહોને પણ મરાઠા વિગ્રહનું નામ આપવાનો રિવાજ પડી ગયો છે; અને આપણે પણ તેજ નામ કાયમ રાખી આ બીજા મરાઠી વિગ્રહનો વિચાર કરીશું.

## વિગ્રહનાં કારણો

વસાઇના કરારે મરાઠા સરદારોમાં ખળભળાટ કરી મૂકયો. સિંધિયા, હોલ્કર, ભોંસલે, વગેરેનું કહેવું એવું હતું કે મરાઠી રાજ્યની ઘટના

અને એના બંધારણ પ્રમાણે બાજીરાવને એ હિણપદભરેલો કરાર તેમને પૂછ્યા વિના કરવાનો કોઇપણ રીતે અધિકાર ન હતો. માર્ક્વિસ વેલેસ્લીએ સિંધીઆને અને ભોંસલેને ઘણું ઘણું સમજાવ્યા; બન્નેને પોતપોતાનાં રાજ્યમાં સહાયકારી યોજના દાખલ કરવાનું સૂચવ્યું, અથવા તો પેશવાના તાબામાં તેઓ છે એમ ગણી બાજીરાવ સાથેના કરાર તેમને પણ બંધનકર્તા છે એમ ગણવા જણાવ્યું; પણ સિંધીઆ અને ભોંસલેએ પોતાની હઠ મૂકી નહિ. પેશવા સાથે થયેલા કરાર પ્રમાણે વેલેસ્લીએ બાજીરાવને પૂને આણી ગાદીપર બેસાડ્યો અને અંગ્રેજી લશ્કર પૂનામાં રાખ્યું. અંગ્રેજસૈન્યને પૂના છોડી ચાલી જવાને સિંધીઆએ જણાવ્યું છતાં એ સૈન્યનો સરદાર આર્થર વેલેસ્લી ખસ્યો નહિ. સિંધીઆનું લશ્કર ફ્રેન્ચ તાલીમ લઇ કવાયતબાજ બનેલું હતું; તે પણ સજ્જ થઇ પૂના પાસેજ પડાવ નાખી પડયું. અંગ્રેજ સેનાપતિએ સિંધીઆને જણાવ્યું કે જ્યાં સુધી તમે તમારૂં લશ્કર લઇ ચાલ્યા જશો નહિ ત્યાંસુધી અંગ્રેજસેના કદીપણ ખસવાની નથી. અંગ્રેજ સેનાપતિને ઘણા ઉડાઉ જવાબો આપ્યા પછી આખરે હોલ્કરની ઉશ્કેરણીથી અને ભોંસલેની મદદથી સિંધીઆએ સાફ કહેવડાવ્યું કે વસાઇનો કરાર હું માન્ય રાખતો નથી. આ ઉપરથી માર્ક્વિસ વેલેસ્લીએ લડાઇની તૈયારી કરવા માંડી અને જાટ, રજપૂત, શીખ, વગેરેને પોતાના પક્ષમાં આવવા જણાવ્યું.

## વિગ્રહની યોજના

દક્ષિણમાં આર્થર વેલેસ્લીની સરદારી નીચે અને ઉત્તર હિંદમાં જનરલ લેઇકની સરદારી નીચે અંગ્રેજ લશ્કર બીજી બાજુ સિંધીઆ અને ભોંસલેનું એકત્ર સૈન્ય નિઝામની રાજ્યધાની હૈદરાબાદ તરફ આવવા લાગ્યું. જનરલ વેલેસ્લી પૂનેથી નીકળ્યો અને સિંધીઆનો અહમદનગરનો કિલ્લો હસ્તગત કર્યો; આથી હૈદરાબાદ જતાં મરાઠા લશ્કરને પાછું ફરવું પડયું. બન્ને પક્ષનાં સૈન્યો એકમેકની પાસે આવી લાગ્યાં. મરાઠી લશ્કર આસાઇ આગળ છાવણી નાખી પડયું અને અંગ્રેજસૈન્ય પણ ધીમે ધીમે આગળ વધવા

મંડયું. ઇ. સ. ૧૮૦૩માં આસાઈ મુકામે દારૂણ યુદ્ધ થયું જેમાં મરાઠાઓની હાર થઇ.

એજ અરસામાં ઉત્તર હિંદમાં જનરલ લેઇકે અલીગઢ ઉપર હુમલો કીધો અને ઘણી મુશ્કેલી પછી તે કિલ્લો તાબે કર્યો. ત્યાર પછી દિલ્હી અને આગ્રા પણ પડયાં. લાસવારી આગળ સિંધીઆ ફરી હાર્યો અને આરગામ આગળ ભોંસલે પણ હાર્યો. આ ઉપરાઉપરી હારથી સિંધીઆ અને ભોંસલે અત્યંત ગુંચવણમાં પડી ગયા અને બન્નેએ સરજીઅંજેગામ અને દેવગામ આગળ છુટી છુટી સંધિ કરી. બન્નેએ ચોથ ઉપરનો પોતાનો હક્ક ઉઠાવ્યો. નિઝામ સાથેની તકરારમાં અંગ્રેજોનું મધ્યસ્થપણું સ્વીકાર્યું અને ફ્રેંચોને પોતાની નોકરીમાં ન રાખવાનું કબૂલ કર્યું. સિંધીઆએ ભરૂચ, અહમદનગર, અને ગંગા જમના વચ્ચેનો દિલ્હી અને આગ્રાનો પ્રદેશ આપ્યો. રાઘોજી ભોંસલેએ વરાડ અને કટક આપ્યાં. આ પ્રમાણે મરાઠી બીજા વિગ્રહનો અંત આવ્યો.

## ત્રીજો મરાઠી વિગ્રહ ઈ. સ. ૧૮૦૪

### હોલ્કર સાથે ખટપટ

સિંધીઆ અને ભોંસલે સાથે થયેલા વિગ્રહ દરમ્યાન યશવંતરાવ હોલ્કરે કોઇ જાતનો ભાગ લીધો ન હતો. તેની પાસે કેળવાયલું લશ્કર હતું અને એ લશ્કરના બળ ઉપર તે અંગ્રેજોને ન ગણકારતાં તેમનાં આશ્રિત રજપૂત રાજ્યોના પ્રદેશો લૂંટવા લાગ્યો. કંપનીના ગવર્નર જનરલ વેલેસ્લીએ તેને લશ્કર લઇ ચાલ્યા જવાનું જણાવ્યું; પણ યશવંતરાવે તે ન ગણકારતાં ઉલટી અંગ્રેજોનેજ ધમકી આપવી શરૂ કરી. આથી હોલ્કર સાથે લડાઈ જાહેર કર્યા સિવાય બીજો માર્ગ ન રહેવાથી દિલ્હીથી કર્નલ. લેઈકને, ગુજરાતમાંથી કર્નલ મરેને, અને મધ્ય હિંદમાંથી કર્નલ,મોન્સનને પોતપોતાનાં લશ્કર સાથે નીકળી આવવા ગવર્નર જનરલે હુકમ છોડયા. શરૂઆતમાં અંગ્રેજસૈન્યને ભારે વિટંબણા નડી; અન્નપાણીની ઘણીજ હાડમારી ભોગવવી પડી. કર્નલ મોન્સન ઉપરાઉપરી લડાઈમાં પરાજય

પામતો ગયો અને આમ થવાથી અંગ્રેજોના બળ માટે દેશી સંસ્થાનોમાં જરા શંકા પણ ઉઠવા લાગી. આ જીતોથી હોલ્કરને જરા ઉત્તેજન મળ્યું અને તેણે દિલ્હીને ઘેરો ઘાલ્યો. કર્નલ ઑક્ટરલોનીએ કર્નલ બર્નને બચાવ માટે રવાના કર્યો પણ શત્રુના બળ આગળ દિલ્હીને બચાવવું મુશ્કેલ થઇ પડયું. દિલ્હી પડુંપડું થઈ રહ્યું હતું. એટલામાં બરાબર અણીના પ્રસંગે સેનાપતિની કુમક આવી પહોંચી અને બાજી ફેરવાઈ જવાથી હોલ્કર પરાજીત થયો.

લેકે હોલ્કરને દીગ અને ફરૂકાબાદ આગળ સખત હાર આપી અને તેથી તે ભરતપુરના કિલ્લામાં જઈ ભરાયો. લેકે ભરતપુર લેવા ધસ્યો પણ એ કિલ્લો લેવાય તેવો ન હતો. ઉપરાઉપરી હલ્લા કરવા છતાં કિલ્લો સર થવાની જરા સરખી પણ આશા ન હતી. આથી હલ્લા કરવાનું બંધ રાખી તેણે કિલ્લાને ચોતરફથી ઘેરી શત્રુને ભૂખે મારવાનું વિચાર્યું; પણ એટલામાં ભરતપુરના રાજાએ સલાહ માટે કહેવડાવ્યું; જે ઉપરથી સંધિ થઇ. ભરતપુરના રાજાએ વીસ લાખ રૂપીઆ આપવાનું અને હોલ્કર સાથેનો સંબંધ છોડી દેવાનું કબુલ કર્યું

હોલ્કરની સ્થિતિ કઢંગી થવાથી તે અમૃતસર તરફ નાસતો ફરતો હતો. પોતાને એકલો પડેલો જોઇ તેને સર જ્યોર્જ બારલોના સમયમાં સંધિ કરી. આ રીતે હોલ્કર સાથેની લડાઈ બંધ થઈ.

## ચોથો મરાઠી વિગ્રહ અને પેશવાઈ સત્તાનો અંત
## ૧૮૧૭ થી ૧૮૧૯

### વિગ્રહનાં કારણો

વસાઈનો કરાર બાજીરાવને ઘણોજ સાલતો હતો. તેનો વિચાર અંગ્રેજને મારી હઠાવી પોતાની સત્તા સર્વોપરી કરવાનો હતો. દરમ્યાન પૈસાની લેવડદેવડ સંબંધી કેટલીક તકરાર ગાયકવાડ અને પેશવા વચ્ચે ચાલતી હતી તેનો નીકાલ કરવાને અંગ્રેજની બાંહેધરીથી ગંગાધર

શાસ્ત્રીને વડોદરેથી પૂના મોકલવામાં આવ્યો. શરૂઆતમાં પેશવાએ તેને ઠંડો આવકાર આપ્યો પણ પાછળથી તેના પ્રધાન ત્ર્યંબકજી ડેંગલેની શીખવણીથી ગંગાધર શાસ્ત્રીનાં માનપાન વધવા લાગ્યા. ત્ર્યંબકજીનો વિચાર શાસ્ત્રીને છેતરી તેનું કાટલું કાઢી નાખવાનો હતો; તેથી તેને પંઢરપુરના દેવાલયમાં દર્શનના નિમિત્તે લઈ જઈ ત્યાં મારી નંખાવ્યો. આ વખતે એલ્ફિન્સ્ટન પૂનાનો રેસિડન્ટ હતો. તેણે ત્ર્યંબકજીને એકદમ અંગ્રેજોને સ્વાધીન કરી દેવા બાજીરાવને જણાવ્યું. ત્ર્યંબકજી કેદ પકડાયો પણ પેશવાની મદદથી નાશી છૂટી લશ્કરની ગોઠવણ કરવા લાગ્યો. એલ્ફિન્સ્ટને ત્ર્યંબકજીને પકડવા માટે મોટું ઇનામ જાહેર કરવાને, લશ્કરનો ખર્ચ નીભાવવા માટે ૨૪ લાખનો મુલક આપવાને, તથા કોઇ પણ રાજ્યનો વકીલ પૂનામાં ન રાખતાં માત્ર અંગ્રેજોના આશ્રિત થઇ રહેવા પેશવાને લખી જણાવ્યું. બાજીરાવ આનાકાની કરવા લાગ્યો પણ એલ્ફિન્સ્ટને પૂનાની આસપાસ લશ્કરનો બંદોબસ્ત રાખ્યો એટલે તેના હોંશ ગગડ્યા અને ઇ. સ. ૧૮૧૭માં પૂના મુકામે એ શરતો સ્વીકારી સંધિ કરી.

પણ એ સંધિ માત્ર પેશવાએ પોતાના બચાવનો આરો ન જોતાંજ કરી હતી. તેથી ગુપ્તપણે તેણે લડાઇની તૈયારી કરવા માંડી અને મરાઠી સરદારોને સ્વતંત્ર થવા સમજાવવા લાગ્યો. યશવંતરાવ હોલ્કર ઇ. સ. ૧૮૧૨માં મરણ પામ્યો હતો; તેના બાળ રાજા વતી તુલસીબાઇ રાજ્ય ચલાવતી હતી. એ બાઈ ઘણી બાહોશ હતી અને અંગ્રેજો તરફ સહાનુભૂતિ બતાવતી હતી. તેના સરદારોને એ વાત પસંદ ન પડવાથી તેઓએ તેનું ખૂન કર્યું અને લડાઈ જાહેર કરી. હોલ્કરનું લશ્કર હાર્યું અને એને સલાહ કરવી પડી. તે અંગ્રેજોના સંરક્ષણ નીચે રહેવા કબુલ થયો; તે ઉપરાંત તેણે અંગ્રેજોને કેટલાક પ્રાન્તો અને ખાનદેશ આપ્યા.

હવે માત્ર પેશવા અને નાગપુરનું ભોંસલે કુટુંબ મરાઠી રાજ્યના અવશેષ તરીકે હતાં. એ અરસામાં જે પીંઢારા લોકો છૂટાં છૂટાં ટોળામાં

ફરી લાગ આવ્યે લૂંટફાટ ચલાવતાં અને વખતે પેશવા, સિંધિઆ, અને બીજા રાજાઓને પણ અવારનવાર ત્રાસ આપતા તે પાંઢારાઓનો નાશ કરવાના બહાના હેઠળ પેશવાએ લડાઈની તૈયારી કરવા માંડી. દશરાના દિવસે રિવાજ પ્રમાણે મેદાનમાં લશ્કર એકઠું થવા લાગ્યું. પેશવાના લશ્કરે એલ્ફિન્સ્ટનને અપમાન પહોંચે એવું વર્તન રાખવા માંડ્યું. એલ્ફિન્સ્ટન ચેતી ગયો અને પોતાની છાવણી ખસેડી ખડકી આગળ લઈ ગયો. આ ફેરફાર માટે પેશવાએ તપી જઈ ખુલાસો માગ્યો અને થોડાજ સમયમાં તેનું લશ્કર ખડકી તરફ વધવા લાગ્યું. બન્ને લશ્કર વચ્ચે સખત ઝપાઝપી થઈ. એટલામાં મુંબઈથી મદદ માટે નીકળેલી લશ્કરી ટુકડી આવી પહોંચી અને પેશવા જે પર્વતોની ટેકરી ઉપર બેસી લડાઈનો મામલો નીરખી રહ્યો હતો તે પોતાનું લશ્કર હારી ગયેલું જોઈ પુરંદર તરફ નાઠો. ત્યાંથી સતારે જઈ શિવાજીના વંશજ સાથે મસલત કરી તેને પોતાના કબજામાં લઈ અંગ્રેજો વિરૂદ્ધ ઉશ્કેર્યો. ત્યાંથી પાછો ફરી તેણે સ્મિથને હરાવ્યો.

એ પ્રમાણે જ્યારે પેશવા ખટપટ ચલાવી રહ્યો હતો ત્યારે નાગપુરમાં રઘુજી ભોંસલેના પુત્રનું મરણ થતાં આપા સાહેબ અંગ્રેજોની સહાયથી ગાદી પર આવ્યો હતો. શરૂઆતમાં તો આપા સાહેબે અંગ્રેજો સાથે મૈત્રી રાખી એવી શરત કરી કે અંગ્રેજ તેના શત્રુઓથી બચાવ કરે અને તેના બદલામાં અંગ્રેજી લશ્કરનો ખર્ચ તે આપે. પરંતુ પાછળથી પોતાનો પગ જરા સ્થિર થતાં પેશવા સાથે તે પત્રવ્યવહાર કરવા લાગ્યો; પેશવાના તરફથી તેને મુખ્ય સેનાપતિનો હોદ્દો આપવામાં આવ્યો. તેણે પણ પેશવા જેવું પાંઢારાનું બહાનું બતાવી લશ્કરની તૈયારી કરવા માંડી. એટલામાં નાગપુરની અંગ્રેજી છાવણીપર હુમલો થયો અને સીતાબાલ્ડી આગળ અંગ્રેજસૈન્ય હાર્યું. પણ કર્નલ ફિટ્ઝજીરાલ્ડે બહાદુરીથી અપ્પા સાહેબની તોપો હસ્તગત કરી. અંગ્રેજોને બીજી મદદ આવી પહોંચતાં અપ્પાસાહેબ હાર્યો અને શરણે આવ્યો. થોડા વખત પછી

પાછો કાવતરાંમાં પકડાતાં અંગ્રેજોએ તેને નસાડી રઘુજીના પૌત્રને ગાદી આપી. નાગપુરથી નાસી અપ્પા સાહેબ લાહોર તરફ ગયો અને થોડા વર્ષ બાદ ત્યાંજ મરણ પામ્યો.

આ બાજુ પૂના તરફ બાપુ ગોખલે જેવા બહાદુર અને પરાક્રમી સરદારની સહાયથી બાજીરાવ પૂનાપર હલ્લો કરવા ધસ્યો. આષ્ટી આગળ મોટું યુદ્ધ થયું અને ગોખલેની વફાદારી અને બહાદુરીથી પેશવા જેમ તેમ જીવ બચાવી નાસી છૂટયો. બાપુ ગોખલેએ પોતાના પ્રાણુના ભોગે સ્વામીને બચાવ્યો. બાપુ ગોખલે પડતાં લશ્કર વેરાયું અને નાસભાગ કરવા લાગ્યું. સતારાનો રાજા બિચારો રસ્તાની એક બાજુએ પડી રહ્યો હતો તે અંગ્રેજોના હાથમાં સપડાયો. રાઘોબા દાદાનો આ અવિચારી પુત્ર બાજીરાવ બીજો ઘરબાર વગરનો થઈ અટુલો રખડવા લાગ્યો. ગમદ્દિન નામના અમલદારની મદદથી થોડુંક ઘોડેસ્વાર લશ્કર એકઠું કરી શકયો. ગોદાવરી નદી ઉતરી પેશવા હોલકરના રાજ્ય તરફ મદદની આશાએ ગયો. ત્યાંથી નાગપુરના નવા રાજા આબાસાહેબ ભોંસલેની મદદ મેળવવા ગયો. પણ અંગ્રેજલશ્કર તેની પાછળ પડ્યું. તે જબલપુર અને નાગપુરની વચ્ચે સીનોર આગળ પાછો હાર્યો. તેનું લશ્કર પણ તેને છોડી નાસી છૂટયું અને તે પોતે બરાનપુર તરફ નાઠો. તે નાસતો હતો તે દરમ્યાન તેનું રાજ્ય અંગ્રેજનાં બંદોબસ્ત તળે આવ્યું. સતારાના રાજાને ભારે દબદબાથી ગાદીપર બેસાડવામાં આવ્યો અને પેશવાનું રાજ્ય ખાલસા કર્યાનું જાહેર કરવામાં આવ્યું. પેશવા નાગપુર નાસી જતા અંગ્રેજોના હાથમાં સપડાયો અને શરણે આવ્યો. તેને બીથુરમાં રહેવાનું નક્કી કરી આપવામાં આવ્યું અને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. તેના પછી તેનો માનીતો ત્રંબકજી પણ પકડાયો અને એને ચુનારમાં કેદી તરીકે રાખવામાં આવ્યો. આ પ્રમાણે મરાઠારાજ્ય છિન્નભિન્ન થયું, શિવાજીનું રોપેલું વૃક્ષ ઉખડી ગયું અને મરાઠાઓની સ્વતંત્રતાનો દીપક બુઝાઈ ગયો.

# ભાગ ૪ થો

# હિંદમાં યૂરોપી પ્રજાઓ

## પ્રકરણ ૧ લું

### શકવર્તી સાલ

ઈ. સ. ૧૪૫૩ની સાલે દુનિયાના ઇતિહાસમાં નવા નવા ફેરફારો દાખલ કર્યા છે; એટલા માટે એ સાલને શકવર્તી સાલ કહી શકાય. એ સાલમાં ઝનુની તૂર્ક લોકોએ રોમનોનું કોન્સ્ટેન્ટિનોપલ કબજે કરી, ત્યાં મુસલમાની સત્તા સ્થાપી. મુસલમાનોના એ પગપેસારાથી યૂરોપમાં ખળભળાટ મચી ગયો; પરંતુ એ નવી ઇસ્લામી સત્તાને હાંકી કાઢે એવી પ્રબળ સત્તા તે વખતના કોઇપણ યૂરોપી રાષ્ટ્રમાં નહોતી. મૂળે તો મુસલમાનોને અને યૂરોપિયનોને વેર હતાં જ; તેમાં હવે વળી વધારો થયો. ને એ કટ્ટા વેરની ભભૂકતી આગમાં યૂરોપ અને હિંદ વચ્ચે સૈકાઓથી ચાલતો આવતો વેપાર જ પ્રથમ હોમાયો. દર સાલ કરોડો રૂપિયાનો હિંદમાં બનેલો માલ યૂરોપમાં જતો. હિંદનો માલ યૂરોપ સુધી પહોંચાડનારા વેપારીઓ અરબો અને ઇજિપ્તના મૂર લોકો જ હતા. એ મુસલમાન વેપારીઓ જમીન માર્ગે અથવા દરિયા માર્ગે હિંદમાં આવતા અને હિંદના ખાસ કરીને સુતરાઉ અને ગરમ-કાપડની ખરીદી કરી ઇટલીના યૂરોપી વેપારીઓને સારે નફે વેચી દેતા. આવો વ્યવહાર ઘણાં વર્ષોથી ચાલ્યા કરતો હતો. તે વખતે યૂરોપમાં આજનાં જેટલાં કળાકૌશલ્ય ન હતાં. પણ હિંદમાં તો અનેક તરેહના ઉદ્યોગો તે વખતે જામી રહેલા હતા. હિંદ એક જબરો વેપારી દેશ હતો. સમાજને જરૂરી તમામ વસ્તુઓ હિંદમાં થોકડાબંધ બનતી અને

પરદેશમાં પણ એ વસ્તુઓની નિકાસ મોટા પ્રમાણમાં થતી. હિન્દ તે વખતે સ્વાશ્રયી અને સ્વાધીન હતું; લોકો ઉદ્યોગી હતા; દેશમાં હુન્નરો પણ ઘણા હતા. ટુંકામાં આજે જેટલો આધાર હિંદને યૂરોપના માલ ઉપર રાખવો પડે છે તેટલોજ આધાર—બલ્કે તેથી પણ વધારે તે વખતે યૂરોપને હિંદના માલ ઉપર રાખવો પડતો હતો. વળી હિંદનો માલ પણ એટલો બધો સુંદર અને કળાવાન બનતો કે યૂરોપના રાવરાણાઓ અને અમીરઉમરાવો તે વાપરી મલકાતા. ફ્રાંસની મોજીલી રાણીઓ કાસ્મીરી શાલ ઓઢીને કે ઢાકાનું મલમલ વાપરીને ખુશખુશ થઇ જતી. પરંતુ ઈ. સ. ૧૪૫૩ ની શકવર્તી સાલ પછી જમાનો એકદમ પલટાઈ ગયો. ઝનુની તૂર્ક લોકોએ યૂરોપ અને હિંદ વચ્ચે ચાલી રહેલો વેપાર તોડી નાખ્યો. હિન્દનો માલ યૂરોપમાં જતો બંધ થયો. આથી યૂરોપી પ્રજાઓએ હિંદના માલ માટે કોલાહલ મચાવી મૂકયો; પણ માલ આવે એવી સ્થિતિ રહી ન હતી. તૂર્ક લોકોએ કોન્સ્ટેન્ટિનોપલમાં અડિંગા લગાવીને વેપારની સાંકળ કાપી નાખી અને એ રીતે તૂર્ક લોકોએ યૂરોપી પ્રજા ઉપર વેર લીધું. પરંતુ વેપાર તૂટવામાં અને તૂર્કોનું વેર સંતોખાવામાં જ વિધિએ યૂરોપી રાષ્ટ્રોની આબાદી અને ચઢતીનો પાસો ફેંકયો. હિંદ સાથેનો વેપાર તૂટવાથી યૂરોપી રાષ્ટ્રો પ્રથમ હિંદ ઉપર આધાર રાખી પરાધીન બનીને બેઠા હતા તે હવે સ્વાધીન બની સ્વાશ્રયી અને ઉદ્યોગી થવા લાગ્યા. યૂરોપના કેટલાક બળવાન રાષ્ટ્રોને હિંદદેશ શોધી કાઢી યૂરોપનો વેપાર પોતાને હસ્તક કરી લેવાની પણ પ્રબળ ઈચ્છા થઈ અને એ ઈચ્છાને વશ બની સૌથી પ્રથમ સ્પેન અને પોર્ટુગલના રાજાઓએ હિંદને શોધી કાઢવાની જહેમતો ઉઠાવી. ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસે કરેલી અમેરિકાખંડની શોધ તો અણચિન્તવી થઈ ગઇ. કોલંબસને સ્પેનના રાજાએ હિંદ શોધવાને મોકલ્યો. તેને રસ્તાની મુદ્દલે ભાળ ન હતી. તેમ છતાં સાહસ કરી વિમો જ ખેડયો; એને હિંદ તો હાથ ન આવ્યું પણ એ સાહસના બદલામાં અમેરિકાખંડ શોધી કાઢવાનું માન મળ્યું.

### પોર્ટુગીઝો પ્રથમ ફાવ્યા

કોલંબસનો પ્રયાસ નિષ્ફળ જવા પછી પણ હિંદની શોધખોળ તો ચાલુ જ હતી. ઈ. સ. ૧૪૯૭માં પોર્ટુગલના રાજાએ વાસ્કોડીગામા નામના એક હોશિયાર વહાણવટીને હિંદ શોધવા મોકલ્યો. એ વાસ્કોડીગામા એટલેંટિક મહાસાગરનો સારો ભોમિયો હતો; તેથી તેણે આફ્રિકાને પશ્ચિમ કિનારે કિનારે આગળ વધવું ચાલુ રાખ્યું; આફ્રિકાને છેક દક્ષિણ છેડે પહોંચતાં એને સારી આશા બંધાઈ. આથી તે ભૂશિરનું નામ 'Cape of good hope' પડ્યું. ત્યાંથી ઉત્તર તરફ વાંક વળી ગામા ઝાંઝીબાર પહોંચ્યો; અને ત્યાંના કોઈ ગુજરાતી ખલાસીની સહાયથી સીધો હિન્દના પશ્ચિમ કિનારે આવેલા કાલિકટ બંદરે ઉતર્યો. આ પ્રમાણે પોર્ટુગીઝોએ હિંદને પ્રથમ શોધી કાઢ્યો. ત્યારપછી તો પોર્ટુગીઝો પોતાના શોધેલ દરિયાઈ માર્ગે હિંદમાં આવજા કરવા લાગ્યા; અને પોતાનો સ્વતંત્ર વેપાર પણ ચલાવવા લાગ્યા. પોર્ટુગીઝ પ્રજા તે અરસામાં બળવાન પ્રજા ગણાતી; આ પ્રમાણે પ્રથમ પોર્ટુગીઝોએ હિન્દનો યૂરોપ સાથેનો વેપાર હાથ કર્યો અને લગભગ સો વર્ષ સુધી એકહથ્થુ વેપાર ધમધોકાર ચલાવ્યો.

## પ્રકરણ ૨ જું

### હિંદમાં બીજી યૂરોપી પ્રજાઓ

જ્યારે પોર્ટુગીઝોએ હિન્દનો દરિયાઈ રસ્તો શોધી કાઢ્યો ત્યારે અંગ્રેજો તો હજુ દરિયાઈ વ્યાપારમાં ડગલુંએ દઈ શકતા ન હતા. પરંતુ ઈ. સ. ૧૫૫૮થી ૧૬૦૩ સુધીના ગાળામાં અંગ્રેજપ્રજા માથું ઉંચકવા લાગી. રાણી એલિઝાબેથ તે અરસામાં ઇંગ્લંડમાં રાજ્ય કરતી

હતી; એ રાણીના વખતમાં જ અંગ્રેજ પ્રજાની બહાદુરી ખીલી ઉઠી અને ઇંગ્લંડ દરિયાઈ બળમાં સર્વોપરિ ગણાતું થયું. અંગ્રેજી પ્રજાનું દરિયાઇ બળ વધતાં, હિંદ સાથે વેપાર કરવાની પણ એને ઇચ્છા થઈ; પણ પોર્ટુગીઝોના શોધેલા માર્ગે હિંદ આવતાં લડાઇ થવાનો સંભવ હતો; તેથી કોઈ જૂદો જ માર્ગ શોધી કાઢવાના પ્રયત્નો અંગ્રેજપ્રજાએ કર્યા પણ એ સર્વ પ્રયત્નો શરૂઆતમાં તો નિષ્ફળ ગયા.

જ્યારે અંગ્રેજો હિંદમાં આવવાને પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે ડચ (વલંદા) લોકો તો હિંદમાં પેસી પણ ચૂકયા હતા; એ ડચ લોકોએ જાવા, સુમાત્રા વગેરે મસાલાના બેટોમાં પોતાનાં કાયમી થાણાંઓ જમાવી દીધાં હતાં અને વેપાર પણ બહુ સારો ઝામ્યો હતો. ડચ પ્રજાને હિંદમાં આવીને પોર્ટુગીઝો સાથે આથડવું પડયું હતું; અને પોર્ટુગીઝોથી કંટાળીને જ ડચ લોકોને જાવા વગેરે મસાલાના ટાપુમાં જઇને રહેવું પડયું હતું. ફ્રેન્ચ પ્રજા પણ હિન્દનો વેપાર હાથ કરવાને ધમપછાડા માર્યા કરતી હતી; પરંતુ પોર્ટુગીઝોની પ્રબળ દરિયાઇ સત્તા સામે ફ્રેન્ચ કે અંગ્રેજો એકંદર ટકી શકે તેમ ન હતું; તેથી થોડા કાળ સુધી અંગ્રેજો અને ફ્રેન્ચોને હિંદનો વેપાર જતો કરવો પડયો હતો. વખત જતાં હિંદના વેપારનો ઇજારો પચાવી પાડનાર પોર્ટુગલની સત્તા પડી ભાંગવા લાગી; અને રાજસત્તા નમતી બેઠી એટલે હિંદમાં પણ પોર્ટુગીઝોનું જોર કમી થવા લાગ્યું. પોર્ટુગલની એ ઉતરતી કળામાં જ અંગ્રેજો અને પછીથી ફ્રેન્ચો હિંદમાં વેપાર અર્થે આવીને વસી શકયા હતા.

## પોર્ટુગીઝોની ટુંક હકીકત

પોર્ટુગીઝોમાં સૌથી પહેલો વાસ્કોડીગામા હિંદમાં આવ્યો; પણ આરબ અને મૂર વેપારીઓની ઉશ્કેરણીને લીધે કાલીકટના રાજા ઝામોરીનને એની સાથે અણબનાવ થયો; તેથી ગામા પોતાની પહેલી સફરમાં બરાબર ફાવ્યો નહિ. ફરીથી ઇ. સ. ૧૫૦૨ માં એ હિન્દમાં આવ્યો; અને તે વખતે કોચીન અને કાનાનોરના રાજા સાથે મળી જઈ એણે

ઝામોરીનને હરાવ્યો. ઈ. સ. ૧૫૨૪માં ત્રીજી સફર કરી તે કોચીનમાં મરણ પામ્યો ૧૫૨૭.

પોર્ટુગીઝોએ વેપારની સાથે રાજ્ય મેળવવાનો પણ આરંભ કર્યો અને થોડાંએક સંસ્થાનો ઉપર એમનો રાજ્યવહીવટ પણ ચાલતો. ઈ. સ. ૧૫૧૦માં પોર્ટુગીઝ સંસ્થાનોના ગવર્નર તરીકે આલ્બુકર્ક આવ્યો. આલ્બુકર્કનો ન્યાયી રાજ્યવહીવટ બહુ વખણાયો. એણે પોતાની હિંદુ અને મુસલમાન પ્રજાને સુખ આપ્યું. પરંતુ વખત જતાં યૂરોપમાં પોર્ટુગલની સત્તા પડી ભાંગવા બેઠી; અને હિંદમાં પણ પોર્ટુગીઝ ગવર્નરો સારો બંદોબસ્ત જાળવી શક્યા નહિ. બીજી યૂરોપી પ્રજાઓ જે વેપાર અર્થે હિંદમાં આવી હતી તેઓની સાથે પોર્ટુગીઝો લડયા અને નબળા પડયા. પાછળથી તેમણે જીતાએલી હિંદીપ્રજા ઉપર ધર્મને બહાને જુલમ ગુજાર્યો. આ બધાં કારણોથી પોર્ટુગીઝોની સત્તા છેવટે છેકજ નબળી પડી ગઇ. હાલમાં હિંદમાં તેમને તાબે દીવ, દમણ, અને ગોવા એ ત્રણજ સંસ્થાનો છે.

## વલંદાઓની ટુંક હકીકત

પોર્ટુગીઝોની પડતીના કાળમાં યૂરોપના સાહસિક વલંદાઓ હિંદમાં આવ્યા. હૌટમાન નામનો એમનો સરદાર ઈ. સ. ૧૫૯૪માં હિંદમાં દાખલ થયો. વલંદાઓએ ચિન્સુરા, મછલીપટ્ટણ અને બાલાસોરમાં પોતાની વખારો નાખી વેપાર ચાલુ કર્યો; પરંતુ હિંદ કરતાં મસાલાના ટાપુઓમાં તેમનો વેપાર વધારે ચાલતો. એ ટાપુઓમાં વલંદાઓને અંગ્રેજો સાથે અણબનાવ થયો તેથી તેમણે ઈ. સ. ૧૬૨૩માં આંબોયનામાં નવ અંગ્રેજોને અને તેમના કેટલાક નોકરોને ક્રૂરતાથી મારી નાખ્યા. એ બનાવ પછી અંગ્રેજો સાથે સુલેહ કરી અને કેટલાક પૈસા આપી એમનું મન મેળવી લઈ પોતે હિંદનો વેપાર છોડી દઇ મસાલાના ટાપુઓમાં જ સઘળો વેપાર ચલાવવા લાગ્યા. એ લોકોનું છેલ્લું થાણું ચિન્સુરામાં

હતું; પણ તે ઈ. સ. ૧૭૫૯માં કલાઇવે જીતી લીધું. હાલમાં તેમનું એકે થાણું હિંદમાં નથી.

## ઈસ્ટ ઈંડિયા કંપની

પોર્ટુગીઝો પછી લગભગ સો વર્ષે વલંદાઓ હિંદમાં આવ્યા અને ત્યાર પછી છ સાત વર્ષમાં જ અંગ્રેજ વેપારીઓ પણ હિંદમાં દાખલ થયા. હિંદ સાથે વેપાર ચલાવવા ઈ. સ. ૧૬૦૦ માં રાણી એલિઝાબેથના વખતમાં એક વેપારી કંપની ઉભી થઈ. એ કંપનીનું નામ "ઇસ્ટ ઈંડિયા કંપની" હતું. અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે પોર્ટુ-ગીઝોની સત્તા તો નબળી પડી ચૂકી હતી; છતાં પોર્ટુગીઝોથી અને બળવાન થઈ પડેલા વલંદાઓથી અંગ્રેજોને બહુ ડરીને ચાલવું પડતું. ઈ. સ. ૧૬૧૫માં ઠેઠ ઈંગ્લંડથી સર ટોમસ રો નામનો એક એલચી હિંદમાં આવ્યો. તેને ઈંગ્લંડના રાજા જેમ્સ પહેલાએ જહાંગીર બાદ-શાહના દરબારમાં અંગ્રેજ કંપનીને વેપાર સંબંધી કેટલાક હક્કો આપવા મોકલ્યો. અંગ્રેજ કંપનીએ પ્રથમ પોતાની વખાર સુરતમાં નાખી વેપાર શરૂ કર્યો; પણ જ્યારે શિવાજીએ ઇ. સ. ૧૬૬૩ અને ૧૬૭૦માં સુરત લૂંટયું ત્યારે તેઓએ વેપારની સહીસલામતી ખાતર વખાર મુંબઈમાં ફેરવી. વળી ઈ. સ. ૧૬૩૯માં ચંદ્રગિરિના રાજા પાસેથી થોડીક જમીન વેચાતી લઈ ફોર્ટ સેંટ જ્યોર્જ (મદ્રાસ) વસાવી હિંદના પૂર્વ કિનારે પણ વેપાર ચલાવવા લાગ્યા. જેમ વેપાર જામતો ગયો તેમ નવી નવી કોઠીઓ નાખતા ગયા. ઇ. સ. ૧૭૦૦માં બંગાળામાં થોડી જમીન વેચાતી લઇ ફોર્ટ સેંટ વિલિયમ બાંધી ત્યાં પણ વેપાર ખોલ્યો.

અંગ્રેજ પ્રજાની બીજી પણ વેપારી કંપનીઓ ઇ. સ. ૧૬૫૦, ૧૬૫૫ અને ૧૬૯૮ માં ઉભી થઈ પણ આગળ જતાં ઈ. સ. ૧૭૦૯માં તે બધી જોડાઇ ગઈ અને "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિયા કંપની"ના નામે વેપાર ચલાવવા લાગી.

### ફ્રેન્ચ પ્રજાની હકીકત

અંગ્રેજો હિંદમાં વેપાર અર્થે આવ્યા તે પછી તરતજ ત્રણ ચાર વર્ષે ફ્રેન્ચો આવ્યા. ઈ. સ. ૧૬૦૪માં પહેલી ફ્રેન્ચ કંપની હિંદમાં દાખલ થઈ. ત્યારપછી ઈ. સ. ૧૬૧૧થી ૧૬૪૪ સુધીમાં બીજી ચાર કંપનીઓ ઉભી થઈ; પણ તે બધી ઇ. સ. ૧૭૧૯માં જોડાઈ ગઈ. ફ્રેન્ચ પ્રજા અને અંગ્રેજ પ્રજાને યૂરોપમાં વેરઝેર ચાલતાં હતાં; તેથી હિંદમાં આવેલી એ બે પ્રજાની વેપારી કંપનીઓ પણ માંહોમાંહે તીખી ચડસાચડસી કરતી હતી; એ વેપારી ચડસાચડસીમાંથી બન્ને કંપનીઓને રાજ્યલોભ લાગ્યો; એ રાજ્યલોભે એ બન્ને પ્રજાઓને એક બીજા સાથે લડાવી મારી; તેમાં આખરે ફ્રેન્ચો પરાજય પામ્યા અને અંગ્રેજો વિજયી નીવડ્યા. ફ્રેન્ચ કંપનીનાં મુખ્ય વેપારી મથકો પોંડીચરી, કારીકલ, યાનાન, માહિમ, અને ચંદ્રનગર હતાં. એ પાંચ થાણાં ઈ. સ. ૧૭૬૧માં થએલી સંધિથી હજુ પણ ફ્રેન્ચોના જ કબજામાં છે. આ લોકો ઇ. સ. ૧૭૯૬થી વેપાર કરતા બંધ થયા.

## પ્રકરણ ૩ જું

## દક્ષિણ હિંદમાં ફ્રેન્ચસત્તાનો ઉદય.

### વેપારમાંથી રાજ્યલોભ

હિંદના વેપારથી લોભાઈ અઢળક ધનપ્રાપ્તિની આશાએ જુદી જુદી યૂરોપી પ્રજાઓ હિંદમાં વેપાર અર્થે આવી એ આપણે આગળના પ્રકરણમાં જોઈ ગયા. આ સર્વ પરદેશી પ્રજાઓમાં પોર્ટુગીઝ પ્રજા જ એવી હતી કે જેને વેપાર સાથે રાજ્યલોભ પણ લાગેલો હતો. હિન્દમાં

પોર્ટુગીઝ સત્તા જમાવવાના ઉદ્દેશેથી જ એ પ્રજાએ હિન્દમાં પગ મૂકયો હતો એમ કહીએ તોપણ ખોટું નથી પરંતુ એ હીણભાગી પ્રજાની મુરાદ કાંઈક અંશે બર આવ્યા છતાં સાંગોપાંગ પાર ન ઉતરી. પોર્ટુગીઝ પછી હિન્દમાં આવનાર બીજી યૂરોપી પ્રજાઓએ એ પોર્ટુગીઝ રાજ્ય-સત્તાના મૂળિયાં મૂળમાંથી કાપી નાખ્યાં અને એથી એ પ્રજાની સત્તા હિન્દમાં વિસ્તરી શકી નહિ. પોર્ટુગીઝ પ્રજાની માફક ડચ લોકોનો રાજ્યલોભ પણ હિન્દમાં જામી શકયો નહિ.

ડચ પ્રજા પછી હિન્દમાં આવનાર અંગ્રેજ પ્રજા વેપારના સ્વાર્થે જ તણાઈ આવી હતી. હિન્દમાં પોર્ટુગીઝ કંપનીને પોતાના દેશનું રાજ્યબળ જેવું પોષી રહ્યું હતું તેવું સક્રિય પોષતું રાજ્યબળ અંગ્રેજ કંપનીને શરૂઆતમાં નહોતું. અંગ્રેજ કંપની પોતાનો વેપાર ખીલવવામાં અને કંપનીના ભાગીદારોને પુષ્કળ નફો થાય એમાં જ ધ્યાન આપ્યા કરતી. હિંદની પરિસ્થિતિનું અવલોકન કરવામાં પણ આ અંગ્રેજ કંપની પોતાની વેપારી દૃષ્ટિથી બધું નિહાળતી. સુરતની કોઠી મુંબઈમાં ફેરવી એમાં પણ પોતાના વેપારને સુરક્ષિત રાખવાનો જ મુખ્ય ઉદ્દેશ હતો. બાદશાહોને કે નવાબોને કે રાજારજવાડાઓને મળવાનું થાય તો ત્યાં પણ પોતાના વેપારના હક્કોની જ માગણી આ વેપારી કંપની કરી લેતી. હિન્દની રાજકીય પરિસ્થિતિમાં માથું મારવાનું સાહસ હિન્દમાં આવ્યા પછી લગભગ સો વર્ષ સુધી તો એણે કર્યું નથી. હા, વેપારનો માલ લૂંટાતો બચાવવા માટે કે ઓચિંતા ધાડા સામે આત્મરક્ષણ કરવા માટે આ કંપનીએ ઠેરઠેર કિલ્લાઓ બાંધ્યા હતા. પરંતુ આ બધી વેપાર કે આત્મરક્ષણની તૈયારીઓમાં એમની વેપારી દૃષ્ટિ જ કાર્ય કરી રહી હતી. હિન્દમાં રાજ્યસત્તા જમાવવાનો વા અંગ્રેજ કંપનીને તો બહુ લાંબે કાળે વાયો હતો. ફ્રેન્ચ કંપની હિંદમાં આવી ન હોત તો હિંદમાં રાજ્યસત્તા જમાવવાનો ચેપ અંગ્રેજકંપનીને કદાચ ચોંટયો નહોત. એક રીતે કહીએ તો ફ્રેન્ચ કંપનીએ અંગ્રેજ કંપનીને હિન્દમાં રાજ્યસત્તા જમાવવાનો પાઠ શિખવ્યો.

## ફ્રેન્ચ કંપનીનો રાજ્યલોભ

વેપાર અર્થે હિન્દમાં સૌથી છેલ્લી આવનાર ફ્રેન્ચ પ્રજા હતી. આ ફ્રેન્ચ કંપનીની પછવાડે ફ્રાન્સના રાજાનું બળ હતું. અંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજા ઘણા કાળસુધી યૂરોપમાં કટ્ટા દુશ્મનભાવે જ રહેતી. આ બન્ને પ્રજાઓ વચ્ચે અવારનવાર નાનાં મોટાં કારણોથી લડાઇઓ ચાલ્યા કરતી. તેથી અંગ્રેજ પ્રજાએ હિન્દ સાથે વેપાર શરૂ કર્યો ત્યારે ફ્રેન્ચ પ્રજાને પણ હિંદમાં આવી વેપારને બ્હાને અંગ્રેજ કંપનીની સાથે સ્પર્ધા કરવાનું મન થયું. ફ્રેંચ કંપની હિંદમાં આવી ત્યારથી જ રાજ્યસત્તા જમાવવાનાં સ્વપ્નાં ઘડયા કરતી હતી. અને એ રાજ્યસત્તા જમાવી દેવાની પ્રબળ ભાવનામાં મૂળ ઉદ્દેશ અંગ્રેજ કંપનીને હિંદમાંથી ઉખેડી મૂકવાનો હતો; આ પ્રમાણે ફ્રેન્ચ કંપનીની દૃષ્ટિ મૂળથી જ રાજકીય હતી. અલબત પોતાના વેપારનું રક્ષણ અને ખીલવટ તો સાથેસાથે કરેજ જતી હતી. પરંતુ વેપારી દૃષ્ટિથી જ પોતાની કંપની ચલાવવી એવો નિર્મળ હેતુ આ કંપનીના હૃદયમાં મૂળથી જ ન હતો. વખત આવ્યે હિંદની રાજકીય પરિસ્થિતિમાં માથું મારવું અને લાગ ફાવ્યે પોતાની ફ્રેન્ચસત્તાનો પાયો હિંદમાં મજબુત કરવો એવો આ કંપનીનો મુખ્ય ઉદ્દેશ હતો.

## ફ્રેન્ચો અને દક્ષિણ હિન્દની રાજકીય સ્થિતિ

જ્યારે ફ્રેન્ચ કંપનીએ ઈ. સ. ૧૬૭૪માં મદ્રાસની દક્ષિણે સો માઇલ ઉપર પોન્ડીચેરીમાં પોતાનું વેપારી મથક જમાવ્યું ત્યારે મદ્રાસમાં પડયા પડયા અંગ્રેજ વેપારીઓ પોતાનો વેપારરોજગાર શાંતપણે ચલાવ્યે જતા હતા. પરંતુ તે વખતે દક્ષિણ હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી તે જોવાની ખાસ જરૂર છે. કારણ કે ફ્રેન્ચ કંપનીએ તે વખતે રાજકીય પરિસ્થિતિમાં માથું મારી પોતાની લડાયકવૃત્તિની શરૂઆત કરી દીધી હતી. આખા દક્ષિણ હિંદમાં જ્યાં ફાવે ત્યાં ફ્રેન્ચ

કંપનીએ દેશીઓની રાજકીય ધડમથલોમાં ઝંપલાવ્યું હતું અને એમ કરી પોતાને અનુકૂળ પડે એવી પરિસ્થિતિ ઉભી કરી હતી.

મુગલસામ્રાજ્યના અસ્તકાળમાં તાબેદાર સૂબાઓ કેવી રીતે એક પછી એક સ્વતંત્ર થઈ ગયા એ બીના આપણે જાણીએ છીએ. જ્યારે દિલ્હીમાં મુહમ્મદશાહ બાદશાહ રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણ હિંદમાં એના સ્વતંત્ર થઈ પડેલા સૂબા નિઝામ-ઉલ-મુલ્કે દોસ્તઅલીને કર્ણાટક પ્રાંતનો નવાબ નીમ્યો હતો. ઈ. સ. ૧૭૩૫માં મરાઠી સરદાર રાઘોજી ભોંસલે દક્ષિણ હિંદમાં સ્વારી લઈ આવ્યો. કર્ણાટક પર ચઢી આવી ત્યાંના નવાબ દોસ્તમહમદઅલીને હરાવી ઠાર માર્યો અને એના જમાઈ ચંદાસાહેબને કેદ કરી પોતાની સાથે સતારે લઈ ગયો. આ આફત પછી એ નવાબનો પુત્ર સફદરજંગ મરાઠાઓથી કંટાળીને પોતાના અને પોતાના બનેવી ચંદા સાહેબના કુટુંબને લઈ પોન્ડીચેરીમાં ફ્રેન્ચ લોકોના આશ્રય તળે ગયો. આ પહેલાં ફ્રેન્ચલોકોએ આસપાસના મુલકમાં લડાયક પ્રજા તરીકે નામના કાઢી હતી. એમની એ ખ્યાતિનો જાણકાર હોઈને જ સફદરજંગ એમના શરણે ગયો હતો. અંગ્રેજ કંપની તો ફક્ત વેપાર જ કરી જાણે છે એવો ખ્યાલ દેશીઓના મનમાં તે વખતે હતો; એથી અંગ્રેજ કંપનીને દેશીઓની ઉથલપાથલમાં ભાગ લેવાનું એ વખતે નહોતું બનતું. જ્યારે સફદરજંગ નાસીને પોંડિચેરીમાં આવ્યો ત્યારે ત્યાં ફ્રેન્ચ કંપનીનો ગવર્નર ડુમા પૂર હોંશમાંથી સર્વ કારભાર ચલાવતો હતો. એ ડુમા ઈ. સ. ૧૭૩૫ થી ૧૭૪૧ સુધી પોન્ડીચેરીમાં ગવર્નર તરીકે રહ્યો હતો; પરંતુ એની સત્તા દરમ્યાન ફ્રેન્ચ કંપનીની લડાયક બહાદુરી બહાર રેલાઈ ચૂકી હતી. આ ડુમાની સહાયથી સફદરજંગે થોડી મુદત પછી મરાઠાઓ સાથે સંધિ કરી અને એમને એક કરોડ રૂપીઆ આપવાનું નક્કી કર્યું.

આથી મરાઠાઓએ સફદરજંગને કર્ણાટકની નવાબગીરી પાછી સોંપી, ઈ. સ. ૧૭૪૦. એજ અરસામાં બાજીરાવ પેશવાનું મરણ થવાથી

તેનો પુત્ર બાલાજી બાજીરાવ પોતાની સત્તા જમાવવામાં ગુંથાયો હતો. મરાઠાઓને બીજા કાર્યમાં દૂર પરોવાયલા જોઈ દક્ષિણના સૂબા નિઝામ ઉલ–મુલ્કે કર્ણાટક ઉપર સ્વારી કરી; પોતાની પરવાનગી સિવાય મૂકેલા નવાબ સફદરજંગને હરાવી મારી નાખ્યો અને અન્વરૂદ્દીનને ત્યાંનો નવો નવાબ બનાવ્યો. આ પ્રમાણે જ્યારે પોન્ડીચેરીમાં ફ્રેન્ચસત્તા જામતી જતી હતી ત્યારે દક્ષિણ હિંદમાં અરસપરસ મારામારીના સોદા ચાલ્યા કરતા હતા. આખા દક્ષિણમાં કોઈની પણ સત્તા ભય ઉપજાવે એવી હોય તો તે એક મરાઠાઓની જ હતી. ફ્રેન્ચ કંપની ડુમાના વખતથી જ આ રાજકીય પરિસ્થિતિનું અવલોકન કરી ચૂકી હતી; અને પોતાનું રાજ્ય સ્થાપન કરવાની અનુકૂળ પરિસ્થિતિ માટે ટાંપીને જોઈ રહી હતી.

## ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે પહેલો વિગ્રહ

ઈ. સ. ૧૭૪૧ માં ડુમાની જગ્યાએ પોન્ડીચેરીમાં ડુપ્લે નામનો નામાંકિત ગવર્નર આવ્યો. પોન્ડીચેરીમાં આવ્યા પહેલાં પણ ચંદ્રનગરના ગવર્નર તરીકે એ ડુપ્લેએ પોતાની શક્તિ ખીલવી હતી. ડુપ્લે ડુમા કરતાં પણ ફ્રેંચસત્તા જમાવવામાં વધારે મહત્ત્વાકાંક્ષી હતો; દક્ષિણમાં તો રાજકીય પરિસ્થિતિ જ એવા પ્રકારની ઉભી થતી જતી હતી કે એમાં ડુપ્લેને પોતાની શક્તિ અજમાવી ફ્રેન્ચસત્તા સ્થાપવાનું વિશાળ ક્ષેત્ર મળી ગયું. એથી એણે તો દેશીરાજ્યોમાં અવારનાર માથું મારવાનું ચાલુરાખી અંગ્રેજ કંપનીનું શૂળ હિંદમાંથી સમૂળગુ કાઢી નાખવાની યુક્તિ ઘડી રાખી હતી. આ સત્તાલોભી ડુપ્લેની મહત્ત્વાકાંક્ષા ફળે એવો વખત ઇ. સ. ૧૭૪૬ માં આવ્યો.

ઇ. સ. ૧૭૪૬માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે યૂરોપમાં લડાઈ સળગી. આ લડાઇના સમાચાર હિંદમાં વાટ જોઇને બેઠેલા ડુપ્લેને ગળ્યા મધ જેવા લાગ્યા. હિન્દમાંથી અંગ્રેજસત્તાનો વેપારી પાયો ઉખેડી નાંખવાનો હવે સારો લાગ આવ્યો જાણી તરતજ એણે હિન્દી મહાસાગરમાં આવેલ ફ્રેંચ ટાપુ મોરીશીયસના ગવર્નર લાબોર્ડોનેને પોતાની મદદે લશ્કર

લઇ બોલાવ્યો. લાબોર્ડોનેનું લશ્કર તરતજ ડુપ્લેની કુમકે હિન્દમાં આવ્યું અને ડુપ્લેએ તાબડતોબ અંગ્રેજોને હિન્દમાંથી રૂખસદ આપી હાંકી કાઢવાની ઇચ્છાથી લાબોર્ડોનેને મદ્રાસ જીતવા મોકલ્યો. આ પહેલાં અંગ્રેજકંપનીના મદ્રાસના ગવર્નરે ફ્રેન્ચ કંપની પોતાને હેરાન ન કરે એવી તજવીજ કરવા કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને આજીજી કરી; પરંતુ અંગ્રેજકંપની કરતાં ફ્રેન્ચકંપનીનું માન કર્ણાટકના નવાબ પાસે વધારે હતું; એથી ડુપ્લેની ધારણાજ બર આવી. તે વખતે ડુપ્લેએ નવાબને વચન આપ્યું હતું કે હું અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લીધા પછી તમને એ પાછું સોંપીશ. આથી અંગ્રેજોની માગણીનો અસ્વીકાર થયો. લાબોર્ડોનેએ મદ્રાસ જીત્યું અને ત્યાંના અંગ્રેજોને કેદ કર્યા, ઈ. સ. ૧૭૪૬.

## કર્ણાટકના નવાબ સાથે અથડામણ

અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લીધા પછી એ નવાબને સોંપી દેવાનું જે વચન ડુપ્લેએ આપ્યું હતું તે વચન પાળવામાં ડુપ્લે ગળીકાં ગળવા લાગ્યો. નવાબે એને એના બોલેલા શબ્દો યાદ પણ દેવરાવ્યા, અને મદ્રાસ તાબડતોબ સોંપી દેવા તાકીદ કરી. પણ ડુપ્લે એ ધમકીને ગળીને પી ગયો. આખરે નવાબે ચીડાઇને પોતાના પુત્રને દસ હજારનું જબ્બર સૈન્ય આપીને ફ્રેન્ચોને પોન્ડીચેરીમાંથી હાંકી કાઢવા મોકલ્યો. નવાબનું સૈન્ય પોન્ડીચેરી તરફ આવવા લાગ્યું, પરંતુ એથી ડુપ્લે જરા પણ મુંઝાયા વિના પોતાનું એક હજારનું નાનું લશ્કર લઇને સામો આવ્યો. બન્ને લશ્કરો સેંટથોમ આગળ સામસામા ભેટ્યા, યુદ્ધ મચ્યું, નવાબનો પુત્ર નાસી ગયો અને લશ્કરમાં પણ ભંગાણ પડયું. આ પ્રમાણે કર્ણાટકનો નવાબ મદ્રાસ મેળવવામાં નિષ્ફળ નીવડયો એટલું જ નહિ પણ મદમાં છકી ગયેલો ડુપ્લે એને સજ્જડ બનાવી ગયો.

## મદ્રાસ જીત્યા પછી

ડુપ્લેએ મદ્રાસ જીત્યા પછી અંગ્રેજોના ફૉર્ટ સેંટ ડેવિડને ઘેરો ઘાલ્યો; પણ એટલામાં અંગ્રેજોની મદદે ઇંગ્લંડથી નવી કુમક આવી

પહોંચી એટલે ફ્રેન્ચ લોકોને પોતાનો ઘેરો ઉઠાવી ચાલતા થવું પડ્યું. ઈંગ્લાંડથી નવા આવેલા સરદારે પોન્ડીચેરીને ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો પણ એને પાછું હઠવું પડ્યું, ઈ. સ. ૧૭૪૮. ત્યાર પછી ઈ. સ. ૧૭૪૯માં યૂરોપમાં ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે એલાશાપેલની સંધિ થવાથી અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું.

## ડુપ્લેએ કરેલી શોધ

થોમના યુદ્ધમાં ડુપ્લેએ પોતાના એક હજારના લશ્કરથી નવાબના દસ હજારના લશ્કરને હાર આપી એની અસર હિંદના ઇતિહાસમાં ઘણી ગંભીર થઈ. ડુપ્લેએ તે દિવસથી જાણ્યું કે હિન્દનું દેશી લશ્કર બહુ ઉપયોગી નીવડશે. હિન્દમાં ફ્રેન્ચસત્તા સ્થાપવીજ હોય તો ફ્રેન્ચ કંપની પાસે પૂરતું લશ્કર રહેવું જોઇએ. પણ એવું મોટું લશ્કર ફ્રાન્સમાંથી બોલાવી હિન્દમાં રાખવું પાલવે તેમ ન હતું; કારણ ફ્રાન્સમાંજ મોટા લશ્કરની જરૂરીઆત હરઘડીએ પડયા કરતી હતી. એવી સ્થિતિમાં ફ્રાન્સના ઝાઝા સૈનિકો હિંદ જેવા દૂરના દેશમાં કાયમ માટે રહી ન શકે કે ખપ પડે ત્યારે આવી પણ ન શકે. એટલે ડુપ્લેના મનમાં પોતાના ફ્રેન્ચ લશ્કરના બળનું કમીપણું હરઘડીએ સાલ્યા કરતું અને એથી એનો મહત્ત્વાકાંક્ષી ઉત્સાહ પણ ઘણે દરજ્જે મોળો પડી જતો; પરંતુ નવાબ સાથેના યુદ્ધમાં એણે જોયું કે હિંદનું દેશીસૈન્ય હિંદનાજ બીજા દેશીસૈન્ય સાથે બહુ હોશિયારીથી અને નિમકહલાલીથી લડી શકે છે. પોતાના હાથ નીચે દેશી સિપાઇઓનું લશ્કરજમાવવામાં એ ડુપ્લેને મનમાં બહુ સંકોચ રહેતો. એ વિચક્ષણ નર પોતાના મનમાં સંકોચાયા કરતો હતો કે હિંદનું દેશી લશ્કર પોતાના દેશીભાઇઓ સામે હથિયાર કેમ ઉપાડશે ? અને એક વખત હથિયાર ઉપાડે તોય જોતજોતામાં દગો કેમ ન દઈ શકે ? હિન્દના દેશી સિપાઇઓ એક પરદેશીના હુકમથી પોતાના ભાઇઓ ઉપર જુસ્સામાં આવીને લડી શકે એ વિચારજ એના ભેજામાં આવી શકતો ન હતો.

વળી એણે એ પણ જોયું કે યૂરોપી ઢબથી કેળવાયેલું દેશી લશ્કર પણ યૂરોપી લશ્કર જેટલુંજ કામ આપી શકે છે; એ ઉપરાંત દેશી લશ્કર નીભાવવામાં લાભ એ જોયો કે દેશીઓ બહુ ઓછા ખર્ચે રાખી શકાતા અને લડાઈના વખતે પણ એમને જેવો આપે તેવો અને જેટલો આપે તેટલો ખોરાક ચાલી શકતો. હિંદના હવે પછીના ઇતિહાસમાં ડુપ્લેની આજ શોધે મહાન પરિવર્તનો ઉપજાવ્યાં છે એ આપણે જોઈશું. ડુપ્લેએ આ શોધ ન કરી હોત તો હિંદથી સાત હજાર માઇલ દૂર વસતા પરદેશીઓ આ દેશમાં રાજ્ય સ્થાપવાને શક્તિમાન ન થયા હોત. એટલે દૂરથી લશ્કરો લાવવાં અને એ લશ્કરોનાં ખર્ચો નીભાવવા એ પરદેશી વેપારીઓને કદી ન ફાવત. હિન્દના લશ્કરથીજ હિન્દને જીતી લેવાની આવી શોધ કરનાર મૂળ પુરુષ આ ફ્રેન્ચ નર ડુપ્લે હતો.

# પ્રકરણ ૪ થું

## ફ્રેન્ચસત્તાનો મધ્યાહ્ન અને અંત

### અનુકુળ સંજોગો

મુગલસામ્રાજ્યથી સ્વતંત્ર થઇ પડેલો દક્ષિણનો સૂબો આસફજાહ નિઝામ ઈ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો. તેની પછવાડે રાજ્ય માટે એના પુત્રો વચ્ચે કજીઓ શરૂ થયો. જ્યેષ્ઠ પુત્ર તો દિલ્હીમાં બાદશાહનો વઝીર હોવાથી બાપના રાજ્ય માટે એણે કશી ખટપટ કરી નહિ; પણ બીજા પુત્ર નસીરજંગે રાજ્ય ગાદીનો દાવો કર્યો. એની સામે આસફજાહનો દૌહિત્ર મુજફ્ફરજંગ પણ રાજ્ય મેળવવા બહાર પડયો. આથી

મામા ભાણેજ વચ્ચે લડાઈ શરૂ થઇ. આ ખટપટમાં કર્ણાટકના અન્વરૂદ્દીન નવાબનો જમાઈ ચંદાસાહેબ પણ જોડાયો. ચંદાસાહેબે મુજફ્ફરજંગ સાથે એક ગાંઠ કરી. જો મુજફ્ફરજંગ દક્ષિણનો સૂબો થાય તો મુજફ્ફરજંગે ચંદાસાહેબને પણ કર્ણાટકનો નવાબ બનાવવો એવી શરતે ચંદાસાહેબે મુજફ્ફરજંગને નિઝામની ગાદી મેળવવામાં મદદ આપવાનું કબુલ્યું. હવે ચંદાસાહેબ તો મૂળથી ફ્રેન્ચોના પક્ષમાં ભળતોજ હતો અને ફ્રેન્ચોની મદદથીજ ટકી રહ્યો હતો; એટલે એણે ફ્રેન્ચોને પણ મુઝફ્ફરજંગની ખાસ ઇચ્છાથી મદદમાં લીધા. ફ્રેન્ચોની મદદ મળવાથી મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબનો પક્ષ બળવાન થયો. અને ડુપ્લેને પણ આ અણચિંત્યા સંજોગો લાભકારક નીવડ્યા. હિન્દમાં ફ્રેન્ચસત્તા સ્થાપવાનો એનો નિશ્ચય પાર પડે એવો લાગ એ શોધ્યાજ કરતો હતો એવામાં આ અનુકૂળ સંજોગો એને સાંપડી ગયા.

## અંબુરની લડાઈ

મદદ આપવાનું કબુલ્યા પછી તરતજ ડુપ્લેએ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબની મદદે બુસી નામના ફ્રેન્ચ સરદારને મોકલ્યો. ફ્રેન્ચ લશ્કરની મદદ આવી પહોંચવાથી તરતજ મુઝફ્ફરજંગે અને ચંદાસાહેબે કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીન ઉપર હલ્લો કર્યો અને તેને અંબુર આગળ હરાવી માર્યો. ઇ. સ. ૧૭૪૯. અન્વરૂદ્દીનના મરવાથી એનો પુત્ર મુહમ્મદઅલી નાસી જઇ ત્રિચીનાપલ્લીમાં ભરાયો. આ ફત્તેહ મેળવ્યા પછી મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબ બન્ને પોન્ડીચેરીમાં ગયા. ત્યાં ડુપ્લેએ ચંદાસાહેબને કર્ણાટકના નવાબ તરીકે અને મુઝફ્ફરજંગને દક્ષિણના સૂબા તરીકે જાહેર કર્યા. ફ્રેન્ચોની આ મદદના બદલામાં મુઝફ્ફરજંગે તેમને ૮૧ ગામો આપ્યાં અને કૃષ્ણાથી કોમોરીન ભૂશિર સુધી ફ્રેન્ચનું ઉપરીપણું સ્વીકાર્યું.

## ફ્રેન્ચસત્તાનો વધારો

બુસીએ અંબુરની જીતમાં વિજયી ભાગ ભજવ્યા પછી ઇ. સ. ૧૭૫૦માં જીંજીગઢ સર કર્યો. ફ્રેન્ચોએ દક્ષિણમાં કરેલી ઉથલપાથલના

સમાચાર સાંભળી નસિરજંગ જે દક્ષિણની સૂબાગીરીનો હક્કદાર ઉમેદવાર હતો તે મોટું લશ્કર લઈ ચઢી આવ્યો; પણ રસ્તામાંજ એના કોઈ દુશ્મને એનો ઘાટ ઘડી નાખ્યો. બીજી બાજુ બુસી મુઝફ્ફરજંગને સાથે લઈ હૈદરાબાદની ગાદીએ બેસાડવા જતો હતો. એટલામાં મુઝફ્ફરજંગને પણ તેના કોઈ દુશ્મને મારી નાખ્યો. પણ આથી બુસીએ હિંમત નહિ હારતાં નિઝામના ત્રીજા પુત્ર સલાબતજંગને ગાદીએ બેસાડ્યો અને તેની પાસે ફ્રેન્ચનું ઉપરીપણું સ્વીકારાવ્યું. હૈદરાબાદની ગાદીએ નવો બેસાડેલો સલાબતજંગ સલામત ન હોવાથી એની સલામતી માટે બુસી પોતાનું ફ્રેન્ચ લશ્કર રાખી ત્યાંજ રહ્યો અને તેના લશ્કરના ખર્ચ બદલ સલાબતજંગ પાસેથી ઉત્તર સરકારનો પ્રાંત લીધો, ઈ. સ. ૧૭૫૩. આ બધી જીતથી ડુપ્લે ફુલાઈ ગયો. સર્વત્ર ડુપ્લેના ડહાપણનાં અને ઉત્સાહનાં મોંફાટ વખાણ થવા લાગ્યાં. ડુપ્લેએ આ ફત્તેહની યાદગીરીમાં એક મિનારો ચણાવ્યો અને તેની આસપાસ **ડુપ્લે ફત્તેહાબાદ** નામનું એક નવું શહેર વસાવ્યું.

### મુઝવણમાં પડેલા અંગ્રેજો

ફ્રેન્ચોની આ બધી ધડમથલ દરમ્યાન અંગ્રેજકંપની તો શાંતપણે વેપાર ચલાવ્યેજ જતી હતી. અંગ્રેજકંપનીએ જોયું કે ડુપ્લેએ તો ફ્રેન્ચકંપનીને રાજદ્વારી ક્ષેત્રમાં ઝુકાવીને ફ્રેન્ચ સત્તા પૂરેપૂરી જમાવી હતી અને ચંદાસાહેબને કર્ણાટકનો નવો નવાબ નીમ્યો હતો. ચંદાસાહેબ હવે ફ્રેન્ચના હાથમાં રમકડાની માફક રમશે એમ પણ તેઓ જોઈ શક્યા. આમજ થાય તો અંગ્રેજકંપનીને હિન્દનો વેપાર કાયમને માટે છોડી દેવાનો વખત આવી પડે. આ પરિસ્થિતિમાં શું કરવું એની મુઝવણમાં અંગ્રેજકંપની પડી. આ વખતે મુહમ્મદઅલી ચંદાસાહેબથી ભય પામી ત્રિચીનાપલ્લીના મજબુત કિલ્લામાં ભરાઈ બેઠો હતો અને ચંદાસાહેબનું લશ્કર ત્રિચીનાપલ્લીને ઘેરો ઘાલી પડયું હતું. એ દુઃખને વખતે મુહમ્મદઅલીએ બહારથી અંગ્રેજ, મરાઠા, અને તંજાવરના રાજાની મદદ માગી. અંગ્રેજકંપનીને પણ લાગ્યું કે જો હિન્દમાં રહેવું જ છે તો

મુહમ્મદઅલીને એની ખાતર નહિ પણ પોતાનીજ સહીસલામતી ખાતર બનતી મદદ આપવી જોઇએ. તેથી મદ્રાસના અંગ્રેજ ગવર્નરે મુહમ્મદ-અલીનો પક્ષ લેવાનું યોગ્ય ધાર્યું. પરંતુ અંગ્રેજકંપની પાસે ફ્રેન્ચકંપની જેવી લડાયક તૈયારીઓ મોટા પ્રમાણમાં હતી જ નહિ. જે થોડા સિપાઇઓ હતા તે ફક્ત કોઠી સાચવવા માટે અને અણધારી આફત વખતે આત્મરક્ષણ પૂરતા હતા. છતાં અણીના પ્રસંગે જે થાય તે કરી છૂટવાનો મદ્રાસના ગવર્નરે નિશ્ચય કર્યો.

**"આર્કટનોવીર" રણમેદાને**

મુહમ્મદઅલીને કઇ રીતે મદદ આપવી એ બાબતમાં જ્યારે મદ્રાસનો ગવર્નર ગુંચવાયા કરતો હતો ત્યારે કંપનીના દફ્-તરી કામમાં નાલાયકી ધરાવતો પણ લડાઇના કાર્યમાં મહોત્ ભર્યો રસ લેતો રૉબર્ટ ક્લાઇવ નામનો નરવીર આગળ આવ્યો. એ મુશ્કેલી ભર્યા કાર્યમાં નાનકડા લશ્કરથી શી રીતે કામ લેવું અને મુહમ્મદઅલીને શી રીતે મદદ આપવી એની નૂતન યોજના ગવર્નરને એણે જણાવી. જો પોતાને એ નાના લશ્કરની સરદારી અ-પવામાં આવે તો સીધો પોતે આર્કટને ઘેરો ઘાલે,



રોબર્ટ ક્લાઇવ

કારણકે આર્કટ અરક્ષિત હતું. એમ થાયતો જરૂર ચંદાસાહેબ ત્રિચીના-પલ્લીનો ઘેરો ઉઠાવી આર્કટ પાછું લેવા દોડે અને મુહમ્મદઅલી સહેજે છૂટો થાય. ક્લાઇવિની આ યુકિત બધાને પસંદ પડી અને એના કહેવા પ્રમાણે બધી સગવડ મદ્રાસના ગવર્નરે કરી આપી. એટલે ક્લાઇવ ૨૦૦ યૂરોપીઅન અને ૩૦૦ દેશી સિપાઇઓનું લસ્કર લઈ આર્કટને ઘેરો ઘાલવા ઉપડ્યો. આર્કટમાં તો ચંદાસાહેબ કે કોઈ હતુંજ નહી એટલે કશી પણ મુસ્કેલી વિના આર્કટનો કબજો ક્લાઇવે લીધો. આ વાતની બાતમી ચંદાસાહેબને પહોંચતાંજ એણે પોતાના પુત્ર રાજાસાહેબને ત્રિચીનાપલ્લીથી દશ હજારનું સૈન્ય આપી આર્કટ પાછું લેવા મોકલ્યો. રાજાસાહેબે આર્કટને ઘેરો ઘાલ્યો પણ સાત અઠવાડીઆં સુધી ક્લાઇવે બહાદુરી ભર્યો બચાવ કર્યો. અંગ્રેજોની એ બહાદુરી જોઈને મોરારીરાવ નામનો મરાઠા સરદાર ખુશ થયો અને તેમની મદદે પોતાનું મરાઠી લસ્કર લઈ આવી પહોંચ્યો. રાજાસાહેબે જોયું કે હવે બાજી હાથમાંથી ગઈ છે એટલે ઘેરો ઉઠાવી જતો રહ્યો.

## આર્ની મુકામે લડાઈ

મરાઠાઓની અણધારી મદદથી ક્લાઇવમાં નવો ઉત્સાહ આવ્યો. એવામાં મદ્રાસથી બીજું પણ એક નાનું દેશી લસ્કર ક્લાઇવની મદદે આવી પહોંચ્યું. હવે લસ્કરમાં ભરતી થવાથી ક્લાઇવે લડાઈ કરવાનો નિશ્ચય કરી રાજાસાહેબની પછવાડે પડ્યો. આર્ની મુકામે ક્લાઇવે રાજાસાહેબને પકડી પાડ્યો અને યુદ્ધ મચાવ્યું, ઈ. સ. ૧૭૫૧. યુદ્ધમાં રાજાસાહેબ હાર્યો અને તેને નાસી જવું પડ્યું. એ જય મળ્યા પછી ક્લાઇવ મુહમ્મદઅલીના છૂટકારા માટે આગળ ધસ્યો. રસ્તામાં બીજી લસ્કરી મદદ એને મળતી ગઈ. ક્લાઇવને ત્રિચીનાપલ્લી આવતો સાંભળી ચંદાસાહેબ ઘેરો ઉઠાવી શ્રીરંગમ જતો રહ્યો. ક્લાઇવે શ્રીરંગમને ઘેરો ઘાલ્યો અને ચંદાસાહેબને ખૂબ પજવ્યો. અંતે હારીને ચંદાસાહેબ

તાંજોરના રાજાને શરણે ગયો પણ એ રાજાએ એનો ઘાત કરાવ્યો. ચંદાસાહેબના મરણ પછી ફ્રેન્ચ લશ્કર પણ તાબે થયું, ઈ. સ. ૧૭૫૧. પણ હજી ડુપ્લેનો મદ ઉતર્યો ન હતો. એ ફરી પોતાનું સૈન્ય જમાવી અંગ્રેજોની સામે આવ્યો; અને બાહુર મુકામે એક જંગ અંગ્રેજો જોડે ખેલ્યો પરંતુ એ લડાઈમાં મેજર લોરેન્સે એને સજ્જડ હરાવ્યો. આ પછી રૉબર્ટ ક્લાઈવ ઈંગ્લાંડ ગયો, ઈ. સ. ૧૭૫૨.

## ફ્રેન્ચ અને અંગ્રેજ વચ્ચે સંધિ

ક્લાઈવ સ્વદેશ ગયા પછી પણ ફ્રેન્ચ અને અંગ્રેજ કંપની વચ્ચે વારંવાર નાની નાની લડાઈઓ થતી, તેથી બન્ને કંપનીઓ વેપારરોજગારમાં ખુવાર બનતી. ડુપ્લેએ ફ્રેન્ચસત્તા ઘણા સારા પાયા ઉપર મૂકી હતી તોપણ વારંવાર લડાઈઓમાં ઉતરી તેણે કંપનીને દેવાદાર બનાવી હતી; આથી ફ્રેન્ચ સરકારને એની રાજ્યનીતિ પસંદ ન પડી તેથી એને પાછો બોલાવી લઈ એની જગાએ ગોધ્યુને મોકલ્યો. ગોધ્યુએ હિન્દમાં આવી અંગ્રેજો સાથે પોન્ડીચરી મુકામે સંધિ કરી, ઈ. સ. ૧૭૫૫. એ સંધિથી કોઈપણ પક્ષે દેશીરાજ્યોના ઝગડામાં ઉતરવું નહિ, એક બીજાનો જીતેલો મુલક પાછો સોંપી દેવો અને ફ્રેન્ચોએ મુહમ્મદઅલીને કર્ણાટકના નવાબ તરીકે કબુલ રાખવો એવું ઠર્યું.

## બીજો ફ્રેન્ચ વિગ્રહ અને ફ્રેન્ચ સત્તાનો અંત

પોન્ડીચરીની સંધિ થયા પછી એકજ વર્ષમાં (૧૭૫૬માં) ફરી પાછી યુરોપમાં ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગી. એ સાત વર્ષની લડાઈ કહેવાય છે. એટલે ફ્રાન્સની સરકારે ઈંગ્લંડ ઉપર વેર લેવાને કાઉન્ટ ડી લૅલી નામના સરદારને એક મોટું લશ્કર આપી હિન્દમાં અંગ્રેજકંપનીને હેરાન કરવા મોકલ્યો, ઈ. સ. ૧૭૫૮. લૅલી પોન્ડીચરીમાં આવ્યો; ફોર્ટ સેંટ ડેવિડને ઘેરો ઘાલી એક માસમાં તે સર કર્યો અને પાછળથી એ કિલ્લાને જમીન દોસ્ત કરી નાખ્યો. આ વિજયથી

ઉન્મત્ત બની લૅલીએ બુસીને હૈદરાબાદમાંથી પોતાની મદદે બોલાવ્યો અને મદ્રાસને ઘેરો ઘાલ્યો. પણ એ ઘેરો એમને ઉઠાવી લેવો પડયો. ઇ. સ. ૧૭૫૯ માં કર્નલ કૂટ નામના અંગ્રેજ સરદારે લૅલીના લશ્કરને વૉન્ડિવાસ પાસે હરાવ્યું અને બુસીને એજ યુદ્ધમાં કેદ કર્યો. લૅલી જીવ બચાવવા નાસીને પોન્ડીચરીમાં ભરાયો. અંગ્રેજો પછવાડે પડયા અને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો. લૅલીએ વીરતાથી પોન્ડીચરીનું રક્ષણ કર્યું પણ આખરે ખોરાક ખુટી પડવાથી તેને તાબે થવું પડયું અને પોન્ડીચરી અંગ્રેજોના હાથમાં ગયું. આ પ્રમાણે અંગ્રેજોએ ફ્રેન્ચસત્તાનો કર્ણાટકમાંથી અંત આણ્યો અને ડુપ્લેએ બાંધેલી હવાઈ આશાઓ કાયમને માટે છિન્નભિન્ન થઇ ગઇ. ફ્રેન્ચકંપની ઇ. સ. ૧૭૬૯થી હિન્દમાં વેપાર કરતી બંધ પડી અને તેજ સાલથી ફ્રાન્સની સરકારે હિન્દના ફ્રેન્ચ કંપનીનાં થાણાનો કબજો અને વહીવટ પોતાના હાથમાં લઇ લીધો. હાલ ફ્રેન્ચને તાબે પોન્ડીચેરી, માહી, ચંદ્રનગર, યાનાન અને કારીકલ બંદરો છે.

# પ્રકરણ ૫ મું

## ફ્રેન્ચ સરદારો

### ડુપ્લે

હિંદમાં ફ્રેન્ચસત્તા સ્થાપવા માટે પ્રાણ પાથરનાર ડુપ્લે પ્રથમ બંગાળામાં આવેલ ચંદ્રનગરની ફ્રેન્ચ કોઠીનો ઉપરી થઈને આવ્યો હતો. પોતાની ચંદ્રનગરની કારકીર્દી દરમ્યાન એણે ફ્રેન્ચ-કંપનીનો વેપાર ખૂબ વધારી દીધો. જાપાન, ચીન અને તિબેટ સુધી એણે વેપાર ચલાવ્યો અને હિન્દમાં પણ ઘણી નવી વખારો સ્થાપી. ત્યાર પછી ઈ. સ. ૧૭૪૧ માં એ પોન્ડીચરીના ગવર્નર તરીકે નીમાયો. પોન્ડીચરીમાં આવ્યા પછી દક્ષિણ હિન્દની રાજકીય અવ્યવસ્થા તેમજ અંગ્રેજોનો ચમત્કાર ચાલતો વ્યાપાર જોઈને એને બે વિચારો આવ્યા. એક તો દક્ષિણના રાજકીય અંધેરનો લાભ લઈ ફ્રેન્ચસત્તા દક્ષિણમાં સર્વોપરી કરવી અને બીજો, અંગ્રેજકંપનીને હિન્દમાંથી હાંકી કાઢવી. આ બે લક્ષ્યો પૂર્ણ કરી લેવાનો વખત જ્યારે આ મહત્વાકાંક્ષી વીરનરના હાથમાં આવ્યો ત્યારે એણે એનો પૂરતો ઉપયોગ કર્યો. લાબોર્ડોનેને પોતાની



ડુપ્લે

મદદે બોલાવી એણે અંગ્રેજોને પહેલાં ખૂબ રંજાડયા અને એમને હિન્દમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કર્યો પણ તે ફોગટ ગયો. આ પછી ઈ. સ. ૧૭૪૮માં જે રાજકીય ખટપટ નિઝામના રાજ્યમાં અને કર્ણાટકમાં ઉભી થઈ તેમાં ડુપ્લેએ ઝંપલાવ્યું અને પોતાનાજ પક્ષકારોને નિઝામની અને કર્ણાટકની ગાદીઓ અપાવી. આ બનાવથી ફ્રેન્ચોની સત્તા આગળ વધી. આખા દક્ષિણ હિન્દમાં ફ્રેન્ચોની વધતી સત્તાના બોજે અંગ્રેજોને પણ મુઝવ્યા અને આખરે એ ગંભીર મામલામાંજ અંગ્રેજોના તારણહાર અને અંગ્રેજસત્તાનો પાયો નાખનાર વીરનર રોબર્ટ ક્લાઈવ ઝળકી ઉઠ્યો. એણે ડુપ્લેની પ્રબળ સત્તા સામે થવાને બીડું ઝડપ્યું. ડુપ્લેએ ક્લાઈવના જોરે સરી પડતી ફ્રેન્ચ સત્તાને ટકાવી રાખવા તનતોડ મહેનત કરી પણ આખરે એ ન ફાવ્યો. એના બધા દાવ ઉંધા પડ્યા અને એ શૂરવીર સરદારને નામોશીભેર હિન્દનો કિનારો છોડવો પડ્યો. ફ્રેન્ચસત્તાને નબળી પાડવાના અને ફ્રેન્ચકંપનીને દેવામાં ઉતારી દેવાના એના ઉપર આરોપ મૂકાયા. રાજ્યની એના ઉપર અપ્રીતિ થઈ, લોકોએ એના ઉપર કંપનીએ ધીરેલાં નાણાં માટે દાવાઓ કર્યા અને સરકારે એનાં ઘરબાર પણ જપ્ત કર્યાં. એ કાળાજુ ભારે એવી નામોશી મળવાથી ડુપ્લેનું હૃદય ઘવાઈ ગયું અને ત્યાર પછી તરતજ ચાર માસની મુદતમાં એનો કાળધર્મ, ઈ. સ. ૧૭૬૪.

## બુસી

ડુપ્લે જ્યારે પોન્ડીચેરીમાં ગવર્નર નીમાઈને આવ્યો ત્યારે ફ્રેન્ચ સૈન્યનો સરદાર બુસી હતો. આ સરદાર બહુ બહાદુર હતો. મુઝફ્ફરજંગને હૈદરાબાદની ગાદીએ બેસાડવા અંબુરની લડાઈનો વિજેતા આ બુસીનેજ સૈન્ય આપી ડુપ્લેએ મોકલ્યો. પણ મુઝફ્ફરને રસ્તામાં કોઈએ દગાથી મારી નાખ્યો. એ કારી બનાવથી હિંમત ન હારતાં બુસીએ મોટા નિઝામના ત્રીજા પુત્ર સલાબતજંગને ગાદીએ બેસાડી એની પાસે

ફ્રેન્ચોની સર્વોપરી સત્તા કબૂલાવી પોતે જાતે એ સલાબતજંગના રક્ષણ માટે હૈદરાબાદમાં રહ્યો. એ બદલ ઉત્તર સરકારનો પ્રાંત નિઝામ પાસેથી ફ્રેન્ચ કંપનીને અપાવ્યો. બુસીએ લગભગ સાત વર્ષ સુધી નિઝામના રાજ્યમાં રહી ફ્રેન્ચસત્તાને ઘણા સારા પાયા ઉપર મૂકી. જો લૅલીએ ઉતાવળ કરી બુસીને નિઝામના રાજ્યમાંથી પોતાની મદદે બોલાવી ન લીધો હોત તો ફ્રેન્ચસત્તાનો અંત નિઝામના રાજ્યમાંથી ન આવત. બુસી ફ્રેન્ચ અને અંગ્રેજ વચ્ચેના વિગ્રહમાં વૉન્ડિવાસ મુકામે હાર્યો અને કેદ પકડાયો, ઈ. સ. ૧૭૫૯.

## લૅલી

આ ફ્રેન્ચ સરદારે યૂરોપમાં ચાલીસ વર્ષ સુધી યુદ્ધ ખેલ્યાં હતાં. યુદ્ધકળામાં એની હોશિયારી અને પ્રવીણતા ઘણી હતી. ઈ. સ. ૧૭૫૮ માં ફ્રેન્ચ સરકારે આ લૅલી સરદારને ખાસ સૈન્ય આપી ફ્રેન્ચસત્તા હિન્દમાં વધારવા અને અંગ્રેજ સત્તાને તોડી પાડવાના અચૂક ઉદ્દેશથી જ મોકલ્યો હતો. પોન્ડીચરીમાં આવતાંજ તેણે ફૉર્ટ સેંટ ડેવિડના કિલ્લાને સર કરી જમીનદોસ્ત કર્યો. આ વખતે ક્લાઈવ બંગાળામાં નવાબ કામમાં ગુંથાયો હતો. તેથી લૅલીને ફ્રેન્ચ સત્તાનો ઝુંડો ફરકાવવાની બધી અનુકૂળતા મળી રહી. એનો વિચાર તાબડતોબ મદ્રાસ સર કરી લેવાનો હતો; પણ પોન્ડીચરીની સરકારે એને જોઈતી નાણાંની સગવડ આપવાની ના પાડી એથી એનો વધતો જુસ્સો નરમ પડી ગયો. તેમ છતાં તરતજ એણે બુસીને હૈદરાબાદથી સૈન્ય સાથે તેડાવી લીધો અને મદ્રાસ તરફ ધસ્યો. પણ બુસીની મદદ માગવામાં એને જરા વખત ગયો એ દરમ્યાન અંગ્રેજોને બંગાળાથી મદદ આવી પહોંચી, લૅલીને પાછા હઠવું પડયું અને આખરે વૉન્ડિવાસ મુકામે અંગ્રેજો જોડે યુદ્ધ આદરવું પડયું; એમાં એ હાર્યો અને એને પોન્ડીચરી નાસી જવું પડયું. અંગ્રેજો પાછળ પડયા અને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો. એ વીર લૅલીએ બહાદુરીથી પોન્ડીચરીનો બચાવ કર્યો પણ આખરે ખોરાક ખુટી

પડવાથી તેને તાબે થવું પડયું. આ હાર પછી ફ્રેન્ચસત્તા સર્વોપરી કરવાની મુરાદ મનમાંજ રહી ગઈ. ફ્રેન્ચસત્તા સ્થાપવાને બદલે એને હાથેજ ફ્રેન્ચસત્તાનો અંત આવ્યો. વૉન્ડિવાસની હાર પછી એ બધું ગુમાવી બેઠો. એ પાછો ફ્રાન્સ ગયો ત્યારે ત્યાંની સરકારે એના ઉપર ફ્રેન્ચસંસ્થાનો ગુમાવ્યાનો આરોપ મૂકયો અને એને કેદ કર્યો. એમાં એ દૂષિત ઠર્યો; એથી ફ્રેન્ચ સરકારે ફાંસીને લાકડે એનો જીવ લીધો. ઈ. સ. ૧૭૬૬.

# ભાગ પાંચમો

# ઈસ્ટ ઈન્ડિયા કંપની

## પ્રકરણ ૧ લું

## બંગાળામાં અંગ્રેજરાજ્યની સ્થાપના

### ૧

### બંગાળામાં અંગ્રેજ કંપનીની દુર્દશા

જ્યારે અંગ્રેજકંપનીએ પહેલવહેલી બંગાળામાં વેપાર માટે કોઠીઓ નાખવાની શરૂઆત કરી ત્યારે ત્યાં મુગલાઈ રાજ્યની આણ ફરતી હતી અને દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ રાજ્ય કરતો હતો. બંગાળામાં નવાબ મુર્શિદકુલીખાં સુબા તરીકે કારભાર ચલાવતો હતો. બાદશાહ ઔરંગઝેબે મુર્શિદકુલીખાંની જમાબંધીના કાર્યમાં કુશળતા જોઈ એના પર ખુશ થઈ જઈ એને બંગાળા, બિહાર, અને ઓરિસાનો સુબો નીમ્યો હતો. આ સુબાએ જ બંગાળામાં મુર્શિદાબાદ શહેર વસાવ્યું હતું. આ નવાબના વખતમાં અંગ્રેજોની કોઠીઓ પટણા, કલકત્તા, વગેરે સ્થળોમાં હતી. વેપારરોજગાર ઠીકઠીક નભે જતો હતો. પણ જ્યારે ઈ. સ. ૧૭૪૧માં બંગાળાની સુબાગીરીએ નવાબ અલીવર્દિખાં આવ્યો ત્યારે તેણે અંગ્રેજકંપનીને બંગાળામાં વેપારની ઘણી સારી સગવડો કરી આપી. આ નવાબના વખતમાં દક્ષિણના મરાઠાઓની સત્તા પૂર બહારમાં ખીલેલી હતી અને જ્યારે લાગ આવે ત્યારે મરાઠાઓ બંગાળા ઉપર ચઢી આવી લૂંટફાટ કરી જતા હતા. ઈ. સ. ૧૭૪૨માં રઘુજી ભોંસલેના સરદાર ભાસ્કરપંથ આવીને મુર્શિદાબાદ લૂંટી ગયા. ત્યારપછી ઈ. સ. ૧૭૫૧ માં રઘુજી

ભોંસલે જાતે મોટું લશ્કર લઇ બંગાળા ઉપર ચઢી આવ્યો. તે વખતે મરાઠાઓને ચોથ તરીકે દર સાલ બાર લાખ રૂપીઆ આપવાનું અલીવર્દિખાંને કબૂલ કરવું પડયું અને તે ઉપરાંત ઓરીસા પ્રાંતમાંનો કટક જીલ્લો પણ ભોંસલેને સોંપવો પડયો. મરાઠાઓના કાયમના ત્રાસને લઇનેજ અંગ્રેજકંપનીને કલકત્તાની આસપાસ એક ઊંડી ખાઇ પોતાના રક્ષણાર્થે બાંધવી પડી. તે ખાઇ હજી પણ 'મરાઠાખાઇ'ને નામે પ્રસિદ્ધ છે. નવાબ યૂરોપી પ્રજાઓ તરફ બહુ ભલમનસાઇથી વર્તતો હતો. આ વખતે કલકત્તામાં અંગ્રેજો ઉપરાંત ચંદ્રનગરમાં ફ્રેંચ અને ચિન્સુરામાં ડચ લોકો વેપાર અર્થે કોઠીઓ ધાલી રહેતા હતા. આ સબી દિલના નવાબ વિષે બંગાળાનો ઇતિહાસ લખનાર મી. સ્ટુઅર્ટ કહે છે કે નવાબ અલીવર્દિખાં બહુ મગતાળુ, રાજ્યકાર્યમાં પ્રવીણ અને યુદ્ધકાર્યમાં હિંમત ન હારે એવો હતો. આ પ્રજાપ્રેમી નવાબને એની ખરા ઉમંગથી ચાહતી હતી. એ ઇ. સ. ૧૭૫૬માં મરણ પામ્યો. તેના પછી એનો પૌત્ર સિરાજ ઉદ્ દોલા ગાદીએ આવ્યો.

## સિરાજઉદ્દૌલા અને અંગ્રેજો

નવો નવાબ સિરાજ ઉદ્ દોલા જુવાનીના તોરમાં છકી ગયેલો અને સ્વભાવે તીખો હતો. ગાદીએ સત્તર વર્ષની ઉમરે આવેલો એટલે રાજ્યકારભારની ગતાગમ જરા ઓછી હતી. એનામાં એ જમાનાનું ઘાતકીપણું હશે પણ લુચ્ચાઇ ન હતી. સામાનું કપટ ન પારખી શકે એટલો એ ભોળો હતો અને સાથે વિશ્વાસુ પણ એટલો જ હતો. એ નવાબે ગાદીએ આવ્યા પછી કૃષ્ણદાસની માલમતા લૂંટી લેવાનું ધાર્યું પણ તે પહેલાં તો જાનમાલની સલામતી માટે અંગ્રેજોને આશ્રય તે જતો રહ્યો. નવાબ સિરાજ ઉદ્ દોલાએ કૃષ્ણદાસને પાછો સોંપી દેવા અંગ્રેજકંપનીના ગવર્નર ડ્રેકને કહેવડાવ્યું; પણ ડ્રેક નવાબને ગાંઠ્યો નહિ. એટલે નવાબનો પીત્તો ઉછળી ગયો અને તાબડતોબ કલકત્તાનો નવો બાંધેલો કિલ્લો તોડી પાડવા ગવર્નરને ફરમાવી

દીધું. નવાબના હુકમમાત્રથી એ કિલ્લો તોડી પાડવાનું બની શકે તેમ ન હતું તેથી ગવર્નર ડ્રેઈકે નવાબને ઘસીને ના પાડી અને કૃષ્ણદાસને પણ ન સોંપ્યો. ડ્રેઈકની આવી ઉદ્ધતાઈ જાણતાંજ નવાબને રૂંએરૂંએ આગ સળગી અને પોતાના ઉતાવળીઆ ને તોરી સ્વભાવ પ્રમાણે તાબડતોબ પોતાના માણસો મોકલી દઈ કાસીમ બજારમાં આવેલી અંગ્રેજકોઠી લૂંટાવી; ત્યાંના ઘણાખરા અંગ્રેજોને કેદ કર્યાં; અને ત્યાર પછી પોતે પણ એક લશ્કર લઈ કલકત્તા પર અંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાના ઇરાદાથી ચઢી આવ્યો, ઈ. સ. ૧૭૫૬.

## અંગ્રેજોની દુર્દશા અને અંધારી કોટડી

કલકત્તાના અંગ્રેજ વેપારીઓ તો લગભગ અડધી સદીથી પોતાના વેપાર સિવાય બીજા કશામાં લક્ષ આપતા ન હતા. તેઓ અણચિન્તવ્યા હુમલા સામે રક્ષણ કરી શકે એમ ન હતું; તેથી નવાબને લશ્કર લઈ ધસી આવેલો સાંભળીને ગવર્નર ડ્રેઈકના તો હાંજાજ ગગડી ગયા અને એતો અંગ્રેજ બૈરાં છોકરાંઓને એક વહાણમાં ભરી ઉભી પૂંછડીએ નાઠો. એની સાથે બીજા બીકણ અંગ્રેજો પણ નાસી ગયા. ગવનર ડ્રેઈક આવા હુમલાના ધાંધલથી કદી અગાઉ પરિચિત ન હતો; વળી જરા સ્વભાવે બીકણ પણ ખરો એટલે એના નાસી જવા પછી પછવાડે રહેલા અંગ્રેજોએ એક મી. હૉલવેલને પોતાનો સરદાર નીમી નવાબ સામે ટક્કર લેવાનો નિશ્ચય કર્યો. હૉલવેલે પણ જાન ઉપર આવી ત્રણ દિવસ સુધી પોતાનો બચાવ કર્યો. નાસી ગયેલા અંગ્રેજોને પાછા મદદે બોલાવવા એણે બહુએ પ્રયત્નો કર્યા પણ એમાંનું કોઈ ફરક્યું નહિ. આખરે એ બિચારાને નવાબના લશ્કરના બળને તાબે થવું પડ્યું. નવાબના લશ્કરે કલકત્તામાં દાખલ થઈ અંગ્રેજોની કોઠી ફેંદી નાંખી પણ કશો ખજાનો હાથ ન લાગ્યો. જેટલા અગ્રેજો ત્યાં હતા તે બધાને નવાબે કેદ કરાવ્યા. બધા મળી કુલ ૧૪૬ અંગ્રેજ કેદીઓ હતા. એમ કહેવાય છે કે તે બધાને નવાબના અમલદારોએ એક નાની

સરખી વીસ ચોરસ ફુટની ઓરડીમાં પુરી દીધા. તે વખતે ભર ઉનાળો જતો હતો. તેથી જ્યારે સવારમાં ઓરડી ખોલવામાં આવી ત્યારે કહે છે કે ફક્ત ૨૨ પુરૂષો અને એક સ્ત્રી જીવતાં માલમ પડયાં× આ વાતની કનવાર કર્યા વિના નવાબ ત્યાંથી મુર્શિદાબાદ ચાલ્યો ગયો.

## ક્લાઈવની બંગાળા ઉપર ચઢાઈ

કલકત્તામાં અંગ્રેજોની આવી દુર્દશા થઈ રહી હતી તેજ વખતે ક્લાઈવ કંપનીના સુભાગ્યે ઈંગ્લાંડથી હિન્દમાં પાછો આવી ગયો હતો અને કલકત્તાની મોંકાણના સમાચાર મદ્રાસ પહોંચ્યા તેજ અરસામાં તે મલબારકાંઠા ઉપરના ચાંચિયાઓને હરાવી મદ્રાસ આવી પહોંચ્યો હતો. ત્યાં કલકત્તાના અંગ્રેજો ઉપર ગુજરેલ કેરના વેર માટે શું કરવું એની મસલતો ચાલી રહી હતી. કેટલાએક એવા મતના હતા કે મદ્રાસકંપનીએ તો પોતાનું બધું બળ મદ્રાસમાંજ ગણી ફ્રેન્ચોની સામે પોતાના બચાવનું સાધન તૈયાર જ રાખવું જોઈએ. બે માસ સુધી ગરમાગરમ ચર્ચા ચાલ્યા કરી. આખરે એવો નિર્ણય થયો કે બંગાળાનું વેર તો લેવુંજ અને એ માટે બહાદુર ક્લાઈવને ૧૫૦૦ સિપાઈઓ આપી

---

× આધુનિક હિન્દ ઇતિહાસજ્ઞો (સર જદુનાથ સરકાર વિગેરે) આ અંધારી કોટડીની વાતને એક ટાઢા પહોરની ગપજ ગણે છે. તેઓ કહે છે કે આ અંધારી કોટડીની કલ્પના હોલવેલના ફળદ્રુપ ભેજામાંથી સરી આવેલી છે. આમાં અંગ્રેજોના દ્વેષને નવાબ વિરૂદ્ધ ઉશ્કેરવાનો હેતુ હતો. ઈતિહાસકારો પોતાની આ વાતની સાબીતીમાં એવાં કારણો આપે છે કે એક તો વીસ ચોરસ ફૂટથી નાની ઓરડીમાં ૧૪૬ કેદીઓને પૂરી શકાય એ વાતજ અસંભવિત અને મનુષ્યની બુદ્ધિ કબુલ ન કરી શકે એવી છે. બીજું તે જમાનાના મુસલમાન ઇતિહાસકારોએ અને ખુદ નવાબના કટ્ટા વિરોધીઓએ પણ આ વાતની નોંધ લીધેલી નથી.વળી ફ્રેંચ ઈતિહાસકારોએ કે ડચ ઇતિહાસકારોએ પણ આ અંધારી કોટડીની વાત એમના ઈતિહાસમાં કરી જ નથી. આ બધાં કારણો ઉપરથી અંધારી કોટડીની વાત હિન્દીઓને અંગ્રેજોની નજરમાં કાળા ચીતરી બતાવવા પૂરતીજ ઉપજાવી કાઢી છે એવો મત સહેજે બંધાય તેમ છે.

નૌકાપતિ વૉટ્સનને ૯૦૦ અંગ્રેજ સૈનિકો સાથે બંગાળા ઉપર ચઢાઇ કરવા મોકલવા. નિર્ણય પ્રમાણે ક્લાઇવ અને વૉટ્સને દરિયાઇ માર્ગે હુગલીમાં પ્રવેશ કર્યો અને ફોર્ટ વિલિયમમાં મૂકેલા નવાબના સૂબાને હરાવી એ કિલ્લાનો કબજો લીધો; ત્યારપછી બન્ને કલકત્તા જીતવા ગયા. નવાબનો સૂબો તો અંગ્રેજોના નવા સૈન્યનું બળ જોઇને મુર્શિદાબાદમાં ભરાઇ બેઠો. એથી ક્લાઇવને કલકત્તા પાછું મેળવતાં જરાય મુશ્કેલી ન પડી. ફરી એકવાર કલકત્તામાં અંગ્રેજોનો વિજય વાવટો ફરકવા લાગ્યો. અંગ્રેજોના ચઢી આવવાની અને કલકત્તા જીત્યાની વાત નવાબને કાને પડતાંજ એ ચમક્યો અને એક લશ્કર જમાવી અંગ્રેજોની સામે દોડી આવ્યો. પણ એના સાહસમાં એ ફાવ્યો નહિ અને અંગ્રેજ જોડે સંધિ કરવી પડી. એ સંધિમાં અંગ્રેજ કંપનીને વેપારના જુના બધા હક્કો પાછા મળ્યા અને કલકત્તા આગળ એક મજબૂત કિલ્લો બાંધવાની પણ પરવાનગી મળી.

## ૨

## બંગાળામાં રાજ્યપરિવર્તન
## અને
## અંગ્રેજી સત્તાનો વધારો

### ચંદ્રનગરનો કબજો કર્યું

અંગ્રેજો જોડે સંધિ કરવી પડી એ વાત નવાબને ખટકતી હતી. એવામાં એણે સાંભળ્યું કે યુરોપમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ શરૂ થયું છે; એટલે નવાબે પણ ફ્રેન્ચોની મદદ મેળવવા ખાનગી ખટપટ આદરી. અને હૈદરાબાદના રાજ્યમાં ધામા નાખીને બેઠેલા ફ્રેન્ચ સરદાર બુસીને પોતાની મદદે આવવા નિમંત્ર્યો. આ વાતની ક્લાઇવને જાણ થતાંજ એણે અને વૉટ્સને ચંદ્રનગરને ઘેરો ઘાલ્યો અને નવ દિવસના ઘેરા પછી ફ્રેન્ચોને નમાવી ચંદ્રનગરનો કબજો લીધો. પણ છેવટે ફ્રેન્ચોએ સુલેહ કરી અને નવાબને મદદ નહિ આપવા કબૂલ કર્યું.

## નવાબ સામે કાવત્રું અને ક્લાઇવનો દગો

નવાબની અંધેર રાજ્યનીતિમાં લોકોને જોઇએ તેવું સુખ નહોતું. શેઠશાહુકારોને એમજ લાગ્યા કરતું હતું કે એમના જાનમાલ સિરાજ-ઉદ્-દોલાના અમલમાં સહીસલામત નથી. આથી રાજ્યના શાહુકારોએ અને સેનાપતિ મિરજાફરે મળી એક કાવત્રું ઉભું કર્યું. પણ એ કાવત્રામાં અંગ્રેજોની મદદ મળે તો બધું કામ વધારે સુતર થઇ જાય એમ જણાયાથી અંગ્રેજોને એ કાવત્રામાં ભેળવ્યા. નવાબની વિરૂદ્ધના આ કાવત્રામાં ક્લાઇવ રાજીખુશીથી ભળ્યો અને એમ કરી નવાબને છેહ દીધો. એના બદલામાં કાવત્રું ફળે તો અંગ્રેજકંપનીને નવા નવાબ મિરજાફરે બે કરોડ રૂપીઆ આપવા એવી સંધિ મીરજાફરે ગુપ્ત રીતે કરાવી લીધી. આ સઘળું પડદા પાછળનું તરકટ અમીચંદ નામનો ખંધો વાણીઓ જાણતો હતો. તેણે એ વાત ગુપ્ત રાખવાના બદલામાં કાવત્રાખોરો તરફથી, બે લાખ રૂપીઆ અને કંપનીને જે મળે તે ઉપર સેંકડે પાંચ ટકા દલાલી પોતાને મળે એવી સરત કાવત્રાના ખાનગી કરારનામામાં દાખલ કરવાની માગણી કરી. વળી જો એમ નહિ થાય તો એ બધું કાવત્રું પોતે જાહેર કરી નાંખશે એવી ધમકી પણ આપી. આથી કાવત્રાખોરો મુંઝાયા. જો અમીચંદ વાત ફોડે તો બધાંના જાનમાલ જાય એવો મામલો હતો. એટલે અમીચંદની સરત કબુલ થઇ. પણ પક્કો ક્લાઇવ અમીચંદથી ખાધો જાય એવો ન હતો. એણે અમીચંદને પણ પાણી ભરાવ્યું. પોતે બે કરારનામાં તૈયાર કરાવ્યાં, એક સફેદ કાગળપર અને બીજું લાલપર. સફેદ કાગળનું કરારનામું ખરૂં હતું. એમાં અમીચંદની સરત મુદ્દલ લખી જ ન હતી. પણ લાલ કાગળના ખોટા કરારનામામાં એ સરત હતી. એ ખોટું કરારનામું જ અમીચંદને બતાવવામાં આવ્યું હતું; વળી એની અંદર વૉટ્સનની સહી પણ ખોટી હતી અને તે કોઇ લશિંગટન નામના માણસના હાથની કરેલી હતી. આ કાવત્રું સફળ પાર ઉતર્યા પછી

જ્યારે અમીચંદને પોતે ફસાયો છે એમ ખબર પડી ત્યારે તે ગાંડો બની ગયો અને ગાંડપણમાં જ એણે પોતાનો જીવ ખોયો.*

અમીચંદ સાથેનો આ ઠગાઇનો દાવ ક્લાઇવની ઝળકતી કારકીર્દીમાં કલંકરૂપ નીવડયો. એનો બચાવ થઇ શકે તેમ નથી. અલબત્ત ક્લાઇવ જાતે આ ઠગાઇના કાર્યનો બચાવ હિંમતપૂર્વક એમ કરતો કે એવાજ સંજોગોમાં એવાં ઠગાઇનાં કાર્યો એકતો શું પણ સો કરવાં હોય તોપણ હું જરાય આનાકાની વિના કરવા તૈયાર છું.

## પ્લાસીનું યુદ્ધ

કાવત્રાની ગોઠવણ પ્રમાણે ક્લાઇવને નવાબ ઉપર હુમલો કરવાનો હતો અને સેનાપતિ મીરજાફર નવાબ તરફથી સામો આવે છતાં તટસ્થ રહી કશો સક્રિય ભાગ નહિ લે એમ ઠર્યું હતું. ઇ. સ. ૧૭૫૭ના જુન માસની તા. ૨૩મીએ ક્લાઇવ નવાબ સામે મેદાને પડ્યો; અંગ્રેજોની નાની સેનાને એક ઝપાટામાં કાપી નાખવાની હોંસ ધરાવતો સિરાજ-ઉદ્‌ દૌલા પણ પોતાનું મોટું સૈન્ય લઇ પ્લાસીના મેદાનમાં ક્લાઇવ સામે આવી ઉભો. એ યુદ્ધમાં નવાબનો મિરમદન નામનો મુખ્ય સેનાપતિ મરાયો એટલે નવાબે હાંફળાફાંફળા બની મિરજાફરને કહેવડાવ્યું કે લડાઇનો રંગ હવે તારે રાખવાનો છે. પણ બિચારા નવાબને ખબર ન હતી કે મિરજાફર તો મૂળથીજ ફૂટેલો હતો. પોતાનું સૈન્ય અંગ્રેજ-સેનાથી કપાઇ જતું જોઇને અને મિરજાફરની દગલબાજી જાણીને નવાબ તો આભોજ બની ગયો; અંતે હિંમત હારી નાસી જઇ મુર્શિદાબાદમાં ભરાયો. પણ ત્યાં પોતાની સહીસલામતી નહિ લાગવાથી ફકીરના વેશમાં પટણા ભણી નાઠો. મિરજાફરનો પુત્ર મીરાન એની પાછળ પડ્યો અને તેને પકડી મારી નખાવ્યો. આ પ્રમાણે નવાબનો

---

* કંપનીના જુના દફતરો ઉપરથી એવું માલમ પડે છે કે અમીચંદ ગાંડો થઈ મરણ પામ્યો એ બીના ખોટી છે.

ઘાટ ઘડાઈ ગયો. કાવત્રાની સરત પ્રમાણે મિરજાફરને બીજેજ દિવસે બંગાળાના નવાબ તરીકે ક્લાઇવે જાહેર કર્યો. નવા નવાબ મિરજાફરે કંપનીને ચાળીસ લાખ રૂપીઆ રોકડા આપ્યા અને કલકત્તાની દક્ષિણનાં ૨૪ પરગણાંની જમીનદારી બક્ષિસ કરી. વળી પોતાને ગાદી મળી એની ખુશાલીમાં નવાબે ક્લાઇવને સોળ લાખ રૂપીઆ તેમજ કંપનીના દરેક નોકરને બક્ષિસો આપી. આ પ્રમાણે "પરિણામમાં અતિ મોટી, પરંતુ વીરતામાં બિલકુલ નકામી" પ્લાસીની લડાઈ ખતમ થઈ અને અંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો.

## ક્લાઇવે કરેલી ફ્રેન્ચ અને ડચ લોકોની ફજેતી

બંગાળાની વ્યવસ્થા નવેસરથી થયા પછી નવો નવાબ મિરજાફર તો અંગ્રેજોનાજ શ્વાસે જીવતો હતો. અંગ્રેજકંપનીની સત્તા બંગાળામાં ખૂબ વધી. નવાબ પણ અંગ્રેજકંપનીનું જ કહ્યું કર્યે જતો હતો. પરંતુ થોડા વખત પછી એને પોતાની અસહાય સ્થિતિનું ભાન થવા લાગ્યું અને એ નિરાધાર સ્થિતિમાંથી છૂટવા એણે ગુપ્ત રીતે ડચ લોકો જોડે મસલતો ચલાવવા માંડી. પરંતુ આ વાત ઉઘાડી પડતાં વેંત ક્લાઇવે ડચ લોકોના ચિન્સુરા ઉપર હલ્લો કર્યો અને તેમને હરાવી નવા નવાબની જોડે ખાનગી મસલત કરતા કાયમને માટે અટકાવી દીધા, ઈ. સ. ૧૭૫૯. એજ અરસામાં મદ્રાસમાં ફ્રેન્ચોનું જોર વધતું જતું હતું. ફ્રેન્ચોનો લૅલી નામનો સરદાર નવોસવો હિન્દમાં આવ્યો હતો અને અંગ્રેજોને મદ્રાસમાં પજવતો હતો. તેથી ક્લાઇવે કર્નલ ફૉર્ડ નામના એક અંગ્રેજ સરદારને સૈન્ય આપી ઉત્તરસરકારનો પ્રાંત ફ્રેન્ચો પાસેથી જીતી લેવા મોકલ્યો. કર્નલ ફૉર્ડે ધાર્યું કાર્ય પાર ઉતાર્યું અને ઉત્તરસરકારમાંથી ફ્રેન્ચની સત્તા ઉખડી ગઈ.

બંગાળામાં અંગ્રેજકંપનીને સુરક્ષિત કરી ક્લાઇવ ઈ. સ. ૧૭૬૦માં ફરી ઈંગ્લાંડ ગયો. ત્યાં એને રાજા તેમજ વડા પ્રધાન પિટ્ટ તરફથી પુષ્કળ માનપાન મળ્યું અને "પ્લાસીનો બેરન"નો માનભરેલો ઈલ્કાબ મળ્યો.

૩

# ક્લાઈવની ગેરહાજરીમાં બંગાળાની સ્થિતિ

## બંગાળામાં અંધેર

ક્લાઈવના ઈંગ્લાંડ ગયા પછી બંગાળામાં એની જગાએ વાંસિટાર્ટ નામનો એક નબળો પણ અતિ ભોળો અને પ્રમાણિક અંગ્રેજ ગવર્નર તરીકે નિમાયો હતો. એની નબળાઈ અને ભલમનસાઈનો લાભ લેનાર આસપાસ બીજા લુચ્ચા અંગ્રેજ અમલદારો ભરાઈ બેઠા હતા. એ લુચ્ચા અને અપ્રમાણિક અંગ્રેજ અમલદારો પોતાનાં ખીસાં તર કરવા માટે હરેક પ્રકારનાં અન્યાયી કાર્યોથી પ્રજાનું હીર ચુસી લેતા હતા. આજ વખતમાં મીઠાનો ઇજારો વેચી અમલદારો સ્વાર્થમાં અને ધનલોભમાં અંધ બની ગરીબ પ્રજાનું હિત વિસરી ગયા હતા; આજ લોભી અમલદારોએ મિરજાફરને પદભ્રષ્ટ કરી એની જગાએ એના જમાઈ મિરકાસિમને બંગાળાનો નવાબ બનાવી દેવાનું તરકટ ઉભું કર્યું. ભોળા વાંસિટાર્ટને મિરજાફરના અનેક અવગુણો દર્શાવી એને નાલાયક ઠરાવી વાંસિટાર્ટને હાથે જ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકાવ્યો અને એના જમાઈ મિરકાસિમને ગાદીએ બેસાડવામાં આવ્યો. આ નવા ફેરફારથી કંપનીને નવા નવાબ મિરકાસિમ તરફથી બર્દવાન, મીદનાપુર, અને ચીતાગોંગ પરગણાંનો તમામ વહીવટ મળ્યો. વળી એ લાંચીઆ અને સ્વાર્થસાધુ અમલદારોને પણ પુષ્કળ નાણું બક્ષિસ તરીકે મિરકાસિમ તરફથી મળ્યું.

## મિરકાસિમ નવાબ તરીકે

મિરજાફર કરતાં મિરકાસિમ નવાબ તરીકે જુદીજ ખોપરીનો નીકળ્યો. મિરજાફરની માફક નીચી મૂંડી ઘાલીને કલકત્તાના અંગ્રેજોની જ સહાયથી નવાબગીરી કર્યા કરવી એ એને મન હીણપદ ભરેલું લાગતું હતું. સ્વભાવે પણ મિરકાસિમ મિરજાફરથી બહુ જુદો હતો. રાજ્યકારભારના

કાર્યમાં મિરકાસિમ બહુ કુશળ હતો અને લડાઈનાં કાર્યમાં બહુ બહાદુર હતો. એ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તિજોરીનું તળિયું દેખાતું હતું; એટલે પ્રથમ એણે તિજોરી તર કરવા પ્રયત્ન આદર્યો. રાજ્યમાંથી ભારે પગારની જગાઓ કાઢી નાખી. વળી રૈયતને જમીનમહેસૂલના જુલ્મી બોજામાંથી મુક્ત કરવા નવેસરથી જમાબંધી કરાવી અને જે જુની મહેસૂલ ચઢી ગએલી હતી તે પણ રૈયતને રાજી રાખી વસુલ કરી લીધી. વળી જે અમલદારો રાજ્યને લૂંટીને તર થઈ પડ્યા હતા તેમની પાસેથી એ બધો પૈસા પાછો કઢાવ્યો. આ પ્રમાણે જ્યારે એની પાસે ઠીક પૈસા જમા થયા ત્યારે એ અંગ્રેજકંપનીનું જે જુનું દેવું હતું તે પણ આપી દઈ કંપનીના અહેશાન નીચેથી દૂર થઈ ગયો. મિરકાસિમને હવે અંગ્રેજકંપનીનું ઉપરીપણું સ્વાભાવિક રીતેજ ન રૂચ્યું. એથી પોતે કંપનીથી સાવ સ્વતંત્ર થવા પ્રયત્ન કરવા લાગ્યો. અંગ્રેજ-કંપની પોતાની રાજધાનીમાં વારંવાર ડોકિયાં કરી શકે એ સ્થિતિ પણ એને ન ગમી; તેથી તેણે પોતાની ગાદી મુર્શિદાબાદમાંથી ખસેડી મોંગીરમાં કરી. મોંગીર કલકત્તાથી ૩૦૦ માઈલ દૂર આવેલું હોવાથી અંગ્રેજકંપની ત્યાં શું ચાલી રહ્યું છે એ સહેલાઈથી ન જાણી શકે મોંગીરમાં એણે મજબૂત કિલ્લો બંધાવ્યો; એ કિલ્લા ઉપર તોપો પણ ગોઠવી દીધી અને પોતાના લશ્કરને યૂરોપી ઢબ પ્રમાણે કેળવવા માટે એક સમરૂ નામના જર્મન સરદારને નોકરીમાં રાખ્યો.

## મિરકાસિમની અંગ્રેજ જોડે અથડામણ

મિરકાસિમ દિવસે દિવસે પોતાની સત્તા મજબૂત કરતો ગયો અને જ્યારે એને લાગ્યું કે હવે હું અંગ્રેજોને એકલે હાથે હંફાવી શકું તેમ છું ત્યારે એણે કંપની સામે શીંગડાં માંડવાં શરૂ કર્યાં. બંગાળામાં કંપનીના નોકરો ગેરવાજબી રીતે વેપાર ચલાવી નવાબની તિજોરીને ઘણું નુકસાન પહોંચાડતા હતા. અંગ્રેજકંપનીને મુગલ બાદશાહોને વખતથી એમના વેપારરોજગારના પરવાના મળ્યા હતા; અને એ

પરવાનગીથી કંપની જકાત ભર્યા સિવાય પોતાનો વેપાર કરી શકતી હતી. પરંતુ પ્લાસીના યુદ્ધ પછી અને મિરજાફરની મંદ નવાબગીરી દરમ્યાન કંપનીના નોકરો પણ પોતાનો ખાનગી વેપાર જકાત ભર્યા સિવાય ચલાવ્યે જતા હતા; એમ સ્વચ્છંદીપણે વર્તવામાં એમને કોઈ અટકાવી શકતું નહિ હોવાથી ધીમે ધીમે એ નોકરોએ પૈસા કમાવાની લાલચે કંપનીના પરવાના પણ વેચવા શરૂ કર્યા. આમ થવાથી નવાબને દેશી વેપારીઓ પણ જકાત આપતા બંધ થવા લાગ્યા અને પરિણામે નવાબને ઘણું નુકસાન થવા લાગ્યું. પોતાને થતા આ નુકસાનને દૂર કરવા માટે મિરકાસિમે કલકત્તાના ગવર્નર વાંસિટાર્ટને યોગ્ય બંદોબસ્ત કરવા લખ્યું. મિરકાસિમની એ વાજબી ફરિયાદને દૂર કરવા વાંસિટાર્ટે બનતો પ્રયત્ન કરી એવો નિકાલ આણ્યો કે જો નવાબની રૈયત ૨૬ ટકાની જકાત ભરતી હોય તો અંગ્રેજ કંપનીના નોકરો ૯ ટકા જકાત આપશે. પણ વાંસિટાર્ટના આ ઠરાવને મિરકાસિમે સ્વીકાર્યા છતાં કંપનીના નોકરોએ એ ન સ્વીકાર્યો. એ ઉદ્ધત અને ફાટેલા મિજાજના કંપનીના નોકરોએ તો મીઠા ઉપરની ૨½ ટકા જકાત આપવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની જકાત ભરવાની ચોખ્ખી નાજ પાડી દીધી. જ્યારે કંપનીના નોકરોની આ અડગ જોહુકમીની જાણ મિરકાસિમને થઈ ત્યારે એણે પણ ધીમે રહી બીજું કાંઈ નહિ કરતાં પોતાની પ્રજાને અંગ્રેજકંપની જેટલાજ હક્કો વેપારની બાબતમાં આપી દીધા. પોતાની પ્રજાને વેપારમાં રક્ષણ આપવાનું મિરકાસિમનું આ ન્યાયી પગલું પણ અંગ્રેજ વેપારીઓની આંખમાં ખૂંચવા લાગ્યું; કારણ એથી એમના પોતાના વેપારમાં ખોટ જાય એમ એમને લાગ્યું. નવાબને પૈસાનું નુકસાન ભલે થાય, એની પ્રજાનો વેપાર ભલે મંદ ચાલે પણ અમારો વેપાર તો ધમધોકાર ચાલવોજ જોઈએ એવો ફાંકો તે વખતે કલકત્તાની કંપનીના અંગ્રેજ નોકરોને હતો. પણ મિરકાસિમ તો ગાદી ઉપર જામ્યા પછી જુદો જ નીકળ્યો. આથી કંપનીના નોકરોને વેપારમાં નુકસાન પહોંચ્યું અને તેઓ નવાબ સામે લડાઈમાં ઉતરવા તૈયાર થયા.

## મિરકાસિમને નાસવું પડ્યું

કંપનીના નોકરોની હઠ અને બે-લગામ ઉદ્ધત વર્તણૂકથી મિર-કાસિમ તો હજી ચકિતજ થઇ રહ્યો છે, ત્યાંતો પટણામાં મૂકેલા એલિસ નામના અંગ્રેજ એજન્ટે પટણા ઉપર એકાએક હલ્લો કરી એ શહેરનો કબજો લીધો. આ ઓચિંતા હુમલાની ખબર પડતાં મિરકાસિમે પણ એના જવાબમાં બંગાળામાંના એકેએક અંગ્રેજને પકડવાના હુકમો છોડ્યા અને એક લશ્કર પટણા મોકલ્યું. તેણે પટણાનો કબજો મેળવી એલિસ અને બીજા અંગ્રેજોને કેદ કર્યા. આ બાજુ કંપનીએ પણ કલકત્તેથી એક લશ્કર મોકલી મુર્શિદાબાદનો કબજો લીધો અને ત્યાં અગાઉ પદભ્રષ્ટ કરેલા મિરજાફર ડોસાને ફરી ગાદીએ બેસાડ્યો. ત્યાર પછી અંગ્રેજ લશ્કરે મોંગીરનો પણ કબજો લીધો અને પટણા તરફ કૂચ કરી. મિરકાસિમ તે વખતે પટણામાં હતો. અંગ્રેજ લશ્કરને પટણા તરફ આવતું સાંભળીને મિરકાસિમે દાઝમાં ને દાઝમાં તમામ અંગ્રેજ કેદીઓની કતલ કરવા હુકમ કરી દીધો. એમ કહેવાય છે કે, પટણામાં ૧૪૮ અંગ્રેજ કેદીઓને સમરૂએ નવાબના હુકમથી મારી નાંખ્યા, ઈ. સ. ૧૭૬૩. આ કતલથી તો અંગ્રેજો વધારે ઝનૂનમાં આવી ગયા અને પટણાને ઘેરો ઘાલી એનો કબજો લીધો. આ ઘેરામાંથી છટકીને મિરકાસિમ અયોધ્યા તરફ નાસી ગયો.

## બક્સરની લડાઈ

મિરકાસિમને નસાડ્યા પછી બીજે જ વર્ષે એટલે ઇ. સ. ૧૭૬૪માં અંગ્રેજ સરદાર મેજર ( પાછળથી સર ) હેક્ટર મન્રોએ અયોધ્યાના સૂબા શુજા ઉદ્ દૌલા અને દિલ્હીના નામના બાદશાહ શાહઆલમ બીજાના અને મિરકાસિમના સંયુક્ત લશ્કરને બક્સર મુકામે ભારે યુદ્ધ લડી હરાવ્યું. આ હારથી મિરકાસિમનો છેલ્લો પાસો પણ ઉંધો પડ્યો અને ત્યાર પછી એ કદી દેખાયોજ નહિ. અયોધ્યાનો નવાબ નાસીને રોહિલ-ખંડ જતો રહ્યો; અને શાહઆલમ અંગ્રેજને શરણે ગયો. આ બનાવ

પછી ફરી એકવાર શુજા ઉદ્ દૌલા રોહિલા લોકોની મદદથી અંગ્રેજોની સામો આવ્યો પરંતુ તે કોરા આગળ હાર્યો અને અંગ્રેજોને શરણે ગયો, ઈ. સ. ૧૭૬૫. આ પ્રમાણે આખા બંગાળામાં અંગ્રેજોએ પોતાની વિજયહાક વગાડી દીધી.

## ૪

# બંગાળામાં નવી રાજ્યવ્યવસ્થા

## ક્લાઇવનું હિંદમાં આવવું અને એની નવી રાજ્યનીતિ

ઈ. સ. ૧૭૬૦ થી ૧૭૬૫ સુધી બંગાળામાં ખૂબ અંધેર જામ્યું હતું. મરજીમાં આવે તેને નવાબ બનાવી કલકત્તાની કંપની બંગાળાના રાજ્યવહીવટમાં માથું મારી રહી હતી. આમ થવાથી કંપનીનું લક્ષ વેપાર ઉપરથી ખસી ગયું હતું. એથી કંપનીના વેપારરોજગાર મંદ પડી ગયા હતા. કંપનીના નોકરોએ પણ પોતપોતાના ખાનગી વેપારોમાં અને દેશીઓ પાસેથી લાંચ રુશ્વત લેવામાં પડી જઈ કંપનીના વેપારને જબરો ધક્કો લગાડ્યો હતો. આ અંધેર મટાડવા ઇંગ્લાંડમાં વસતા કંપનીના વહીવટદારોએ ઈ. સ. ૧૭૬૫માં ફરી એકવાર ક્લાઇવને હિંદમાં મોકલ્યો. ક્લાઇવ જ્યારે કલકત્તામાં આવ્યો ત્યારે બંગાળા આખું છિન્નભિન્ન અને બે-લગામ થઇ પડયું હતું. રાજ્યસત્તા નિર્બળ થઈ ગઈ હતી, ખજાનો ખાલી થઈ ગયો હતો અને અમલદારો લાંચિયા અને કોઇને ન ગાંઠે એવા જોરાવર બની ગયા હતા. તેથી ક્લાઇવે પ્રથમ લાંચિયા અને સ્વાર્થી બની ગએલા નોકરો ઉપર દાબ મૂકવાનું કામ હાથમાં લીધું. તેણે કંપનીના દરેક નોકરને ખાનગી વેપાર ન કરવાની તથા દેશી રાજાઓ પાસેથી ભેટ ન લેવાની ફરજ પાડી. આથી કેટલાક નોકરો સામા થયા; પણ ક્લાઇવના અડગ નિશ્ચય આગળ તેમને આખરે નમી જવું પડયું. આ પ્રમાણે એણે કંપનીની અવ્યવસ્થા મટાડી. ત્યારપછી બંગાળામાં જે અંધેર ચાલી રહ્યું હતું અને એને લીધે રૈયત ઉપર

જે જુલમ ચાલી રહ્યો હતો એ દૂર કરવા પોતે અલ્હાબાદ ગયો. ત્યાં મુગલ બાદશાહ શાહઆલમ અને અયોધ્યાના નવાબ પાસે નવેસરથી કરારો કરાવ્યા. શાહઆલમે કંપનીને બંગાળ, બિહાર, અને ઓરિસાની દિવાની (જમીન મહેસૂલનો કારભાર) આપી અને તે બદલ કંપનીએ તેને ૨૬ લાખ રૂપીઆ દર સાલ આપવાનું કબૂલ્યું. કલાઇવે અયોધ્યાના નવાબને તેની ગાદી પાછી સોંપી અને તે બદલ તેની પાસેથી કોરા અને અયોધ્યા પ્રાંત લઇ તે દિલ્હીના બાદશાહને અપાવ્યા. આ પ્રમાણે કલાઇવે ટુંક મુદતમાંજ કંપનીની સત્તા બંગાળા, બિહાર, અને ઓરિસામાં જમાવી દીધી. કલાઇવને હિંદુસ્તાનની તે વખતની સ્થિતિ જોતાં એમ પણ જણાયું હતું કે પોતે ધારે તો આખા હિંદુસ્તાનનું રાજ્ય પોતાના કબજામાં લઈ શકે. એક પત્રમાં તેણે લખ્યું હતું કે "એક વખતે આખા હિંદુસ્તાનને આપણે લઈ શકશું કે લઇશું એવું જે ભવિષ્ય મેં મારા સ્વપ્નમાં જોયું હતું તે ભવિષ્ય ખરૂં પડે એવા અણીનો પ્રસંગ આપણા હાથમાં આવી પડયો છે. અત્યારનો સમય જોતાં જો હું એમ કહું કે આવતી કાલે જ આખું મુગલસામ્રાજ્ય આપણા હાથમાં આવી પડશે તો એમાં કશી અતિશયોક્તિ નથી."

## કલાઇવની દ્વિરાજક પદ્ધતિ અને બીજા સુધારા

બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાની કંપનીને મળ્યા પછી કલાઇવે એ દિવાની એકઠી કરવાનું કામ નવાબના અમલદારોની મારફતે જ લીધું, કારણકે કંપનીની પાસે એ કામ કરવાને જોઇએ તેટલા અને જોઇએ તેવા માણસો નહોતા, આ પદ્ધતિથી કંપની તેમજ નવાબ બન્નેના હાથમાં સત્તા રહી. ઇતિહાસમાં એ દ્વિરાજક પદ્ધતિના નામથી પ્રખ્યાત છે. આ પદ્ધતિ કાર્યમાં નિષ્ફળ જ નીવડી, કારણ એમાં મોટો દોષ એ હતો કે જે અમલદારો મારફત મહેસૂલ ઉઘરાવાતી તે અમલદારો પોતાનાં ખીસાં ભરવા માટે અને કંપનીને સારી મહેસૂલ કરી આપવા માટે રૈયતને પીડતા. રૈયત કલાઇવ પાસે

ન્યાય માંગવા જાય ત્યારે ક્લાઇવ એવો જવાબ આપતો કે જુલમગાર અમલદારો નવાબના તાબામાં છે, માટે નવાબ પાસે ન્યાય માંગો. રૈયત જ્યારે નવાબ પાસે દાદ માંગવા જાય ત્યારે તે જવાબ દેતો કે એ સત્તા ક્લાઇવની છે. આ પ્રમાણે બે ધણીની તાબેદારી ભોગવતી રૈયતને બેમાંથી એકે પાસે ન્યાય મળતો નહિ.

કંપનીના વહીવટદારોના હુકમથી ક્લાઇવે કંપનીના અમલદારોના ભથ્થામાં પણ ઘટાડો કર્યો. આથી તેમનામાં અસંતોષ ફેલાયો પણ એથી ન ગભરાતાં ક્લાઇવે દૃઢતાથી લશ્કરી અને મુલ્કી ખાતામાં સુધારા કર્યા. ક્લાઇવે અમલદારોના પગાર વધારવાની એક યોજના પણ કરી. પરંતુ કંપનીના વહીવટદારોએ તેને બહાલી આપી નહિ.

### ક્લાઇવનું મરણ

આ પ્રમાણે સુધારા દાખલ કરી તેમજ બંગાળાની વ્યવસ્થા નવેસરથી કરી ક્લાઇવ ઈ. સ. ૧૭૬૭માં પોતાની નાદુરસ્ત તબિયતને લઈ ઇંગ્લાંડ ગયો. ત્યાં તેનું સારૂં સન્માન થયું. પરંતુ પાછળથી તેના શત્રુઓ તેની નિંદા કરવા લાગ્યા. આખરે ઈંગ્લાંડની આમની સભામાં એવો ઠરાવ થયો કે ક્લાઇવના બધાં કાર્યો જો કે અમને પસંદ પડતાં નથી, તોપણ તેણે દેશની ઘણી ઉત્તમ સેવા બજાવી છે. એ ઠરાવ પછી ક્લાઇવના શત્રુઓ એની જાહેર નિંદા કરતા અટકી ગયા. પરંતુ ક્લાઇવની શારીરિક શકિત ક્ષીણ થતી ચાલી અને પછી તો એને બીલકુલ ઉંઘજ ન આવતી. ઇ. સ. ૧૭૭૪માં દુનીઆથી કંટાળી પોતાના ગળામાં ચપ્પુ ભોંકી દઈ ૫૦ વર્ષની ઉમરે એણે આપઘાત કર્યો.

### ક્લાઇવનું ચારિત્ર્ય

બાળપણથી જ દેવળોના ઉંચા શિખરની ટોચે ચઢી-બેસી બીજાઓને ચકિત કરનાર ક્લાઇવ પોતાની જિંદગીનાં કાર્યોથી બધાને ચકિત કરી ગયો છે. કંપનીની મહેતાગીરીમાંથી હિંદમાં બ્રિટીશ રાજ્યના આદ્યસ્થાપકની પદવી મેળવનાર ક્લાઇવનો જન્મ સાંકેતિક જ હશે,

નહિ તો મહેતાગીરીમાંથી કંટાળી આપઘાત કરતાં ગોળીનો બાર ખાલી ન જ જાત. યુદ્ધમાં ખેલવું એ જ એનો જન્મસિદ્ધ સ્વભાવ હતો. ચતુર સેનાનાયકના બધા ગુણોની બક્ષિસ કુદરતે એના ઉપર નવાજી હતી. હિન્દમાં અંગ્રેજોને અણીના પ્રસંગે બચાવી લેનાર આ રણધીર મર્દ ન હોત તો અંગ્રેજોની સત્તા આટલે સુધી વધત કે કેમ એ શંકાસ્પદ છે. જમાના પ્રમાણે પ્રસંગો વરતી ખટપટો પણ કરી શકે એવો એ મુત્સદ્દી હતો. કંપનીના સ્વાર્થ માટે અને વખત આવ્યે પોતાનો સ્વાર્થ સાધવામાં અનુચિત કર્મ કરવામાં પણ તે અચકાતો નહિ એ આપણે અમીચંદ સાથે કરેલા દગાથી જાણી શકીએ છીએ. પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર આ યશસ્વી અને મહાન્ પુરૂષને પોતાના વતનમાં આપઘાત કરી જિંદગીને ટુંકાવવી પડી એ પણ વિધિની વિચિત્રતા જ ગણાય. ક્લાઇવમાં સેનાપતિના ગુણો ઉપરાંત રાજ્યકર્તાના પણ ગુણો હતા. તાબેદાર માણસોને કાબુમાં કેમ રાખવા અને પોતાની સત્તાનો દોર રાજ્યના નાના મોટા અમલદારો ઉપર કેમ બેસાડવો તે તે સારી રીતે જાણતો હતો. અણચિન્તવી આફત આવે ત્યારે પણ ન ગભરાતાં તે હમેશના જેવો જ શાન્ત રહેતો.

# પ્રકરણ ૨ જું

# કંપનીની સત્તાનું સંરક્ષણ; (૧૭૭૨ થી ૧૭૯૮)

## ૧

## વૉરન હેસ્ટિંગ્સ; ઈ. સ. ૧૭૭૨ થી ૧૭૮૫

### ૧૭૬૭ થી ૧૭૭૨

ઈ. સ. ૧૭૬૭માં ક્લાઈવ હિંદનો કિનારો છોડી ગયો અને ઈ. સ. ૧૭૭૨માં વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર નીમાયો એ પાંચ વર્ષના વચલા ગાળા દરમ્યાન બંગાળામાં ફરી પાછું અંધેર ચાલ્યું. ક્લાઈવ જેવા નિયામકની ગેરહાજરીમાં કંપનીના નોકરો નિરંકુશ થઈ ગયા અને બમણા જોરથી અવ્યવસ્થા ચાલી. અમલદારો પણ ખાનગી વેપારમાં, દેશી રાજાઓ, જમીનદારો અને વેપારીઓ પાસેથી લાંચ-રૂશ્વત લેવામાં પડી ગયા. અધુરામાં પૂરૂં ઈ. સ. ૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુષ્કાળ પડ્યો. અગાઉ પડી ગએલા દુષ્કાળો કરતાં આ દુષ્કાળની માઠી અસર એ વીત્યા પછી પણ ચાલીસ વર્ષ સુધી લોકોને જણાયા કરી. આ દુષ્કાળમાં પ્રજાને અન્નના વાખા એટલા બધા પડયા કે પ્રજાનો ત્રીજો ભાગ નાશ પામ્યો. બંગાળાનું રાજ્યતંત્ર પણ ક્લાઈવની દ્વિરાજક પદ્ધતિને લીધે એટલું બધું નબળું પડી ગયું કે સંકટનિવારણના ચાંપતા ઇલાજો લઈ શકાયા નહિ.

### કંપનીને માથે વધી ગએલી જવાબદારી

પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં કંપનીના રાજ્યનો પાયો નંખાઈ ચૂક્યો હતો. ત્યાર પછી દશ વર્ષના ટુંકા સમય દરમ્યાન તો કંપનીની રાજકીય સત્તા અદ્દભુત રીતે વધી ગઈ. અલ્હાબાદ મુકામે શાહઆલમ સાથે કરેલા કરારનામાથી બંગાળા, બિહાર અને ઓરિસાના પ્રાંતો કંપનીને

મળી ચૂકયા હતા. એ ઉપરાંત હિંદના પૂર્વ કાંઠા ઉપર ઉત્તરસરકારનો પ્રાંત પણ નિઝામ પાસેથી કંપનીને મળેલ હતો. વળી અયોધ્યાના પ્રાંતમાં પણ કંપનીની હાક વાગતી હતી. આ બધી જવાબદારીને પરિપૂર્ણ રીતે ઉઠાવી શકે એટલી સત્તા કે એટલાં સાધનો કંપની પાસે નહોતાં. કંપનીના અમલદારો વેપારમાં કુશળ હતા ખરા; પણ રાજ્યવહિવટ ચલાવવાની શકિત તેમનામાં નહોતી. કલાઇવે દાખલ કરેલી રાજ્યવહિવટની નવી પદ્ધતિમાં એ બધી જોખમદારી વહોરી લેવાની તાકાત ન હતી એટલુંજ નહિ પણ એ પદ્ધતિમાં કોઈ નવતર સુધારો કરવાની ખાસ જરૂર હતી. આથી બંગાળાનું દુઃખ ફેડવા અને રાજ્યકારભારમાં સુધારો કરવા કંપનીના વહીવટદારો કોઈ સમર્થ રાજ્યતંત્રીની શોધમાં હતા. એમની તપાસમાં કંપનીની સેવામાં તનતોડ મહેનત કરનારો વૉરન હેસ્ટિંગ્સ જડી આવ્યો; એને બંગાળાનો ગવર્નર બનાવવામાં આવ્યો. ઈ. સ. ૧૭૭૨.

## વૉરન હેસ્ટિંગ્સનું પૂર્વ વૃત્તાંત

ગરીબ માબાપને પેટે જન્મેલ વૉરન હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૭૫૦ માં પોતાની ૧૮ વર્ષની ફૂટતી જુવાનીમાં કંપનીના નોકર તરીકે દાખલ થયો. તેણે કલાઇવના હાથ નીચે કંપનીની ઘણી સારી સેવા બજાવી. કંપનીમાં એનો માનમરતબો પોતાની હોશિયારી અને નિષ્કલંક ચારિત્રને લઇને બહુ સારો હતો. એની સેવાથી ખુશ થઇને જ કંપનીના વહીવટદારોએ એને મદ્રાસની સભામાં નિમ્યો. ત્યાં પણ એ પોતાની હોશિયારીથી બહુ ઝળકી ઉઠયો; એની એ ખ્યાતિ અને બાહોશીને લઇને જ બંગાળાના ગવર્નરની માનભરી પદવી સુધી એ પહોંચી શકયો.

## બંગાળાના ગવર્નર તરીકે હેસ્ટિંગ્સે કરેલા સુધારા

કંપનીના વહીવટદારોના આ વિશ્વાસુ હેસ્ટિંગ્સે ગવર્નર તરીકે નિમાયા પછી કંપનીના રાજ્યમાં જોઇતા સુધારા કરવામાં જરાય વખત

ગુમાવ્યો નહિ. તેણે તરત જ ક્લાઇવની દ્વિરાજક પદ્ધતિને એક ઝપાટે ઉડાવી દીધી; પછી જે નાયબ દિવાનો કંપનીની મહેસૂલ ઉઘરાવતા હતા અને જેઓ રૈયત ઉપર જબરદસ્તી વાપરીને કંપનીના નામને બટ્ટો લગાડી રહ્યા હતા તેમને દૂર કર્યા; વળી તેણે પ્રાન્તોના, જીલ્લાઓમાં વિભાગ પાડી દઈ, તે પર જુદા જુદા અમલદારોને મહેસૂલ ઉઘરાવવા નિમ્યા. તે અમલદારો કલેક્ટર કહેવાયા. તેમના ઉપરી તરીકે કમીશ્નરો નિમાયા. આ પ્રમાણે મહેસૂલ એકઠી કરવાની નવીજ પદ્ધતિ તેણે રચી. હાલ ચાલતી રાજપદ્ધતિનો પાયો હેસ્ટિંગ્સે જ નાખ્યો કહેવાય. વળી એણે દિવાની અને ફોજદારી કચેરીઓ કલકત્તામાં અને અન્ય સ્થળોમાં સ્થાપી. હિંદમાં ચાલતા કાયદાના ગ્રંથોનું અંગ્રેજી ભાષામાં ભાષાન્તર કરાવ્યું. વધુમાં એણે બંગાળાના નવાબને અપાતા વર્ષાસનમાં ઘટાડો કરી કંપનીની આર્થિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કર્યો. આ બધું સુધારણાનું કામ એણે બે વર્ષની અંદર પતાવ્યું.

**શાહઆલમ અંગ્રેજનો આશ્રય છોડી દે છે**

ઈ. સ. ૧૭૬૫માં થયેલા અલ્હાબાદના કરારનામા પ્રમાણે બાદશાહ શાહઆલમે અંગ્રેજના આશ્રય તળે અલ્હાબાદમાં રહેવાનું કબૂલ કર્યું હતું. એ બદલ કંપનીએ અલ્હાબાદ અને કોરા પ્રાન્તો બાદશાહને આપ્યા હતા. પરંતુ ઈ. સ. ૧૭૭૦માં મરાઠાઓની સત્તા પાણીપતના યુદ્ધ પછી ફરી વધવા લાગી અને તે સાલમાં મહાદજી સિંધીઆએ દિલ્હીનો કબજો લીધો. મરાઠાઓના વધતા જોરથી અંજાઈ જઈ શાહઆલમે અલ્હાબાદ છોડી મહાદજી સિંધીઆનું શરણ સ્વીકાર્યુ. આ પ્રમાણે જ્યારે શાહઆલમે અંગ્રેજનું શરણ છોડી દીધું ત્યારે હેસ્ટિંગ્સે એને બંગાળાની દિવાનીના બદલામાં અપાતી ૨૬ લાખની ખંડણી ભરવી બંધ કરી. અલ્હાબાદ અને કોરા પ્રાન્તો અયોધ્યાના નવાબ શુજા–ઉદ–દૌલાને ૫૦ લાખ રૂપીઆ લઈ વેચાતા આપી દીધા; વળી અયોધ્યાના નવાબની આફત વખતે એના રક્ષણ માટે એક સહાયકારી બ્રિટિશ લશ્કર પૂરું પાડવાની યોજના એણે આરંભી.

## રેગ્યુલેટિંગ એક્ટ ( નિયામક ધારો )

હિંન્દમાં ઈસ્ટ ઈન્ડિયા કંપની એક વેપારી સંસ્થા મટીને રાજ્ય-તંત્ર ચલાવતી સંસ્થા થઈ પડી. જ્યારે કંપનીના હાથ નીચે હજારો અને લાખો માણસોના સંરક્ષણની જવાબદારી આવી પડી ત્યારે ઇગ્લાંડની સરકારને કંપનીના હિન્દી રાજવહીવટની અંદર સુધારા કરવાની જરૂર જણાઈ; એથી ઇ. સ. ૧૭૭૩માં કંપનીના કારભારને વ્યવસ્થિત કરનારો એક કાયદો પસાર થયો. આ કાયદો રેગ્યુલેટિંગ એક્ટને નામે પ્રસિદ્ધ છે. આ નવા ધારાથી બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ નીમી, હિંદનાં તમામ બ્રિટિશ સંસ્થાનોનો ઉપરી બનાવવામાં આવ્યો અને તેની નિમણૂક કંપનીના હાથમાં ન રાખતાં ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનને સોંપવામાં આવી. રાજ્યકાર્યમાં તેને સલાહ આપવાને ચાર સભાસદોની એક સભા નિમવામાં આવી. કલકત્તામાં ન્યાયને માટે એક વરિષ્ટ કચેરી સ્થાપવામાં આવી; અને તેનો મુખ્ય ન્યાયાધીશ ઇંગ્લાંડથી મોકલવામાં આવ્યો. આ પ્રમાણે કંપનીના બધા પ્રાન્તો પર કારભાર કરવાની કુલ સત્તા ગવર્નર જનરલ અને તેના ચાર સભ્યોના હાથમાં આવી. આ કાયદાથી હેસ્ટિંગ્સ હિન્દનો પહેલો ગવર્નર જનરલ નિમાયો. ક્લેવરિંગ, મોન્સન, ફિલિપ ફ્રાન્સીસ અને બેરવેલ કાઉન્સીલના સભ્યો હતા.

## રોહિલા સાથે લડાઈ

રોહિલા ખંડ ફળદ્રુપ હોઇને મરાઠાઓની આંખમાં આવી રહ્યો હતો. તેઓ હુમલા કરી લૂંટફાટ કરી જતા હતા. તેમનાથી ત્રાસી રોહિલા સરદાર રેહમતખાંએ અયોધ્યાના નવાબ શુજા–ઉદ–દૌલાને રોહિલખંડનું રક્ષણ કરવા બદલ ૪૦ લાખ રૂપીઆ આપવા કબૂલ કર્યું હતું. દરેક ક્ષણે સિંધીઆ રોહિલખંડ ઉપર ધસી આવશે એવી દહેશત રહ્યા કરતી હતી. એ બ્હીકે ૯૪ ઉપર દર્શાવેલો કરાર રોહિલા અને અયોધ્યાના નવાબ વચ્ચે થયો હતો. પણ એવામાં નારાયણરાવ પેશવાનું મરણ થવાથી સિંધીઆને પૂના તરફ જવું પડયું, તેથી રોહિલાઓની દહેશત ગઈ. નવાબે તો મદદ

કર્યા વિના રોહિલા પાસે ૪૦ લાખ રૂપીઆની માગણી કરી; પણ રોહિલાઓએ તે આપવાની ના પાડી. અયોધ્યાના નવાબે તુરત જ હેસ્ટિંગ્સની મદદ માગી. હેસ્ટિંગ્સે પણ રોહિલા લોકોને નરમ પાડવા માટે એક લશ્કર રોહિલખંડ જીતવાને મોકલ્યું. અંગ્રેજની મદદથી નવાબ વિજયી નિવડ્યા અને રોહિલા લોકો હારીને નાસી ગયા. આ પ્રમાણે જીતાયેલો રોહિલખંડ હેસ્ટિંગ્સે નવાબને સોંપ્યો; એના બદલામાં નવાબે કંપનીને લડાઈના ખર્ચ બદલ ૪૦ લાખ રૂપીઆ અને ચુનારગઢનો કિલ્લો સોંપ્યાં.

## હેસ્ટિંગ્સ અને તેના સભાસદો વચ્ચે જામેલો વિરોધ

હેસ્ટિંગ્સની નવી નિમાયેલી સભામાં કાયદા પ્રમાણે દરેક કાર્ય બહુમતિથી ચલાવવાનું હતું; તેથી શરૂઆતમાં તેના રાજ્યકારોબાર મુશ્કેલ થઈ પડ્યો. કારણ કે એની સભામાં ફિલિપ ફ્રાન્સીસ નામનો સભ્ય તેનો કટ્ટો વિરોધી હતો ને અન્ય સભ્યોને પણ તેની વિરૂદ્ધ ઉશ્કેરતો હતો. માત્ર હેસ્ટિંગ્સનો મિત્ર બેરવેલ તેમાં ભળતો ન હતો. એ ફ્રાન્સીસ પોતાની બહુમતિ સાધીને પોતાનું જ ધાર્યું કરતો. તેણે હેસ્ટિંગ્સે કરેલી અયોધ્યાના નવાબ સાથેની સંધિમાં પણ વિરોધ બતાવ્યો અને હેસ્ટિંગ્સને નકામી કનડગત કરી પોતાની બહુમતિથી અયોધ્યાના નવાબને કંપનીનું જુનું લેહેણું ચુકવી દેવાનો હુકમ કર્યો; જ્યારે નવાબ તે હુકમ પ્રમાણે ન વર્તી શક્યો ત્યારે એ જ ફ્રાન્સીસે વધુમતે તેના ઉપર દબાણ કરી બનારસની મહેસુલ કંપનીને સોંપવા અને દર વર્ષે ત્રણ લાખ રૂપીઆ આપવા ફરજ પાડી; વળી તેની તીજોરીમાંના બે કરોડ રૂપીઆ માજી નવાબની બેગમોને આપી દેવાનો હુકમ કર્યો. આથી નવાબની તીજોરી ખાલી થઈ ગઈ; અને એના લશ્કરને પગાર પણ મળી શકે એવી સ્થિતિ ન રહી. વધુમાં કંપનીનું દેવું તો ઉભું જ રહ્યું. હેસ્ટિંગ્સ ફ્રાન્સીસના આવાં જુલમી કૃત્યથી વિરૂદ્ધ હતો; પણ પોતાની બહુમતિ ન હોવાથી તેનું કંઇ ચાલતું નહિ.

### રાજા નંદકુમાર

હેસ્ટિંગ્સ અને તેની સભા વચ્ચે નિરંતર ચાલતા ઝઘડામાં સૌથી વધારે ગવાઈ ગયેલો પ્રસંગ એક બંગાળી બ્રાહ્મણ, રાજા નંદકુમાર સંબંધી છે. નંદકુમાર એક આહોશ અને લાગવગવાળો ગૃહસ્થ હતો. હેસ્ટિંગ્સને અને તેને કોઈ કારણસર વેર બંધાયાં હતાં. તેથી તેણે પોતાનું વેર લેવાને ફ્રાન્સીસની શીખવણીથી હેસ્ટિંગ્સ ઉપર મીરજાફરની બેગમ પાસેથી લાંચ લીધાનું તહોમત મૂકી વરિષ્ટ કોર્ટમાં ફરિયાદ કરી. પણ એવી તપાસ કરવાનો અધિકાર વરિષ્ટસભાની હદ બહારનો છે એમ કહી હેસ્ટિંગ્સે એ સભામાં પોતાનો કેસ ચાલવા દીધો નહિ. નંદકુમાર કે તેનો પડખાઓ ફ્રાન્સીસ બીજું કાંઈ પગલું ભરવાની તૈયારી કરે તે પહેલાં હેસ્ટિંગ્સે નંદકુમાર ઉપર ખોટો દસ્તાવેજ કર્યાની ફરિયાદ મંડાવી. તે સાબિત થવાથી રાજા નંદકુમારને ફાંસીની શિક્ષા થઈ. નંદકુમારને ફાંસી આપ્યા પછી બીજા દેશી લોકો હેસ્ટિંગ્સની વિરૂદ્ધ બોલતા બંધ પડ્યા. એવામાં મોન્સન ગુજરી જવાથી હેસ્ટિંગ્સની રાજ્યકારોબારમાં સત્તા વધવા લાગી. વળી એક વર્ષ પછી બીજો સભ્ય ક્લેવરિંગ પણ ગુજરી ગયો અને ફ્રાન્સીસ ઇંગ્લંડ ગયો; હવે હેસ્ટિંગ્સનો કોઈ વિરોધી રહ્યો નહિ; એટલે રાજ્યકારોબારમાં તેની સત્તા નિરંકુશપણે ચાલવા લાગી.

## ૨

## મ્હૈસૂર અને અંગ્રેજો

### મ્હૈસૂરના રાજ્યનો પૂર્વ ઇતિહાસ

દક્ષિણ હિંદમાં ઈ. સ. ૧૩૩૬માં વિજયનગરનું હિંદુરાજ્ય સ્થપાયું. લગભગ બસો વર્ષ સુધી વિજયનગરનું હિંદુરાજ્ય દક્ષિણમાં સર્વોપરિ સત્તા ધરાવતું હતું અને ત્યાંના મુસલમાની બ્રાહ્મણીરાજ્ય અને એની પાછળથી પડી ગયેલી પાંચ શાખાઓનાં મુસલમાન રાજ્યોને ઘણાં વર્ષ સુધી

એણે રાડ પડાવી હતી. ઈ. સ. ૧૫૦૯થી ૧૫૨૯ સુધી વિજયનગરમાં કૃષ્ણરામદેવ કરીને મહા બળવાન રાજા થઈ ગયો. એના વખતમાં રાજ્યની સમૃદ્ધિ અને સત્તા એટલાં બધાં વધી ગયેલાં હતાં કે એ રાજા દક્ષિણમાં થઈ ગયેલા સર્વ રાજાઓ કરતાં બધી વાતે શ્રેષ્ઠ ગણાઈ ગયો. શું રાજ્યકારભારમાં કે લડાઈમાં, શું ધર્મમાં કે અંગત ચારિત્રમાં, શું શત્રુ સાથેના વર્તનમાં કે મિત્રો તરફ ઉદારતામાં, શું દેશીઓને ઉન્નત કરવામાં કે પરદેશીઓને આશ્રય આપવામાં, એ રાજા પોતાના વર્તનથી અને કાબેલિયતથી યશસ્વી થઈ ગયો. પણ એના મૃત્યુ પછી સદાશિવરાવની કારકિર્દીમાં આ જ રાજ્યની પડતી દશા બેઠી; અને ઈ. સ. ૧૫૬૫માં બ્રાહ્મણી રાજ્યની પાંચે શાખાઓએ એક થઈ, સદાશિવરાવની હિન્દુસત્તાને તાલિકોટાની પ્રસિદ્ધ લડાઈમાં ઉથલાવી નાખી. આથી વિજયનગરનું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. એ દાણોવાટો થઈ ગયેલા હિન્દુરાજ્યના ખંડીઆ રાજાઓ ત્યારપછી પોતપોતાનાં નાનાં રાજ્યો સંભાળી બેસી રહ્યા. સદરહુ નાનાં રાજ્યોમાં એક રાજ્ય મ્હૈસૂરનું હતું. ત્યાં હિન્દુ રાજા રાજ્ય કરતો હતો.

## હૈદરઅલી મ્હૈસૂરને પચાવી પડે છે

વિજયનગરની પડતી પછી મ્હૈસૂરમાં હિન્દુ રાજાઓ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા હતા. લગભગ બસો વર્ષ સુધી એ હિન્દુ રાજાઓએ મરાઠાઓનાં આક્રમણને પાછાં હઠાવ્યાં. ઈ. સ. ૧૭૬૧માં ત્યાંનો રાજા બાળક હોવાથી દિવાન નંદરાજ રાજ્યકારભારનો બોજો ઉપાડતો હતો. આ વખતે મ્હૈસૂરરાજ્યના લશ્કરી ખાતામાં શાહઆલમ નામનો એક મુસલમાન ઘોડેસ્વારની ટુકડીનો નાયક હતો. એના હાથ નીચે એનો નાનો ભાઈ હૈદરઅલી લશ્કરમાં સાધારણ સિપાઈ હતો. આ હૈદરે ત્રિચીનાપલ્લીના ઘેરા વખતે અને બીજા એવા લશ્કરી મામલામાં સારી હોશિયારી અને બહાદુરી બતાવેલી હોવાથી એને રાજ્યમાં એક લશ્કરી ટુકડીના નાયકની માનભરી પદવી આપવામાં આવી. આગળ જતાં પોતાની જ

બાહોશીથી એ આખા લશ્કરનો સેનાપતિ થયો. જ્યારે સૈન્યનો તમામ કાબુ હૈદરના હાથમાં આવ્યો ત્યારે એને હિન્દુરાજ્યસત્તા ઉથલાવી પાડવાની ઈચ્છા થઈ આવી. એથી નંદરાજને મારી નખાવી બાળરાજાને કેદ કર્યો અને મ્હૈસૂરની ગાદીનો ધણી પોતે થઈ પડયો, ઈ. સ. ૧૭૬૧. આ પ્રમાણે માલિકનું રાજ્ય પચાવી પાડી હૈદરે મુસલમાની સત્તા મ્હૈસૂરમાં સ્થાપી અને તે વખતની દક્ષિણ હિન્દની અરાજક સ્થિતિમાં બેદનોરનો કબજો લઇ ત્યાંથી પુષ્કળ ધન લૂંટયું.

## પહેલો મ્હૈસૂર વિગ્રહ

મ્હૈસૂરમાં હૈદરની મુસલમાની સત્તાને જામતી જોઈ મરાઠાઓ ચેત્યા. ઈ. સ. ૧૭૬૫ માં પોતાનું બળ એકઠું કરી માધવરાવ પેશવા મ્હૈસૂર પર ચઢી આવ્યો. હૈદરને સખ્ત હરાવી એની પાસેથી ૨૦ લાખ રૂપીઆ રોકડા પડાવ્યા અને દર સાલ ૩૨ લાખની ખંડણી ભરવાની કબૂલાત કરાવી સંધિ કરી. પણ મરાઠાઓને આટલાથી સંતોષ થયો નહિ. તેમને તો હૈદરની સત્તા જ ઉખેડી નાખવી હતી. વળી દક્ષિણનો નિઝામ પણ હૈદરની વધતી જતી સત્તાથી ડરતો હતો; અંગ્રેજોને પણ ભય પેઠો હતો કે રખે હૈદર ફ્રેન્ચ સાથે મળી જઈ અમને હિંદમાંથી હાંકી કાઢે. આ પ્રમાણે હૈદરની સત્તા દક્ષિણમાં બધાને ખૂંચી રહી હતી. એથી મરાઠાઓ, નિઝામ, અને અંગ્રેજોએ એકઠા મળી હૈદરને રખડતો કરી મૂકવાની યોજના ઘડી, પણ ચતુર હૈદરે મરાઠાઓનું મ્હોં પૈસાથી ભરી દઈ એમના ભયનો આંકડો કાપી નાખ્યો. મરાઠાઓને ખસી પડેલા જાણી નિઝામ પણ ગભરાયો, અને હૈદરના પડખામાં ભરાયો. આથી અંગ્રેજોની સ્થિતિ કફોડી થઈ ગઈ. હૈદરે પણ અંગ્રેજોનું સાલ દક્ષિણમાંથી કાઢી નાખવાનો નિશ્ચય કર્યો અને પોતે મોટું લશ્કર લઈ અંગ્રેજની સામે થયો. શરૂઆતમાં અંગ્રેજ લશ્કરના સેનાપતિ સ્મિથે હૈદરના લશ્કરને બે ત્રણ જગાએ હાર આપી. પણ એથી હૈદરની સત્તા તૂટી પડવાને બદલે એને અંગ્રેજો સામે લડવામાં નવું ઝનૂન ચઢયું; તે એક મોટું લશ્કર

લઈ મદ્રાસ ઉપર ધસી આવ્યો, ઇ. સ. ૧૭૬૯. મદ્રાસની સરકાર તો આભી જ બની ગઈ. હૈદરની સામે મૂકવા જેવું લશ્કર ન હતું. હૈદર સામે લડવાનો એકકે ઉપાય ન સૂઝવાથી અંગ્રેજોએ મદ્રાસ મુકામે હૈદર સાથે સંધિ કરી. આ મદ્રાસની સંધિથી બન્નેએ એક બીજાના લીધેલા મુલક પાછા આપવા અને સંકટ સમયે અરસપરસ સહાય કરવી એવું ઠર્યું. આ પ્રમાણે અંગ્રેજો સાથના હૈદરના પહેલા વિગ્રહનો અંત આવ્યો.

સંધિ પછી ત્રીજે જ વર્ષે મરાઠાઓ વળી પાછા હૈદર ઉપર ચઢી આવ્યા અને હૈદરે એ સંકટમાં મદ્રાસની સંધિ પ્રમાણે અંગ્રેજોની મદદ માગી. પણ અંગ્રેજો એ સંકટ વખતે હૈદરને કશી પણ મદદ ન મોકલી શક્યા એથી હૈદરને બહુ લાગી આવ્યું અને અંગ્રેજો નર્યા સ્વાર્થી અને લુચ્ચા જ છે એવો એનો મત બંધાયો. અંગ્રેજો હૈદરની મદદે ન આવ્યા તેનું મુખ્ય કારણ એ હતું કે મરાઠાઓ જોડે અંગ્રેજોને મૈત્રી હતી અને મુંબઈ સરકારે મરાઠાઓ સાથે મદ્રાસની સંધિ જેવા જ કરાર કર્યા હતા. જો હૈદરને મદદ કરે તો મરાઠાઓ મુંબઈ લઈ લે એમ હતું.

## બીજો મ્હૈસૂર વિગ્રહ

આ વખતે બંગાળામાં કંપનીનો ગવર્નર વૉરન હેસ્ટિંગ્સ બાહોશીથી રાજ્ય કરી રહ્યો હતો. હૈદર પણ પોતાની સત્તા દક્ષિણ હિંદમાં પૂર જોસમાં વધાર્યે જતો હતો; એવામાં યૂરોપમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે ઈ. સ. ૧૭૭૮માં લડાઇ સળગી. આ લડાઈની અસર હિન્દમાં પણ થઇ. તેથી હેસ્ટિંગ્સે દક્ષિણ હિન્દમાં લશ્કર મોકલી ફ્રેન્ચ સંસ્થાનોનો કબજો લઇ લીધો. એ સંસ્થાનોમાં માહીના નાના બંદરનો પણ હેસ્ટિંગ્સે કબજો લઈ લીધો હતો. આ બંદરની માલિકી હૈદરની હતી તેથી અંગ્રેજોએ તેનો કબજો લીધાની વાત સાંભળતાં જ હૈદરને બળતામાં ઘી હોમાયા જેવું લાગ્યું. તેથી તે એક લાખ માણસનું લશ્કર જમા કરી એક સો તોપો સાથે લઈ અંગ્રેજો ઉપર વાવાઝોડાની ઝડપે ધસ્યો. આ વખતે હેસ્ટિંગ્સ મરાઠાઓ સાથે લડવાની ધમાલમાં પડયો હતો. એકી સાથે બે

પ્રબળ દુશ્મનો સાથે લડવાનું આવી પડશે એવું હેસ્ટિંગ્સે સ્વપ્ને પણ નહોતું ધાર્યું. પણ હેસ્ટિંગ્સ મર્દ માણસ હતો. તેણે કર્નલ લૅસ્લીને ૫૦૦નું નાનું પણ કસાએલું સૈન્ય આપી હૈદર સામે મોકલ્યો. હૈદર તો પૂરપાટે કર્ણાટકમાં ત્રાસ વર્તાવતો અને લૂંટફાટ ચલાવતો મદ્રાસ તરફ ચાલ્યો આવતો હતો. રસ્તામાં કાંજીવરમ મુકામે કર્નલ લૅસ્લીને શિકસ્ત આપી જોતજોતામાં એ મદ્રાસ પાસે આવી ગયો. બક્સરનો વિજેતા વીર હેક્ટર મન્રો સામો આવવાને બદલે દરવાજા બંધ કરી મદ્રાસમાં ભરાઇ બેઠો અને હેસ્ટિંગ્સને નવી મદદ માટે કલકત્તે લખ્યું. આ વખતે હેસ્ટિંગ્સની મુશ્કેલીમાં જબરો વધારો થઇ પડ્યો. મરાઠાઓ સામે પણ એની બાજી તે વખતે જીતમાં ન હતી; છતાં એ હિંમત હાર્યો નહિ. વોન્ડિવાસના વીર વિજેતા સર આયર કૂટને જે હતું તે લશ્કર આપી હૈદરની સામે મોકલ્યો. ઘડીભર હેસ્ટિંગ્સે બીજી બધી બાજી સંકેલી લઈ એકલા હૈદર ઉપર જ ધ્યાન પરોવ્યું. સર આયર કૂટ હૈદર સામે આવ્યો અને પોર્ટોનોવો મુકામે ખૂનખાર લડાઈ થઇ. એમાં હૈદર હાર્યો અને એના ૧૦૦૦૦ માણસો માર્યા ગયા. એવામાં બંગાળેથી બીજા માણસોની મદદ આયર કૂટને મળતાં એ આગળ વધ્યો અને ફરી હૈદરને પોલીલોર અને શોલીંગર મુકામે હરાવ્યો. આયર કૂટે તો હૈદરનો પીછો જ પકડ્યો અને આર્ની મુકામે એને સજડ હાર આપી, ઈ. સ. ૧૭૮૨. આ વખતે ઉપરાઉપરી લડાઇઓથી અને હારોથી એના વૃદ્ધ શરીરને જબરો ધસારો પહોંચ્યો અને એજ સાલમાં હૈદર પોતાની ૬૦ વર્ષની વયે મરણ પામ્યો. એના પછી એના પુત્ર ટીપુએ બે વર્ષ સુધી લડાઈ લંબાવી. પણ આખરે માંગલોર મુકામે સંધિ કરી, ઈ. સ. ૧૭૮૪. આ સંધિથી એક બીજાએ જીતેલા પ્રદેશો અને કેદીઓ પાછા સોંપી દેવાનું ઠર્યું. અને બીજા મ્હૈસૂર વિગ્રહનો અંત આવ્યો.

### હૈદરનું ચારિત્ર્ય

હૈદર ૧૭૨૨માં જન્મ્યો હતો. તે અભણ છતાં હોશિયાર અને શૂરવીર હોવાથી પ્રથમ લૂંટારાનું કામ કરતો હતો. તે શિવાજી માફક

પોતાની ટોળીના માણસોને પગાર આપતો નહિ. પણ લૂંટમાંથી ભાગ આપતો. દિન પ્રતિ દિન તેનું જોર વધવા માંડયું તેથી તેને અટકાવવા મ્હૈસૂરના રાજાએ તેના મોટા ભાઇ શાહઆલમના હાથ નીચે લશ્કરમાં નોકરી આપી. ઈ. સ. ૧૭૪૯. તે વખતે તેની ઉમર ૨૭ વર્ષની હતી. લડાઇના મામલામાં તો એને બહુ જ રસ પડતો. શત્રુને દાબથી અને ભેદથી કેમ વશ કરવો એ કળા એને બહુ સારી આવડતી; નબળાપોચાને તો એ દંડ કરી તાબે કરી દેતો. એની વધતી સત્તાનો ત્રાસ એણે આખા દક્ષિણમાં ફેલાવી દીધો હતો. સેનાપતિને લાયક ગુણો એનામાં જન્મથી જ હતા. અંગ્રેજો સામે એ ન ફાવ્યો એમાં અંગ્રેજોની દરિયાઇ સત્તા જ એને નડી હતી. રાજ્યના કામકાજમાં એ કદી આળસુ નહોતો. સવારથી સાંજ સુધી એ કંઇને કંઇ કામમાં ગુંથાએલો જ રહેતો. રાજ્યના દરેક ખાતા ઉપર એ જાતે નજર રાખતો અને કોઇપણ કામ બજાવવાની એની ઝડપ અને નિયમિતતા વખાણવા જેવી હતી. અભણ હોવા છતાં એ પાંચ જુદી જુદી ભાષાઓ છટાથી બોલી શકતો હતો.

## નાણાંની તંગીમાં હેસ્ટિંગ્સે કરેલાં કાર્યો અને એની વિદાયગીરી

ઈ. સ. ૧૭૭૮ થી ઇ. સ. ૧૭૮૨ સુધી હેસ્ટિંગ્સના માથા ઉપર રાજ્યકારભારનો બોજો હદ ઉપરાંતનો હતો. મરાઠાઓ અને હૈદરઅલી તથા ટીપુ સુલતાન સાથે એકલા હાથે તેને લડવું પડયું હતું. લડાઇઓ લડવામાં માણસની અને પૈસાની કેટલી જરૂર કયે વખતે અને કયી જગાએ પડશે તેનો ખ્યાલ આવવો મુસ્કેલ છે. હેસ્ટિંગ્સની જગાએ કોઇ કાચોપોચો ગવર્નર હોત તો એવા કટોકટીના મામલામાં મુઝાયા વિના કામ કરી શકત કે કેમ તે શંકાભરેલું છે. ચાલતી લડાઇએ રોકડ નાણાંની જરૂર હરઘડી પડે છે, તેથી તેણે એ નાણાંભીડ મટાડવા માટે કેટલા ઉપાયો યોજી બનારસના રાજા ચૈયતસિંગ અને અયોધ્યાના નવાબની બેગમો પાસેથી પૈસા કઢાવ્યા.

## રાજા ચૈયતસિંગ

અયોધ્યાના નવાબે બનારસની મહેસૂલ કંપનીને સોંપી ત્યારે ત્યાંનો રાજા ચૈયતસિંગ હતો. તેણે દર વર્ષે કંપનીને ૨½ લાખ રૂપીઆની ખંડણી આપવા તથા કંપનીને ભીડના વખતે નાણાં તથા લશ્કરની મદદ આપવા કબૂલ કર્યું હતું. મરાઠાવિગ્રહ અને મ્હૈસૂરવિગ્રહને લીધે હેસ્ટિંગ્સ ખરેખરી નાણાંની તંગીમાં આવી પડ્યો હતો. તેથી તેણે ૫ લાખ રૂપીઆ તથા બે હજાર ઘોડેસ્વારની માગણી ચૈયતસિંગ પાસે કરી. પણ ચૈયતસિંગ આ માગણીને પહોંચી ન શક્યો તેથી હેસ્ટિંગ્સે જાતે બનારસ જઈ તેને કેદ કર્યો. પાછળથી ચૈયતસિંગ ચાલાકી કરી છટકી ગયો; એની પ્રજાએ બળવો કર્યો; હેસ્ટિંગ્સ તેના માણસો સાથે એવો સપડાયો કે રાત માથે લઈ ચુનારગઢ ભેગો થઇ ગયો. એટલામાં અંગ્રેજી લશ્કર તેની મદદે આવી પહોંચ્યું; રાજાના માણસો ભયભીત થઈ નાસી ગયા અને તેનો ખજાનો અંગ્રેજોના હાથમાં પડ્યો. ત્યારપછી હેસ્ટિંગ્સે ચૈયતસિંગને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને ગાદીએ બેસાડ્યો અને તેની પાસેથી બમણી ખંડણી લેવાની શરત કરી.

## અયોધ્યાની બેગમો ઉપર ગુજારેલો જુલમ

ચૈયતસિંગની તિજોરી લૂંટ્યા પછી પણ હેસ્ટિંગ્સની ભૂખ ભાંગી નહિ. તેથી હેસ્ટિંગ્સે અયોધ્યાના નવાબ આસફ–ઉદ્–દૌલાને કંપનીનું ચઢેલું દેવું જલદી ભરી દેવા હુકમ કર્યો. પણ નવાબ પાસે પોતાનું લશ્કર નીભાવી શકે એટલો પણ પૈસો તિજોરીમાં નહોતો. રાજ્યનો સઘળો પૈસો તેની મા અને દાદી જે અયોધ્યાની બેગમો કહેવાતી તેની પાસે હતો. તેથી નવાબે હેસ્ટિંગ્સને બેગમો પાસેથી પૈસા માગવાનું લખ્યું. હેસ્ટિંગ્સને તો એટલું જ જોઇતું હતું. બેગમો ફૈઝાબાદમાં રહેતી હતી. ત્યાં હેસ્ટિંગ્સે એક લશ્કર મોકલી બેગમોના માણસોને કેદ કર્યા અને બેગમોને ગભરાવીને એમની પાસેથી ૭૫ લાખ રૂપીઆ ઓકાવ્યા. હેસ્ટિંગ્સની

કારોબારી સભાએ બેગમોએ આપેલા રૂપીઆ ખાનગી છે એમ જાહેર કર્યું; છતાં હેસ્ટિંગ્સે નાણાંની તંગીમાં પોતે શું કરી રહ્યો હતો તે જોયું નહિ.

## હેસ્ટિંગ્સની ઇંગ્લાંડમાં સતાવણી

તેર વર્ષ સુધી બંગાળામાં ગવર્નર જનરલ તરીકે રહી હેસ્ટિંગ્સે કંપનીની સત્તાને ઘણું નવું જોમ આપ્યું. એની હિંદની કારકિર્દીની આંકણી એકાદ ફકરામાં કાઢવી મુશ્કેલ છે. તોપણ એટલું તો કહી શકાય કે એની અનેક ભૂલો છતાં એ એક મહાન નર થઈ ગયો અને કંપનીની સેવા એણે ખરા તનમનથી કરી. ઈ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સને રાજીનામું આપી ઇંગ્લાંડ જવું પડયું; કારણ હેસ્ટિંગ્સે અયોધ્યાની બેગમો અને બનારસના રાજા જોડે પૈસા સંબંધી કરેલો બખેડો કંપનીના ઇંગ્લાંડના વહીવટદારોને રૂચ્યો નહિ. હેસ્ટિંગ્સ ઇંગ્લાંડ ગયો ત્યારે હિંદમાં અંગ્રેજ કંપનીના હાથમાં બંગાળા, બિહાર, ઓરિસાનો કેટલોક ભાગ, ગાઝીપુર, બનારસ, ઉત્તરસરકાર, મુંબઈ, અને સુરત એટલાં સ્થળો હતાં. રાજીનામું આપી ઇંગ્લાંડ ગયા પછી પણ હેસ્ટિંગ્સને જંપીને બેસવાનો વખત ન આવ્યો. હિંદમાં કરેલાં એનાં કેટલાક કાર્યોથી એના વિરોધીઓએ ઉશ્કેરાઈ જઈ એના ઉપર ભયંકર આરોપો મૂક્યા. એને ઠેઠ પાર્લામેન્ટ સુધી એ આરોપોના બચાવ કરવા માટે ઘસડાવું પડયું. એના વિરોધીઓમાં ફિલિપ ફ્રાંસીસ મુખ્ય હતો. એના આરોપોની તપાસ ઉમરાવની સભામાં ચાલી. બર્ક, શેરિડન, અને ફોક્સ જેવા પ્રખર વક્તાઓ, તે છટાદાર ભાષણોમાં ચૈયતસિંગ, અયોધ્યાની બેગમો, અને નંદકુમારની ફાંસીની બાબતના મૂકાએલા આરોપોને એવા તો સ્પષ્ટ કરી સાબિત કરી દેતા હતા કે એ ઘડી હેસ્ટિંગ્સને પણ લાગી જતું કે હું ખરેખરો આરોપી જ છું. આ તપાસનું કામ વર્ષ દરમ્યાન અમુક દિવસે જ ચાલતું હતું એટલે આખી તપાસ સાત લાંબા વર્ષ સુધી ચાલી. આ કેસમાં પોતાના બચાવ માટે હેસ્ટિંગ્સને કાંકરાની માફક પૈસો વાપરવો પડયો; એથી એ પૈસે ટકે સાવ ઘસાઇ ગયો. પરંતુ સાત વર્ષની આખરે

ઇ. સ. ૧૭૯૫માં હેસ્ટિંગ્સને નિર્દોષ ઠેરવવામાં આવ્યો. આખી અમીરની સભાએ ઉભા થઈ હેસ્ટિંગ્સને, એણે કરેલી કંપનીની અને ઈંગ્લૅંડની સેવા બદલ માન આપ્યું. અલબત્ત, હેસ્ટિંગ્સે, એક મનુષ્ય હોઇ ગુન્હા કર્યાં હશે છતાં એ બધા ગુન્હાઓ કંપનીની આબાદી ખાતર અને ઇંગ્લાંડની આબરૂ ખાતર કર્યાં છે એવો બચાવ થઈ શકે તેમ છે. કંપનીના વહીવટદારોએ પણ એની સેવાની કદર કરીને ઉદારતાથી એના ભરણ-પોષણનો સઘળો ખર્ચ ઉઠાવ્યો. છેવટે એક પરોપકારી ગૃહસ્થ તરીકે જીવન ગુજારી હેસ્ટિંગ્સ ૮૬ વર્ષની વયે મરણ પામ્યો.

## હેસ્ટિંગ્સનું ચારિત્ર્ય

કંપનીમાં એક સાધારણ નોકર તરીકે દાખલ થઈ પોતાની જ ચીવટથી અને ચતુરાઇથી હેસ્ટિંગ્સ દીપી નીકળ્યો હતો. કામ કરવામાં એ કદી થાકતો જ નહિ, કરેલ નિશ્ચયમાં અડગ રહેતો, સંકટને સમયે ધીરજ રાખી નિર્ભય રહેતો અને રાજ્યનીતિમાં દીર્ઘદૃષ્ટિવાળો અને નિપુણ હતો. જો કે કદી કદી એ સત્તાના મદમાં બીજાઓ પ્રત્યે ઉદ્ધતાઇ કે તોછડાઇ ભરેલું વર્તન દાખવતો છતાં એનો સ્વભાવ એવો ન હતો. ધનલોભી જમાનાના પૈસાના પૂજારીઓથી ઘેરાયેલો હોવા છતાં હેસ્ટિંગ્સને એ જમાનાનો કે એ સ્વાર્થસાધુ માણસોનો જરા ય ચેપ નહોતો લાગ્યો. પોતાની સેવામાં એ પહેલેથી તે છેલ્લે સુધી પ્રમાણિક રહીને લાંચ રૂશ્વતના પૈસાને એણે લાત મારી હતી. પોતાના ખાનગી જીવનમાં અમીરી ખવાસનો એ હેસ્ટિંગ્સ હમેશાં મનહર વર્તન અને રીતભાતથી બધાયના દિલને હરી લેતો હતો. આપણે ન ધારી શકીએ એટલો એ સખી દિલનો હતો.

લોર્ડ ક્લાઇવે હિન્દમાં અંગ્રેજી સત્તા સ્થાપી એ ખરૂં પણ ઈ. સ. ૧૭૭૦ થી ૧૭૮૫ સુધી કંપનીની સ્થિતિ એવી તો બારીક અને કટોકટીની હતી કે હેસ્ટિંગ્સ જેવો બાહોશ કારોબારી તે વખતે ન હોત તો મરાઠા અને હૈદરના એકત્ર બળ આગળ કંપનીની સત્તા કદી ટકી

શકત નહિ: નિકંદન થઈ જતી અંગ્રેજી સત્તાનો પુનઃસ્થાપનાર તરીકે હેસ્ટિંગ્સ હતો એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ ન કહેવાય.

૩

# લોર્ડ કૉર્નવૉલિસ; ૧૭૮૬ થી ૧૭૯૩

## લોર્ડ કૉર્નવૉલિસ ગવર્નર જનરલ તરીકે

લોર્ડ કૉર્નવૉલિસ આવતાં સુધી મિસ્ટર મેકફર્સને (પાછળથી થએલ સર જૉન શોર) ગવર્નર જનરલનું કામ કીધું. એ કલકત્તાની રાજકારોબારી સભાનો વડો સભ્ય હતો; અને કંપનીના વહીવટથી પૂરો જાણકાર હતો. ઈંગ્લાંડમાં નવા ગવર્નરની નિમણુક માટે વાટાઘાટ ચાલતી હતી. હિંદુસ્તાનમાં અંગ્રેજ કંપની સાથે કોઈ પણ પ્રકારની લેવાદેવા ન ધરાવતો હોય એવા કોઇ રાજદ્વારી માણસની નિમણૂક કરવાની અગત્યતા ઈંગ્લાંડની સરકારને જણાઈ. તેથી ઈ. સ. ૧૭૮૬માં ઇંગ્લાંડની સરકારે લોર્ડ કૉર્નવૉલિસને નવા ગવર્નરજનરલ તરીકે નિમ્યો.

## પિટ્‌નો નવો ધારો

હિન્દમાં કંપનીની રાજકીય સત્તા વધતી જતી હોવાથી કંપનીના બંધારણમાં ફેરફાર કરવાની જરૂર હતી તેથી ઇંગ્લાંડના વડા પ્રધાન પિટ્ટે ઈ. સ. ૧૭૮૪ માં હિન્દના રાજ્યવહિવટ માટે નવો ખરડો રજુ કર્યો. પાર્લામેન્ટમાં તે પસાર થયો. એ ધારા પ્રમાણે હિન્દુસ્તાન સાથેનો કંપનીના વેપારનો ઈજારો તો કાયમ રહ્યો પણ કંપનીની રાજકીય સત્તા પ્રધાન મંડળે નિમેલી ૭ માણસની નિયામક સભાને (બોર્ડ ઓફ કન્ટ્રોલ) સોંપવામાં આવી. એ ૭ માણસની નિયામક સભાના પ્રમુખને હિન્દખાતાનો પ્રધાન ઠરાવ્યો. એ પ્રમુખ ઇંગ્લાંડના પ્રધાન મંડળમાંનો એક હોવો જોઇએ. આથી કંપનીની સત્તા વાસ્તવિક રીતે ઇંગ્લાંડના પ્રધાન-

મંડળના હાથમાં આવી. વળી પાર્લામેન્ટની સંમતિ સિવાય કંપનીનો ગવર્નર જનરલ કોઈ પણ દેશી રાજા સાથે સંધિ કે વિગ્રહ કરી શકે નહિ. કલકત્તાની કારોબારી સભાઓના સભ્યો ચાર હતા તે ઘટાડીને ત્રણ કર્યા અને મદ્રાસ અને મુંબઈના ગવર્નરને પણ સલાહ માટે એવી કારોબારી સભાઓ નિમી આપી. એ ઉપરાંત ગવર્નરજનરલ વગેરે ઉપરી અમલદાર ઈંગ્લાંડની સરકારે નિમવા એવું ઠર્યું. આ ધારા પ્રમાણેની વ્યવસ્થા ઈ. સ. ૧૮૫૮ સુધી રહી.

## લોર્ડ કૉર્નવૉલિસે દાખલ કરેલા સુધારા

લોર્ડ કૉર્નવૉલિસને ગવર્નરજનરલની સત્તા ઉપરાંત હિન્દના બ્રિટિશ લશ્કરના વડા સેનાધિપતિની કુલ સત્તા સોંપવામાં આવી હતી. વળી જરૂર પડે તો કારોબારી સભાના સભ્યોની બહુમતીને અવગણીને પણ કામ કરવાની ખાસ સત્તા આપવામાં આવી હતી. કૉર્નવૉલિસ ઈંગ્લાંડના પ્રધાનમંડળનો જાણીતો અને વિશ્વાસુ માણસ હતો. પોતાની કારકિર્દીના પહેલા ત્રણ વર્ષ દરમ્યાન એણે કંપનીની આંતરવ્યવસ્થાને લગતા સુધારા દાખલ કર્યા. કંપનીના અમલદારોને કાયમને માટે લાંચ અને બક્ષિસ લેતા અટકાવવા માટે તેણે એક સનંદી મુલ્કી નોકરીની યોજના ઘડી અને નોકરોનો પગાર વધાર્યો. વળી ઇન્સાફની અદાલતોમાં એણે સુધારાવધારા કર્યા. દીવાની અદાલતમાં હિન્દુ અને મુસલમાન કાયદા પ્રમાણે હિન્દુ શાસ્ત્રી અને મુસલમાન કાજીની મદદથી પ્રજાને અદલ ઇન્સાફ મળે એવી ગોઠવણ કરી. વળી ફોજદારી અદાલતમાં મુસલમાની કાયદો જ ચાલતો હતો તેમાં પણ કેટલાક સુધારા કર્યા. મોટાં મોટાં શહેરોમાં તો અંગ્રેજ ન્યાયાધીશો નિમી દીવાની અને ફોજદારી બન્ને કામ ચલાવવાનો તેમને અધિકાર આપ્યો. ન્યાય જલદી અપાય તે માટે ઢાકા, મુર્શિદાબાદ, કલકત્તા, અને પટણામાં ચાર મુખ્ય અદાલતો સ્થાપી. પાંચમી એક વરિષ્ટ અદાલત કલકત્તામાં હતી. જમીનદારોના હાથમાંથી ફોજદારી સત્તા લઈ લેવામાં આવી.

કૉર્નવૉલિસના સુધારાથી અંગ્રેજ અમલદારોને હિન્દમાં નોકરીથી પન કમાવાના રસ્તા ખુલ્લા થયા અને દેશીઓને ભાગે રાજ્યની નાની નાની જગાઓ જ રહી.

## કાયમી જમાબંદીનો નવો કાયદો

મુગલબાદશાહ અકબરના વખતમાં રાજા ટોડરમલે જમીનની માપણી કરી જમીનનો કસ કાઢી મહેસૂલનો ચોક્કસ આંકડો નક્કી કરી તે ઉઘરાવવાને જીલ્લાવાર દેશી અમલદારો નિમ્યા હતા. અમલદારો વંશપરંપરા મહેસૂલ ઉઘરાવવાનું કામ કરતા હતા. વખત જતાં તેમની સત્તા એટલી બધી વધી પડી કે તેઓ જમીનના માલીક જેટલી સત્તા ભોગવવા લાગ્યા અને પોતાને જમીનદારો કે રાજા કહેવડાવવા લાગ્યા. વૉરન હેસ્ટિંગ્સના વખતમાં એ જમીનદારોનો જમીન ઉપરનો કાયમી હક્ક લઈ લેવામાં આવ્યો. જમીન ઇજારે અપાતી તેમાં સૌથી વધારે પૈસા આપનારને અમુક વર્ષને પટે એ જમીન આપવામાં આવતી. પણ આ પદ્ધતિથી કંપનીને મહેસૂલની રકમ ઓછી ઉપજતી; કારણ કે ઇજારદારો જમીનની માલિકી નહિ ધરાવતા હોવાથી જમીનનો પાક વધારવા માટે કશો જ ખર્ચ કરતા નહિ; પાક ઓછો ઉતરે એટલે મહેસૂલ પણ ઓછી જ ભરાય. આ પદ્ધતિથી જમીનનો કસ દિવસે દિવસે ઘટવા લાગ્યો અને ખેડૂતોની સ્થિતિ પણ બગડતી ચાલી. લોર્ડ કૉર્નવૉલિસે આ સ્થિતિ સુધારવાને માટે કાયમી જમાબંદીની નવી પદ્ધતિ દાખલ કરી. (Permanent Revenue Settlement)

કૉર્નવૉલિસે જુના જમીનદારોને એમની જુની જમીન પાછી સોંપી; અને સરકારને ભરવામાં આવતી જમીનની મહેસૂલનો અમુક આંકડો કાયમને માટે નક્કી કર્યો. આ જાતુ જમાબંદીની રીત એણે પ્રથમ બંગાળા, બિહાર, અને ઓરિસામાં ૧૭૯૩માં દાખલ કરી. બે વર્ષ પછી બનારસમાં પણ એ દાખલ થઈ. આ પદ્ધતિ દાખલ કરવામાં કંપનીના

વહીવટદારોએ બહુ આનાકાની બતાવી છતાં સરજૉન શોર; પિટ્ અને નિયામક સભાની સંમતિ હોવાથી એણે તેમની દરકાર કરી નહિ અને મક્કમ રહ્યો.

### આ પદ્ધતિથી થતા લાભ

(૧) જમીનદારોને જમીન કાયમની મળી.

(૨) એથી જમીન સુધરી.

(૩) જમીનનો કસ વધવાથી પાક વધ્યો.

(૪) જમીનદારોનો એક સમૃદ્ધ અને કાયમને માટે સરકારનો વફાદાર વર્ગ ઉભો થયો.

(૫) દુષ્કાળ વખતે ખેડૂતોનાં દુઃખ મટાડવા સરકાર સાથે આ વર્ગ જોડાયો.

(૬) મહેસૂલ હમેશ માટે નક્કી થવાથી સરકારની કડાકૂટ મટી ગઈ.

### ગેરલાભ

આ પદ્ધતિથી એક રીતે સરકાર તેમજ ખેડૂત બન્નેને મોટું નુકસાન થયું. આગગાડી, નહેરો વગેરે સાધનોથી જમીન સુધરી છતાં સરકાર કર વધારી શકી નહિ. વળી આ યોજનામાં સરકારે જમીનદારો પાસેથી શો દર લેવો તે નક્કી કર્યું હતું પરંતુ જમીનદારોએ ખેડૂત પાસેથી શો દર લેવો તે નક્કી કર્યું ન હતું. તેથી જમીનદારો હમેશા ખેડૂતોને ત્રાસ આપતા અને તેમને ચૂસી લેતા. આનું પરિણામ એ આવ્યું કે જમીનદાર વર્ગ પ્રબલ થયો.

### ત્રીજો મ્હેસૂર વિગ્રહ

ઈ. સ. ૧૭૮૦ માં થએલ માંગલોરની સંધિ પછી મ્હૈસૂરના ટીપુ સુલતાને દક્ષિણમાં પોતાની સત્તા સર્વોપરી કરવાને માટે પ્રયત્ન

આદર્યો. ટીપુને દક્ષિણમાં મરાઠા, નિઝામ અને અંગ્રેજો મળી ત્રણ શત્રુઓ હતા. એ ત્રણે સત્તા નાબુદ થાય તો જ ટીપુ દક્ષિણ હિન્દમાં સર્વોપરી થઈ શકે. પોતાની આ મહેચ્છાનું સ્વપ્ન ખરૂં કરવા એણે ફ્રેન્ચોની મદદ માગી. ફ્રેન્ચોને સાધ્યા પછી તરતજ ટીપુ અંગ્રેજોના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ચઢાઈ લઈ ગયો. અંગ્રેજો પોતાના મિત્રનું રક્ષણ કરવા બંધાયેલા હતા. તેથી કૉર્નવૉલિસે ટીપુ સામે વિગ્રહ આરંભવાનો નિશ્ચય કર્યો. લોર્ડ કૉર્નવૉલિસ જાતે મદ્રાસ ગયો. તેણે બેંગલોર જીતી શ્રીરંગપટ્ટણ તરફ કૂચ કરી. અંગ્રેજોની મદદે મરાઠાઓ ને નિઝામ પણ આવી પહોંચ્યા એટલે કૉર્નવૉલિસે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. સર્વોપરી થવાની લાલચે લડાઈ કરવા જતા રાજ્ય ખોઈ બેસવાની ધાસ્તીથી ટીપુ તાબે થયો અને સંધિ કરી, ૧૭૯૩. હારેલા ટીપુને એનો ગર્વ ખંડિત થાય એટલી આકરી શરતો કરવી પડી. એ સંધિ પ્રમાણે એવું ઠર્યું કે ટીપુએ પોતાના રાજ્યનો અર્ધો મુલક આપવો, લડાઈના ખર્ચ પેટે ત્રણ કરોડ રૂપીઆ આપવા અને અંગ્રેજ કેદીને છૂટા કરવા. ઉપરાંત સંધિની શરતો બરાબર પાળવામાં આવે ત્યાં સુધી બાંહેધરીમાં તેના બે છોકરા અંગ્રેજને સોંપવા. આ સંધિને શ્રીરંગપટ્ટણની સંધિ કહે છે. પહેલી શરત મુજબ મલબાર, કુર્ગ, અને સાલેમ જીલ્લાનો થોડોક ભાગ અંગ્રેજોને મળ્યો. આ પ્રદેશોની વાર્ષિક આવક ચાળીસ લાખ રૂપીઆ હતી.

## બીજા બનાવો

ઈ. સ. ૧૭૯૩માં ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચે લડાઈ શરૂ થઈ. એના પરિણામે હિન્દુસ્તાનમાં પોન્ડીચરી અને બીજાં ફ્રેન્ચ સંસ્થાનો અંગ્રેજોએ જીતી લીધાં. તેજ સાલમાં (૧૭૯૩) કંપનીના પટાની મુદત પૂરી થવાથી બીજા વીસ વરસની મુદતનો વધારો કરી નવો પટો કરી આપવામાં આવ્યો; તેમાં આ વખતે બીજા અંગ્રેજ વેપારીઓને હિન્દમાં વેપાર કરવાની પરવાનગી આપવામાં આવી. ઇ. સ. ૧૭૯૩માં લોર્ડ કૉર્નવૉલિસ પોતાની ઉજ્જ્વળ કારકિર્દીથી માન પામી વિલાયત ગયો.

## ૪

## સર જૉન શોર

લોર્ડ કૉર્નવૉલિસ પછી કારોબારી સભાનો વડો સભ્ય અને કાયમી જમાબંધી દાખલ કરવામાં કૉર્નવૉલિસને પડખે રહી મદદ કરનાર સર જૉન શોર કંપનીનો ગવર્નરજનરલ નિમાયો. સર જૉન શોર કંપનીના વહીવટનો જાણકાર અને અનુભવી હતો. પિટ્ના કાયદા પ્રમાણે વર્તવાની હોંશ સર જૉન શોરના શાંતિપ્રિય સ્વભાવને બહુ અનુકૂળ પડી.

### નિઝામ અને ખરડાની લડાઈ

ઈ. સ. ૧૭૯૫માં મરાઠા અને નિઝામ વચ્ચે લડાઈ જાગી. નાના ફડનવીસની નિપુણ રાજનીતિના બળે તમામ મરાઠા સરદારો એકત્ર થઈ નિઝામ સામે ઉલટયા હતા. મરાઠાઓની પ્રબળ સત્તાની સામે બચાવ માટે નિઝામે અંગ્રેજોની મદદ માંગી પણ સર જૉન શોરે પિટ્ના કાયદાથી બંધાયલી નવી નીતિને વળગી રહી એ લડાઈમાં માથું મારવાની ચોખ્ખી ના પાડી. વળી ત્રીજા મ્હૈસૂર વિગ્રહ વખતે ટીપુ સામે થવામાં મરાઠા અને નિઝામ બન્ને અંગ્રેજોના મિત્ર તરીકે વર્ત્યા હતા. એથી કરીને બેમાંથી એકેયને મદદ ન જ આપી શકાય એવું પણ સર જૉન શોરને જણાયું. અંગ્રેજોની મદદ વિના નિઝામ એકલો મરાઠાઓ સામે ટક્કર ઝીલી શકયો નહિ. ખરડા મુકામે નિઝામની સજ્જડ હાર થઈ અને પોતાના રાજ્યનો કેટલોક મુલક મરાઠાઓને આપી દઈ નિઝામને એમની જોડે સંધિ કરવી પડી. અંગ્રેજો તરફથી મદદ ન મળવાથી નિઝામ અંગ્રેજો ઉપર ગુસ્સે થયો અને પોતાના રક્ષણ માટે રાખેલા અંગ્રેજ લશ્કરને કાઢી મૂકી એની જગાએ નિઝામે ફ્રેન્ચ લોકોને નોકરીમાં રાખ્યા.

### અયોધ્યાની વ્યવસ્થા

ઈ. સ. ૧૭૯૭માં અયોધ્યાનો નવાબ વઝીર અસફઉદ્દૌલા મરણ પામ્યો. એના વખતમાં અયોધ્યામાં પુષ્કળ અરાજકતા ચાલી રહી હતી.

મૂળ સ્વભાવે નબળો હોવાથી અને એની તિજોરીમાં નાણાં બીલકુલ નહિ હોવાથી લશ્કર ઉપર એનો કાબુ બહુ ઢીલો હતો. પોતાના હાથમાં રાજ્ય રાખી શક્યો એ પણ અંગ્રેજોની મદદને જ આભારી હતું. એના મૃત્યુ પછી સર જૉન શોરે વજીરઅલીને નવા નવાબ તરીકે સ્વીકાર્યો. પણ પાછળથી તપાસ કરતાં માલૂમ પડયું કે એ રાજ્યનો ખરો હકદાર નહોતો; તેથી સર જૉન શોરે જાતે લખનૌ જઈ એ બિનહકદાર વારસને પદભ્રષ્ટ કરી મરહુમ નવાબના ભાઈ સાદતઅલીને ગાદીએ બેસાડયો અને વજીરઅલીને વર્ષાસન બાંધી આપી કાશીમાં રાખ્યો. આ પ્રમાણે અયોધ્યાના રાજ્યની વ્યવસ્થા કરી સર જૉન શોર ૧૭૯૮ માં ઈંગ્લાંડ ગયો.

## સર જૉન શોરની રાજ્યનીતિનું પરિણામ

પોતાના શાંતિપ્રિય સ્વભાવને લઈને અને પિટ્ટના નવા ધારાની રૂએ દેશી રાજાઓના કજીયામાં માથું નહિ મારવાની અખત્યાર કરેલી રાજ્યનીતિથી સર જૉન શોરે કંપનીની સત્તાના તેજને ઝાંખું પાડયું. નિઝામ તો ખરડાની હાર પછી અંગ્રેજોના દુશ્મન જેવો થઈ પડયો. મરાઠાઓ અને ટીપુ સર જૉન શોરની આ રાજ્યનીતિથી વધારે નિરંકુશ બન્યા; કારણ અંગ્રેજ સત્તાનો ભય આ નવી રાજ્યનીતિથી લગભગ નહિ જેવો જ થઈ ગયો. દેશી રાજ્યોમાં એમ જ મનાવા લાગ્યું કે અંગ્રેજોનું જોર નબળું પડવા લાગ્યું છે. ટીપુ સુલતાને તો સર જૉન શોરની આ નબળાઈ જાણી લીધા પછી હિંદમાંથી અંગ્રેજોનું નામનિશાન નાબુદ કરવાને ખાનગી મસલતો ચલાવવા માંડી. ટીપુના એ પ્રયત્નોથી અફઘાનિસ્તાનનો અમીર ઝમાન શાહ ટીપુને મદદ દેવાને હિંદમાં લશ્કર લઈ દાખલ થયો અને લાહોરનો કબજો લીધો. પણ એવામાં એના રાજ્યપર ઈરાનીઓ ચઢી આવવાની ખબર મળ્યાથી એનેપાછું જવું પડયું.

# પ્રકરણ ૩ જું

## ૧

## કંપનીની સત્તામાં વધારો

### માર્ક્વિસ વેલેસ્લી ઈ. સ. ૧૭૯૮–૧૮૦૫

પિટ્ની રાજ્યનીતિ વ્યવહારમાં મૂકવા જતાં ખોટનોજ સોદો હતો એવી ખાત્રી કંપનીને સર જૉન શોરના વખતમાંજ થઇ હતી. એ નબળી રાજ્યનીતિને પડતી મૂકાય તોજ કંપનીની સત્તાનું દેવાળું ફૂંકાતું બચી જાય. એ સંજોગોમાં હિંદમાં કંપનીની સત્તાને સર્વોપરી બનાવે એવો ગવર્નરજનરલ નિમવાની જરૂર હતી. તેથી તેઓએ માર્ક્વિસ વેલેસ્લીની નિમણૂક કરી. હિન્દમાં આવ્યો ત્યારે એની ઉમર ૩૭ વરસની હતી. આ પહેલાં એણે કંપનીની નિયામક સભાના સભ્ય તરીકે ચાર વર્ષ સુધી કામ કર્યું હતું; એટલે કંપનીના હિંદી વહીવટથી એ ઘણો જાણીતો થઈ ગયો હતો. વળી એ પોતે ઇંગ્લાંડના વડા પ્રધાન પિટ્ની બાહોશ રાજ્યનીતિથી પણ માહિતગાર હતો. એનો નાનો ભાઈ આર્થર વેલેસ્લી મદ્રાસમાં કંપનીના લશ્કરમાં હતો.

### સહાયકારક યોજના

સર જૉન શોરની નબળી રાજ્યનીતિથી કંપનીને ઘણું નુકસાન થયું. તેથી વેલેસ્લીએ જુદીજ નીતિ સ્વીકારવાનો નિશ્ચય કર્યો. ઇંગ્લાંડનો વડો પ્રધાન પિટ્ તે વખતે એક યોજના ઘડી કાઢી સારા યૂરોપને ધ્રુજાવનાર વીર નેપોલિયનથી ઇંગ્લાંડનો બચાવ કરી રહ્યો હતો. એ યોજનાથી પિટ્ યૂરોપનાં બીજાં રાજ્યોને ઇંગ્લાંડની તિજોરીમાંથી પૈસા આપી નેપોલિયન સામે લડવાને ઉભાં રાખતો. ઇંગ્લાંડના પૈસા અને બીજાં રાજ્યોનાં લશ્કર એમ ઘડ બેસાડી પિટ્ નેપોલિયનને હંફાવી રહ્યો હતો. વેલેસ્લીએ પણ કંપનીની સત્તા હિન્દુસ્તાનમાં સર્વોપરી કરવા માટે યોજના

ઘડી કાઢી. આ યોજના નીચે પ્રમાણે હતીઃ—જે દેશીરાજા આ યોજનામાં જોડાય તેને કંપનીનું ઉપરીપણું સ્વીકારવું; દેશીરાજાએ કંપનીની સંમતિ વિના કોઈ સાથે સંધિ કે વિગ્રહ કરવાં નહિ; વધુમાં દેશીરાજાએ પોતાના રાજ્યમાં ફ્રેન્ચોને નોકર રાખવા નહિ; એ ઉપરાંત રાજાએ પોતાના રક્ષણ માટે એક અંગ્રેજી લસ્કર રાખવું અને એ લસ્કરના ખર્ચ પેટે તેટલી ઉપજનો મુલક અંગ્રેજને સોંપવો. આના બદલામાં કંપની સદરહુ દેશીરાજાનું રક્ષણ કરવાનું વચન આપતી. આ યોજના સહાયકારક યોજનાને નામે પ્રસિદ્ધ થઈ. એમાં પ્રથમ હૈદરાબાદનો નિઝામ જોડાયો; એણે પોતાની નોકરીમાંથી ફ્રેન્ચ લસ્કરને રજા આપી છ હજાર અંગ્રેજ સિપાઈઓને પોતાના રાજ્યમાં રાખવાનું કબૂલ કર્યું. લોર્ડ વેલેસ્લીએ ટીપુને પણ આ યોજનામાં ભળવાનું લખ્યું; પણ તેમ કરવાથી પોતાને હિણપદ લાગે તેથી તેણે તો ચોખ્ખી ના પાડી દીધી.

## ચોથો મ્હૈસૂર વિગ્રહ

જ્યારે વેલેસ્લી પોતાની સહાયકારક યોજનાની જાળમાં દેશીરાજાઓને સપડાવવાનો પ્રયાસ કરી રહ્યો હતો, ત્યારે ટીપુ અંગ્રેજોને હિન્દમાંથી હાંકી મૂકવા ગુપ્ત પ્રયત્નો કર્યા કરતો હતો. મોરીશિયસના ફ્રેન્ચ ગવર્નરને પોતાની મદદે તેડાવવા એણે લખ્યું હતું. વળી નેપોલિયન બોનાપાર્ટ પણ મિસર સુધી આવેલો છે એ વાતની ખબર પડતાં વેલેસ્લીને જણાયું કે ટીપુ સાથે લડાઈ કર્યા વગર છૂટકો નથી. એ ઉપરથી વેલેસ્લી જાતે એક મોટું લસ્કર લઈ મદ્રાસ આવ્યો અને લોર્ડ હેરિસને સેનાનાયક નિમી અઢાર હજાર માણસનું લસ્કર આપી ટીપુ સામે મોકલ્યો. રસ્તામાં નિઝામ તરફથી પણ સોળ હજાર માણસની મદદ મળી. બીજું એક લસ્કર મુંબઈથી જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે ટીપુ સામે આવવા છૂટયું. અંગ્રેજ સૈન્યની આ બધી હીલચાલની ટીપુને જાણ થતાં પ્રથમ તે મુંબઈથી આવતા લસ્કરની સામે ગયો પણ હાર્યો. ત્યાંથી પાછો ફરી ટીપુ મદ્રાસથી આવતા લસ્કર

તરફ ધસ્યો પણ કમનસીબે ત્યાં પણ તેની હાર થઈ. પછી તો ગભરાઈને ટીપુ શ્રીરંગપટ્ટણમાં ભરાઈ ગયો. અંગ્રેજ લશ્કરે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. હવે તો ટીપુ ખરી મુઝવણમાં આવી પડ્યો. શું કરવું તે એને સુઝ્યું નહિ ત્યારે મરણીઓ થઈ દુશ્મન સામે લડવાનો નિશ્ચય કરી તે બહાર નીકળ્યો. તેનું લશ્કર બહુ બહાદુરીથી લડ્યું. ટીપુએ પોતે પણ લડતાં લડતાં પ્રાણ ખોયો. ટીપુના બન્ને છોકરાઓને વર્ષાસન બાંધી આપી મ્હૈસૂરના જૂના હિન્દુ રાજાના ખરા વારસને ગાદીએ બેસાડવામાં આવ્યો, ઈ. સ. ૧૭૯૯. તેની પાસે પણ સહાયકારી યોજના સ્વીકારાવી. એ નવો રાજા સગીર હોવાથી પૂર્ણીઆ નામનો પ્રધાન મ્હૈસૂરનો રાજ્યકારભાર ચલાવતો હતો; પણ રાજા પાછળથી કુછંદી નીવડ્યો અને રૈયતપર જુલમ ગુજારવા લાગ્યો, તેથી તેને ઈ. સ. ૧૮૩૧માં પદભ્રષ્ટ કરી વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. ત્યારપછી અંગ્રેજ સરકારે પદભ્રષ્ટ થએલા રાજાના દત્તકપુત્ર આમરાજેન્દ્રને રાજ્ય સોંપ્યું. વેલેસ્લીની આ જીતની ઇંગ્લાંડમાં ભારે છાપ પડી. તેથી હર્ષમાં આવી જઈ ઇંગ્લાંડની સરકારે વેલેસ્લીને માર્ક્વિસનો ખિતાબ આપ્યો. કંપનીએ પણ તેને વીશ વરસ સુધી ૫૦૦૦ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપ્યું.

## કર્ણાટક અને તંજાવર ખાલસા થાય છે

કર્ણાટકના નવાબ મહમદઅલીના મરણ પછી તેનો પુત્ર ઉમદત-ઉલ-ઉમરા નવાબ થયો; ઈ. સ. ૧૭૯૫. એ નવો નવાબ ટીપુ સુલતાન સાથે મૈત્રી રાખી ખટપટ કર્યા કરતો હતો એવું માલમ પડવાથી વેલેસ્લીએ એને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો; પણ એવામાં એ નવાબ ૧૮૦૧માં મરણ પામ્યો. એની પછી એના પુત્રને વર્ષાસન લઈને રાજ્ય છોડી દેવા વેલેસ્લીએ સમજાવ્યો પણ તેણે તે માન્યું નહિ. આખરે તેના એક ભત્રીજાએ વચમાં પડી તે શરત કબૂલ કરાવી; અને કર્ણાટક કંપનીએ ખાલસા કર્યું. તંજાવરની ગાદીની પણ એવી વ્યવસ્થા કરવામાં આવી. આ રીતે તમામ દક્ષિણ હિન્દ કંપનીની સત્તા નીચે આવ્યું.

## અયોધ્યા

વેલેસ્લીના વખતમાં અફઘાન સરદાર ઝમાનશાહ હિન્દમાં આવે એવો ભય રહેતો હતો. તેથી અયોધ્યાના નવાબની આનાકાની છતાં તેને અંગ્રેજ લશ્કર રાખવાની ફરજ પાડી અને તેના બદલામાં તેની પાસેથી દોઆબ અને રોહિલખંડ મેળવ્યા, ૧૮૦૧.

## વેલેસ્લીની કારકિર્દી

કંપનીની સત્તાને હિન્દમાં સર્વોપરી બનાવવી એવા ઇરાદા સાથે જ એણે હિન્દમાં પગ મૂક્યો હતો. તેથી એણે પોતાની સહાયકારી યોજના અમલમાં મૂકી. આ પદ્ધતિથી એ દેશી રાજાઓને એક પછી એક કંપનીના શરણ નીચે લાવતો ગયો. એણે કંપનીના નોકરોને દેશી ભાષાનું અને કાયદાનું શિક્ષણ આપવા કલકત્તામાં એક પાઠશાળા સ્થાપી. એના વખતમાં કંપનીના રાજ્યનો ઘણો વધારો થયો. દક્ષિણે કોમોરિન ભૂશિરથી ઉત્તરે કૃષ્ણા અને ગોદાવરી સુધી અને પશ્ચિમે મલબાર કિનારાથી પૂર્વે કોરોમાંડલ કિનારા સુધી કંપનીની સત્તા પહોંચી. ઉત્તર હિન્દમાં પણ અયોધ્યાના નવાબ પાસેથી દોઆબ અને રોહિલખંડ પડાવ્યા. આ ઉપરાંત નિઝામ, પેશવા, ભોંસલે, સિંધીઆ, અને ગાયકવાડ જેવી સત્તાઓએ પણ કંપનીનું ઉપરીપણું સ્વીકાર્યું.

૨

## લૉર્ડ કૉર્નવૉલિસ

લૉર્ડ વેલેસ્લીની સહાયકારી રાજ્યનીતિથી અંગ્રેજ સત્તાનો દોર હિન્દમાં જામવા લાગ્યો; પરંતુ કંપનીનો વેપાર મોળો પડવા લાગ્યો. કંપનીના ભાગીદારોને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે એક દિવસે કંપનીની

રાજકીય સતા સારા હિન્દ ઉપર જામશે. આથી જ્યારે વેલેસ્લીની રાજ્યનીતિ નુકસાનકારક જણાઈ ત્યારે કંપનીએ લૉર્ડ કોર્નવૉલિસને કંપનીના વેપારને સુરક્ષિત કરવા મોકલ્યો. કૉર્નવૉલિસને ચોખ્ખે ચોખ્ખુ કહેવામાં આવ્યું કે તમારે દેશી રાજ્યોના વિગ્રહમાં મુદ્દલે પડવું નહિ. ફક્ત કંપનીની રાજકીય સત્તાનું સંરક્ષણ કરવું અને વેપારની ખીલવણી કરવી. આ ફરમાનને વધાવી લઇ લૉર્ડ કૉર્નવૉલિસ ઈ. સ. ૧૮૦૫ના જુલાઇની આખર તારીખે હિન્દમાં આવ્યો. આ વખતે એની ઉમર ૬૭ વર્ષની હતી. તબિયત પણ જેવી જોઇએ તેવી નહોતી; છતાં હિન્દમાં પગ મૂકવાની સાથે જ તેણે પોતાની રાજ્યનીતિ જાહેર કરી દીધી. આ રાજ્યનીતિ અમલમાં મૂકવામાં એની સભાના સભ્ય સર જ્યોર્જ બાર્લોએ એને ઘણી મદદ કરી; પરંતુ ઇશ્વરે જુદું જ નિર્માણ કરવા ધાર્યું હશે તેથી કે પછી કૉર્નવૉલિસની નાદુરસ્ત તબિયત હતી તેથી એ જ વર્ષમાં લૉર્ડ કૉર્નવૉલિસે ગાઝીપુર મુકામે પ્રાણ છોડયા.

## ૩

## સર જ્યોર્જ બાર્લો

નવો ગવર્નરજનરલ ઇંગ્લાંડથી નિમાઈ આવે ત્યાં સુધી સર જ્યોર્જ બાર્લોએ ગવર્નરજનરલ તરીકે કાર્ય કર્યું; બાર્લો બધી રીતે કૉર્નવૉલિસના મતનો જ હતો; છતાં જ્યારે કંપનીના વહીવટદારોએ સર જ્યોર્જ બાર્લોને વસઇના કોલકરાર રદ કરવાનું સૂચવ્યું ત્યારે બાર્લોને એ રુચ્યું નહિ. બંધાયલા પેશવાને છૂટો મૂકવો અને એમ કરી આખી મરાઠી સત્તાને નિરંકુશ કરી દેવી એ એને પોતાને જ હાથે પોતાના પગમાં કુહાડો મારવા બરોબર લાગ્યું. એ જાણતો હતો કે મરાઠાઓ નિરંકુશ રહે તો કંપનીની સત્તાને હાની પહોંચાડે, તેથી બાર્લોએ વસઇના કોલકરાર રદ કરવાનું નાકબૂલ કર્યું.

## વેલોરનું બંડ

સર જ્યોર્જ બાર્લોની ટૂંક કારકિર્દી વેલોરમાં થયેલ બંડને લીધે વધારે જાણીતી થઈ છે. વેલોર મદ્રાસ ઇલાકામાં આવેલું એક શહેર છે. ટીપુ સુલતાનને હરાવી એનું રાજ્ય ખાલસા કર્યા પછી એના બે પુત્રોને અંગ્રેજોએ આ વેલોરના કિલ્લામાં રાખ્યા હતા. અહીં ટીપુના પુત્રોને વૈભવના સઘળાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં એટલું જ નહિ પરંતુ એક પરાજીત થયેલા શહેનશાહના પુત્રોને છાજે એટલી છૂટ આપવામાં આવી હતી. ૧૮૦૦ માણસો તો એમની તહેનાતમાં રાત દિવસ હાજર રહેતા. ઉપરાંત ત્રણ હજાર જેટલા માણસો વેલોરમાં એમના ખાનગી આશ્રય નીચે આવીને રહ્યા હતા. આ પ્રમાણે ભેગા થએલા માણસો અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ ફેલાવે એ સ્વાભાવિક હતું. એવામાં જ મદ્રાસની સરકારે લશ્કરમાં થોડાક સુધારાઓ દાખલ કર્યા. એ સુધારા પ્રમાણે અમુક નવી તરેહની જ પાઘડી બાંધવાનું અને અમુક તરેહની જ દાઢી રાખવા વગેરેના ફરમાન છૂટયા. મૂળે લશ્કરના માણસો અભણ તો ખરા જ એટલે આવા સુધારાઓને તેઓ એકદમ વધાવી લે એ એમના રૂઢીરક્ષક સ્વભાવ માટે અશક્ય હતું. સ્વાભાવિક અસંતોષ થયેલો અને એમાં પેલા વેલોરમાં રહેતા ટીપુના પુત્રોના આશ્રય નીચેના માણસોએ બળતામાં ઘી હોમ્યું. તેઓએ એવો જ કોઈ ગપ્પો ઉડાવ્યો કે એ પ્રમાણે લશ્કરના માણસોને ધીમે ધીમે ખ્રિસ્તી બનાવી દેવાનો જ આ બધો પ્રપંચ રચાયો છે. લશ્કરના અભણ અને ધોકાપંથી માણસોએ એ ગપને ખરી ગણી બળવો જગાવ્યો; અને ૧૧૩ અંગ્રેજોને કતલ કર્યા. આ બળવાને તાબડતોબ શાંત પાડી દેવા માટે કર્નલ ગિલેસ્પી મારતે ઘોડે આર્કટથી વેલોર આવ્યો અને સમયોચિત બહાદુરીથી બળવાને શાંત કર્યો. ટીપુના બન્ને પુત્રોનો આ બળવામાં હાથ હતો એમ લાગવાથી તેઓને વેલોરમાંથી કલકત્તે મોકલાવી દીધા અને મદ્રાસના ગવર્નર લૉર્ડ બેન્ટિન્કને ઠપકો આપી પાછો બોલાવી લીધો.

૪

# લૉર્ડ મિન્ટો

## ત્રાવણકોરનો બંદોબસ્ત

વેલોરનું બંડ શમ્યા પછી તરત જ નવો ગવર્નરજનરલ લોર્ડ મિન્ટો હિન્દમાં આવ્યો. એની ઇચ્છા પણ કંપનીને દેશીરાજ્યો સાથે વિગ્રહમાં પડવા ન દેવાની હતી; પરંતુ અનુભવથી એને તરત જ જણાયું કે કંપની એવી તો દેશીરાજ્યો વચ્ચે ગૂંચવાઈ ગયેલી હતી કે એને વખત આવ્યે એ દેશીરાજ્યોમાં માથું માર્યા વિના ચાલે તેમ જ ન હતું. ઈ. સ. ૧૮૦૮ માં હિન્દના દક્ષિણ છેડે આવેલ ત્રાવણકોરના રાજ્યના પ્રધાને બળવો જગાવ્યો. તેણે ૩૩ અંગ્રેજ સિપાહીઓ અને એક અંગ્રેજ ડૉક્ટરને મારી નાખ્યા; આ બંડની ખબર પડી કે તરત જ એક લશ્કરી પલટણ ત્યાં મોકલવામાં આવી ને હુલ્લડ શમાવી દેવામાં આવ્યું. પ્રધાને આપઘાત કર્યો અને એના ભાઈને ફાંસી દેવામાં આવી. ત્રાવણકોરનું રાજ્ય છેક હાલહવાલ થઈ ગયું હતું; એથી અંગ્રેજોએ પાંચ વર્ષ એ રાજ્ય પોતાની સત્તા અને દેખરેખ નીચે રાખ્યું ને ઈ. સ. ૧૮૧૩માં રાજાને પાછું સોંપ્યું.

## બુંદેલખંડ અને નાગપૂરની વ્યવસ્થા.

બુંદેલખંડમાં અવ્યવસ્થા અને અરાજકતાએ ઘર ઘાલ્યું હતું. ઠેર ઠેર હુલ્લડી સરદારોનું રાજ્ય હતું. તેઓ લોકોને પજવીને કર ઉઘરાવતા. તેથી મિન્ટોએ એક લશ્કર મોકલ્યું. એ લશ્કરે કલિંજર અને અજયગઢ નામના બે કિલ્લાઓ જીતી લીધા. કિલ્લાઓ પડતાં, હુલ્લડી સરદારો વશ થયા. વળી એ જ અરસામાં લૂંટારાઓનો સરદાર અમીરખાં નાગપૂરના રાજાને પજવતો હતો. નાગપૂરના રાજાએ લૉર્ડ મિન્ટોની મદદ માગી. મિન્ટોએ લશ્કર મોકલી અમીરખાંને હાંકી કાઢ્યો.

## શીખ સરદાર રણજીતસિંહ



"પંજાબનો સિંહ"
( રણજીતસિંહ ).

લૉર્ડ મિન્ટોના સમયમાં શીખ સરદાર રણજીતસિંહ પ્રસિદ્ધિમાં આવ્યો. રણજીતસિંહ વિષે માહિતી આપવા પહેલાં શીખ લોકોનો ટુંક ઇતિહાસ જાણવાની જરૂર છે. પંદરમાં સૈકામાં ગુરૂ નાનકે શીખ સંપ્રદાય સ્થાપ્યો. શીખોના દશમા ગુરૂ ગોવિન્દના મરણ પછી શીખ લોકોનો નાયક બંદા થયો. તેણે પંજાબમાં મોટી ખટપટ ઉભી કરી એ વખતે મુગલસામ્રાજ્ય પડતી દશામાં હતું. તેથી બંદાએ મુસલમાનોની મસજીદ તોડવાનો અને તેમની કતલ કરવાનો સપાટો ચલાવ્યો. છેવટે બંદા અને એના સાથીઓ પકડાયા અને મુગલ બાદશાહ બહાદુરશાહે તેમને મારી નખાવ્યા. ત્યાર પછી પણ શીખ લોકોનું બળ વધતું જ ચાલ્યું. મુસલમાન બાદશાહોએ શીખ લોકોને નાબૂદ કરવા ઘણા પ્રયત્ન કર્યા પણ તે સફળ થયા નહિ. તેઓએ દશ દશ હજારની અગીયાર ટુકડીઓ કરી અને પોતાનાં રહેઠાણનાં અગીયાર મથકો સ્થાપ્યાં. ટુકડીના આગેવાનો તે મથકોના સરદાર બન્યા. હાલનાં પતિઆલા, કપુરથલા, વગેરે સંસ્થાનો તેઓથી જ ઉદય પામ્યાં છે. ચતરસિંહ એ એવા જ એક મથકનો સરદાર હતો. તેના પછી આવનાર એનો પુત્ર રણજીતસિંહ ઘણો બહાદુર અને શૂરો હતો. આખો પંજાબ પ્રાંત કટકે કટકે જીતી

લઇ તે પંજાબનો રાજા થયો. એના છત્ર તળે બીજા શીખ સરદારો પણ એકત્ર થયા. એની ખ્યાતિ ઇતિહાસમાં "પંજાબના સિંહ" તરીકે વિખ્યાત છે. એ ખરેખર સિંહ જેવો બહાદુર હતો. એનો ડાબો હાથ તથા પગ રહી ગયા હતા, છતાં જ્યારે તે ઘોડે પલાણ નાખતો ત્યારે એક ખડતલ જુવાન જેવો ભાસતો. એણે પોતાના રાજ્યમાંથી અફઘાનોને હાંકી કાઢી કાશ્મિર, મુલતાન, વગેરે પ્રાન્તો જીતી લીધા. વળી એણે પોતાના લશ્કરને યૂરોપીય ઢબે ઉત્તમ તાલીમ આપી હતી. સર જ્યોર્જ બાર્લોની તટસ્થ રાજ્યનીતિથી એને પોતાના રાજ્યની હદ અને સત્તા વધારવામાં બહુ અનુકૂળતા મળી હતી. પણ જ્યારે લોર્ડ મિન્ટોના વખતમાં રણજીતસિંહે પતિઆલા અને પાસેના મુલક ઉપર હુમલો કર્યો ત્યારે એ મુલકના સરદારોએ અંગ્રેજોની મદદ માગી. આ ઉપરથી લોર્ડ મિન્ટોએ મેટ્કાફને પંજાબમાં મોકલ્યો. એણે રણજીત સાથે અમૃતસર મુકામે સંધિ કરી. તેની મુખ્ય શરતો નીચે મુજબ હતી:– સતલજ નદીની દક્ષિણે આવેલાં રાજ્યો ઉપર રણજીતસિંહે હુમલો કરવો નહિ અને અંગ્રેજો સાથે મૈત્રી રાખવી.* આ કરાર રણજીતસિંહે, પોતે જીવ્યો ત્યાં સુધી પાળ્યા અને પોતાની જિંદગી સુધી અંગ્રેજોના વિશ્વાસુ મિત્ર તરીકે વર્ત્યો. તેના મરણ પછી શીખ લોકોમાં સારો આગેવાન ન હોવાથી તેઓએ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવ્યું.

### બીજા રાજાઓ સાથે કરેલા કરાર

બરોબર આજ વખતે યૂરોપમાં ઇંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચે જબરી લડાઈ સળગી ઉઠી. આ ઉપરથી લૉર્ડ મિન્ટોને લાગ્યું કે કદાચ ફ્રેન્ચ લોકો અફઘાનિસ્તાન વગેરે ઉત્તર તરફનાં રાજ્યો સાથે સંધિ કરી

*આ તહથી કંપનીને બેવડો લાભ થયો. સતલજ નદીની દક્ષિણે આવેલાં શીખ રાજ્યો કંપનીના રક્ષણ હેઠળ જવાથી રણજીતની શીખસામ્રાજ્ય સ્થાપવાની નેમ ઉંધી વળી. આવું સામ્રાજ્ય કદાચ કંપનીને પણ ભારે પડત. વળી કંપનીને વાયવ્ય સરહદ તરફની ચિંતા કમી થઈ કારણ કે શીખ જેવી લડાયક પ્રજાના વસવાટથી એ સુરક્ષિત રહી.

હિન્દ ઉપર ચઢી આવે; તેથી કાબુલ, સિંધ અને ઇરાનના રાજ્યકર્ત્તાઓ પાસે એણે પોતાના એલચીઓ મોકલ્યા. તેમના પ્રયાસથી ફ્રેન્ચો સાથે સંબંધ ન રાખવાનું દરેક રાજ્યે કબૂલ કર્યું.

## કૃષ્ણાકુમારીની કરૂણ કથા

આ તટસ્થવૃત્તિથી એક કરૂણ કથની રજપૂતાનામાં બનવા પામી. ઉદેપુરના રાણાની કૃષ્ણાકુમારી નામની એક રૂપવતી અને લાવણ્યવતી કન્યાનો વિવાહ જોધપુરના રાજા ભીમસિંહ સાથે નક્કી થયો; પરંતુ કમનસીબે તે લગ્ન પહેલાં મરણ પામ્યો. પાછળથી જયપુરના રાજા જગતસિંહે તે કુંવરીની માગણી કરી. બીજી બાજુ જોધપુરની ગાદીએ આવનાર માનસિંહે પણ એનું માગું કર્યું. પરંતુ માનસિંહની માગણી થઈ તે પહેલાં જગતસિંહે એ કન્યાનું માગું કર્યું હતું; તેથી જ્યારે એને માનસિંહની ઉદ્ધત માગણીની જાણ થઈ ત્યારે માનસિંહે મારૂં અપમાન કર્યું એમ એને લાગ્યું. આથી જગતસિંહે સિંધીઆની અને લૂંટારાઓના સરદાર અમીરખાંની મદદ માગી. લડાઈ થઈ તેમાં માનસિંહ હાર્યો; પણ એ હારેલા રાજાએ અમીરખાંને મોટી લાંચ આપી પોતાના પક્ષમાં લીધા. પછી અમીરખાં માનસિંહના કહેવાથી ઉદેપુરના રાણાનો મુલક લૂંટવા લાગ્યો; એ લૂંટારાના વધતા ત્રાસને અટકાવવા રાણાએ અંગ્રેજોની મદદ માગી; લૉર્ડ મિન્ટોએ મદદ આપી નહિ. તેથી રાણાને અમીરખાં સાથે સમજુતી કરવી પડી. અમીરખાંએ રાણાને એવો દમ ભીડાવ્યો કે જ્યાં સુધી કુંવરી જીવતી છે ત્યાંસુધી હરેક ઉપાયે હું એને જબરદસ્તીથી માનસિંહ પાસે લઈ જઈશ; પણ જો એને મારી નાખવામાં આવે તો જ તમે સ્વસ્થ થઈ બેસી શકશો. આ સતાવણીથી આખરે રાણાની બ્હેને પોતાની લાડકી ભત્રીજીને પોતાના હાથે જ ઝેર આપ્યું ને કહ્યું "બેટા, આ પી જઈ ઉદેપુરના રાજ્યની આબરૂ રાખ." કૃષ્ણાકુમારીએ ગરીબ ગાયની નમ્રતાથી પોતાનું ડોકું નમાવ્યું ને એક

ખરી રજપૂતાણીની હિંમતથી જરાયે આંચકો ખાધા વિના તે ઝેરનું પ્યાલું પી ગઈ. મરતાં મરતાં બોલી, "હે ઇશ્વર, તું મારા પિતાને અને મેવાડને સલામત રાખજે." આ કરૂણ બીના ઈ. સ. ૧૮૧૦માં બની.

### કંપનીનો નવો પટો

ઈ. સ. ૧૮૧૩માં કંપનીને મળેલો વીશ વર્ષનો પટો પૂરો થયો. તેથી બીજાં વીશ વર્ષનો પટો ઇંગ્લાંડની સરકારે કરી આપ્યો. આ નવા પટાની રૂએ વેપાર કરવાનો ઇજારો રદ કરવામા આવ્યો, બીજા વેપારીઓને પણ હિન્દમાં વેપાર કરવાની છૂટ મળી. ફક્ત ચીન સાથેના કંપનીના વેપારનો ઇજારો કાયમ રહ્યો.

૫

## માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૮૧૩–૧૮૨૩

### માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ

લૉર્ડ મિન્ટોની વિદાયગીરી પછી લૉર્ડ મોઇરા આવ્યો. લૉર્ડ મોઇરા ઇતિહાસમાં માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ તરીકે જાણીતો છે. હિન્દમાં આવ્યા પહેલાં આ ગવર્નરજનરલે ઘણાં વર્ષો સુધી મુલ્કી અને લશ્કરી ખાતામાં સેવા કરી હતી. કૉર્નવૉલિસ અને મિન્ટોની માફક એણે પણ તટસ્થ-વૃત્તિ જ જાળવવાના મનોરથો બાંધી રાખ્યા હતા. પરંતુ એ મનોરથો પ્રમાણે રાજ્યતંત્ર નહિ ચલાવી શકાય એવું ભાન એને હિન્દમાં આવ્યા પછી તરત જ થયું. એ હિન્દમાં આવ્યો ત્યારે કંપની સરકારના રાજ્યનો બંદોબસ્ત ઠીકઠીક જામી ગયો હતો; છતાં એ બંદોબસ્તમાં કેટલાંક છિદ્રો એવાં રહી ગયાં હતાં કે એ પૂરવાને એને યુદ્ધ કરવું પડયું.

### નેપાળના ગુરખાઓ

હેસ્ટિંગ્સ હિન્દમાં આવ્યો ત્યારે નેપાળના ગુરખાઓનું જોર વધ્યું જતું હતું. આ ગુરખાઓ મૂળે રજપૂત છે. કોઈ આફત સમયે મૂળ

વતન છોડી નેપાળની પહાડી ભૂમિમાં આશ્રય લીધો હોય એમ જણાય છે. આત્મરક્ષણને કારણે નાસીને નેપાળમાં ભરાયેલી એ જાતિમાં નેપાળની જંગલી પ્રજાને હાલહવાલ કરી નાખવાની તાકાત હતી. એ તાકાતના બળે નેપાળમાં એ પ્રજાએ થાણું જમાવ્યું. ગુરખાઓ શરીરે ઠીંગણા પણ કસાયલા હોય છે; લડાયક જુસ્સો તો એમને વારસામાંથી જ મળેલો હોય છે. કોઈ પણ ગુરખો લડાઇથી કાયર થાય એવું ભાગ્યે જ માલમ પડશે. એ મર્દના બચ્ચાઓ માથાને હાથમાં લઈને જ ફરે છે. મોતથી એ ડરતા નથી. આ શૂરી પ્રજા આગળ ને આગળ ધસી આવતી હતી. વળી નેપાળની સરહદ અને કંપનીની સરહદ એકમેકને અડીને આવી રહી હતી. આથી ગુરખાઓ અવારનવાર કંપનીની સરહદમાં ધૃસી જઈ અંગ્રેજ પ્રજાને રંજાડતા. લોર્ડ મિન્ટોએ એમને દાબી દેવાનો વિચાર કર્યો. પરંતુ એનો ઘણો વખત પશ્ચિમની સરહદ ઉપરનો બંદોબસ્ત કરવામાં જવાથી એ કાર્ય હાથ ધરી શકયો નહિ. એ અધૂરૂં રહી ગયેલું કામ હેસ્ટિંગ્સને માથે આવ્યું. ઈ. સ. ૧૮૧૪માં ગુરખાઓએ કંપનીની સરહદ ઉપર હુમલો કર્યો અને કેટલાંક ગામોનો કબજો લીધો. હેસ્ટિંગ્સે ગુરખાઓને, જીતેલાં ગામો પાછાં આપી દેવા કહેવડાવ્યું; પણ એવી ખાલી ધમકીને ગુરખાઓ જેવી લડાયક પ્રજા પત કરે તેમ હતું જ નહિ. આખરે હેસ્ટિંગ્સે જોયું કે ગુરખાઓ જોડે લડી લીધા વિના છૂટકો જ નથી એટલે તેણે લડાઇ જાહેર કરી, ઈ. સ. ૧૮૧૪.

## ગુરખાઓની હાર અને સિગોલીની સુલેહ

ગુરખાઓ એકદમ અંગ્રેજ લશ્કરને ગાંઠી જાય એવા નથી એ હેસ્ટિંગ્સ સારી રીતે જાણતો હતો; તેથી એમને સજ્જડ હાર આપવાના નિશ્ચયથી તેણે એકી સાથે ચાર લશ્કરો ચાર જુદી જુદી દિશાએથી નેપાળ ઉપર મોકલ્યાં. મુલક બહુ પહાડી અને અજાણ્યો હતો; એથી અંગ્રેજ લશ્કરને એ મુલકમાં પેસતાં ભારે વિટંબણા વેઠવી પડી. ચારમાંથી ત્રણ લશ્કર તો હાર ખાઇને પાછાં આવ્યાં. પણ ચોથું લશ્કર વિજયથી

રસ્તો કાપ્યે જતું હતું. એ લશ્કર નેપાળની પશ્ચિમ સરહદ ઉપરથી દાખલ થયું. એનો ઉપરી ઑક્ટરલોની નામનો સમર્થ સરદાર હતો. રસ્તામાં કાંઇ કાંઈ ડુંગરોની હારો અને ખીણો ઓળંગતું અને ગુરખાઓને ઠેર ઠેર હરાવતું એ લશ્કર રાજ્યધાની ખટમંડુ તરફ કૂચ કર્યે જતું હતું. ગુરખાઓ પણ અંગ્રેજ સેનાની જીતથી ગભરાવા લાગ્યા; પરંતુ દુશ્મનને નમતું આપવું કે નામોશી ભરેલી સલાહ કરવી એ એમના સ્વભાવ વિરુદ્ધ હતું; તેથી ગુરખાઓ અંત સુધી લડયા. ગુરખા સરદાર અમરસિંહ હાર્યો અને અંગ્રેજ લશ્કર ઠેઠ ખટમંડુ સુધી આવી પહોંચ્યું. હવે ગુરખાઓએ જોયું કે રાજ્ય બચાવવું હોય તો ગમે તેવી પણ સુલેહ કર્યા વિના આરો નથી. તેથી તેમણે ઇ. સ. ૧૮૧૬ માં સિગોલી મુકામે સુલેહ કરી. એ સંધિના કરાર પ્રમાણે કુમાઉન અને તિરાઈ પ્રાંતો કંપની સરકારને આપી દેવાનું અને ખટમંડુમાં અંગ્રેજ રેસીડન્ટ રાખવાનું તેઓએ કબૂલ કર્યું.*

## પિંઢારાઓ

હેસ્ટિંગ્સ જ્યારે નેપાળી લોકો જોડે યુદ્ધ કરી રહ્યો હતો ત્યારે બીજી બાજુ મરાઠાઓ, પિંઢારાઓ,+ શીખો, અને પઠાણો એની હારજીત

*વળી કંપનીને મસુરી, સીમલા અને નૈનિતાલ જેવાં હવા ખાવાનાં સ્થળો મળ્યાં. હિમાલયના ઈમારતી લાકડાંની આવક થઇ અને ગુરખા જેવી બહાદુર લડાયક કોમની મૈત્રી પ્રાપ્ત થઈ. આજ પર્યંત એ મૈત્રી અંગ્રેજ સરકારને ફળદાયક નીવડતી આવી છે. ૧૯૧૪ના મહાન વિગ્રહ વખતે પણ યુરોપમાં ગુરખા પલટણે હેરતભરેલાં કામો કરી હિંદનું ખમીર પુરવાર કર્યું હતું.

+પિંઢારા મુળ બીજાપુર અને ગોવળકોંડાનાં સૈન્યમાં નોકરી કરતા હતા. ઔરંગઝેબે એ રાજ્યોનો નાશ કર્યા પછી એઓ ધંધા વગરના થઈ પડયા અને લુંટફાટ કરવા લાગ્યા. જ્યારે મરાઠાઓ ઉત્તર તરફ ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા ગયા ત્યારે એઓ પણ ઉત્તરમાં ગયા અને માળવામાં વસવાટ કર્યો. ત્યાંથી તેઓ ગુજરાતમાં ફરી વળ્યા. આમાં સર્વ કોમના માણસોનો જમાવ થએલો હતો. જે કોઈ લાંઠ કે બદમાસીમાં પૂરો હોય તે આ ટોળીના સરદારને મળી પોતાનું સ્થાન અને કામ મેળવી શકતો. એમને લુંટફાટ

એક્રીટસે નીરખી રહ્યા હતા. તેમાંયે અંગ્રેજોનાં ત્રણ લશ્કરો હારીને વ્હીલે મોઢે પાછાં ફર્યાંની ખબર મરાઠાઓને મળી ત્યારે તેમણે બમણા જોસથી લડાઈની તૈયારીઓ કરવા માંડી. મરાઠાઓએ પિંઢારાઓને અનેક પ્રકારની લાલચો આપી. મરાઠા જેવા પ્રબળ પક્ષની સોડયમાં ભરાઈને લુંટફાટ કરવાનું મળે એ અનુકૂળતા એમને મન નાનીસુની નહોતી. આથી પિંઢારાઓ જોરમાં આવી લુંટફાટ કરવા લાગ્યા. પણ હેસ્ટિંગ્સ કશું કરી શકતો નહિ; કારણ એના હાથ ગુરખાઓ સાથેની લડાઈમાં જકડાઈ ગયા હતા. સદ્‌ભાગ્યે હેસ્ટિંગ્સ એ લડાઈમાં જય પામ્યો. એટલે એણે પિંઢારાઓનું મૂળ ઉખેડી નાખવા નિશ્ચય કર્યો.

## પિંઢારાઓનો નાશ

ત્રીજા મરાઠા વિગ્રહમાં મરાઠાઓને સખત હાર મળી એ આપણે જોયું. મરાઠાઓની સત્તા નાશ પામતાં પિંઢારાઓ હતાશ થઈ ગયા. એટલે હેસ્ટિંગ્સને પિંઢારાઓને કચડી નાખતાં વાર ન લાગી. પિંઢારાઓનો પ્રસિદ્ધ સરદાર ચીતુ જંગલમાં નાસી ગયો અને ત્યાં જ વાઘના મોંમાં

---

સિવાય બીજો કોઈ વ્યવસાય ન હતો. લુંટમાં મળેલ ધનના ભાગ સરદારની મરજી મુજબ કરી નાખવામાં આવતા. કવચિત કવચિત આવી પિંઢારાઓની ટોળીઓને મરાઠા સરદારો પોતાની મદદમાં અમુક લાંચ કે લાલચ આપી બોલાવી શકતા. આવી મરાઠાઓની સહાયતા પિંઢારાઓને જરુરી, હતી. આ લોકોનું રહેઠાણ મોટે ભાગે માળવા હતુ. ત્યાંથી તેઓ ગુજરાત મધ્ય હિન્દ અને ઠેઠ નિઝામના રાજ્ય સુધી લુંટફાટ ચલાવવા નીકળી આવતા. એ લોકો હંમેશાં ટોળાબંધ જ નીકળતા અને જ્યારે કોઇ ગામ ભાંગે ત્યારે લુંટફાટ ઉપરાંત લોકો ઉપર અનેક પ્રકારના જુલમો ગુજારતા. સ્ત્રીઓને પણ હરી લઇ જઇ અકથ્ય ત્રાસ વર્તાવતા. પિંઢારાઓની ટોળીઓ ઝડપી ટટ્ટુઓ ઉપર સવાર થઈ દિવસમાં પચાસ પચાસ માઇલ ફરી વળતી અને લાગ ફાવે ત્યાં લુંટ કરવાનુ ચૂકતી નહિ. જ્યારે કોઈ લશ્કરનો ભેટો થઇ જાય ત્યારે તેઓ નાસી જઈને પોતાનો બચાવ કરી લેતા. કદી પણ સામી છાતીએ ઉભા રહી લડતા નહિ. તેઓ નાના નાની છોકરીઓને પણ પકડી લઇ ગુલામ તરીકે વેચી નાખતાં. તેઓના સરદાર પેંઢા ચીતુ કરીમખાં અને દોસ્તમહમદ મુખ્ય હતા.

પડી અકાળ મોત પામ્યો. બીજા કેટલાક સરદારો નાસી છૂટયા; કેટલાકોએ આપઘાત કર્યો; બાકીના એ નીચ ધંધો છોડી શાંત અને સુખી જીવન ગાળવા લાગ્યા.

## હેસ્ટિંગ્સના સુધારા

લડાઈના કામમાં સતત ગુંથાયલા રહેવું પડતું હોવા છતાં લૉર્ડ હેસ્ટિંગ્સે લોકોના ભલા માટે ઘણા પ્રયત્નો કર્યા. તેણે નિશાળો સ્થાપી કેળવણીને ઉત્તેજન આપ્યું. એના વખતમાં પહેલવહેલાં દેશી ભાષામાં વર્તમાનપત્રો પ્રગટ થયાં. વળી મદ્રાસમાં ખેડૂતોના લાભની ખાતર એણે રૈયતવારી પદ્ધતિ દાખલ કરી. આ ઉપરાંત દિલ્હી પાસે આવેલી જમના નદીની નહેરના બાંધકામમાં પણ સુધારો કરવામાં આવ્યો.

૬

# લૉર્ડ એમહર્સ્ટ

હેસ્ટિંગ્સની પછી ઈ. સ. ૧૮૨૩ના ઑગષ્ટ માસમાં લૉર્ડ એમહર્સ્ટ આવ્યા.

## બ્રહ્મી વિગ્રહ અને યેન્દાબુની સુલેહ

જ્યારે કંપની સરકારનો પાયો બંગાળામાં નંખાતો હતો ત્યારે બ્રહ્મદેશમાં અલોમ્પરા નામના એક સાહસિક પુરુષે પોતાની સત્તા જમાવવી શરૂ કરી દીધી હતી. અલોમ્પરાએ વીરતા અને બાહોશીથી બ્રહ્મદેશમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. એની પછી એના વારસોએ એ સત્તા ટકાવી રાખવા ઉપરાંત રાજ્યના મુલકમાં ઘણો વધારો કર્યો. લૉર્ડ એમહર્સ્ટ હિન્દમાં આવ્યો તે વખતે તો બ્રહ્મી રાજાની આણ ઠેઠ આસામ, કાચાર, અને મણિપુર સુધી ફરી વળી હતી. તેમનું જોર એટલું બધું વધી પડયું હતું કે કંપની સરકારના તાબાના સિલહટ અને ચિતાગોંગ પણ તેઓ લઈ લેશે એવી દહેશત રહેતી હતી. લૉર્ડ હેસ્ટિંગ્સના વખતમાં જ એ બ્રહ્મીઓએ

પૂર્વ બંગાળાનો કબજો અમને સોંપી દો એવી માગણી કરી હતી. ઇ. સ. ૧૮૨૪માં એ લોકોએ પૂર્વ બંગાળામાં આવેલા એક અંગ્રેજી લશ્કરના મથકનો કબજો લઇ લીધો. એમહર્સ્ટથી બ્રહ્મી લોકોનો એ ઉપદ્રવ સહન ન થયો; તેથી યુદ્ધ થયું. ગોઠવણ પ્રમાણે એક નૌકાસૈન્ય મદ્રાસથી રંગુનનો કબજો લેવા ઉપડયું. રંગુન સહેલાઇથી કબજામાં આવી ગયું; પરંતુ પછી શું કરવું એની કાંઇ સૂઝ ન પડી. એવામાં નશીબજોગે લશ્કરમાં રોગચાળો ફાટી નીકળ્યો. ખોરાક મળવાના પણ સાંસા પડ્યા. એટલે રંગુનનો કબજો લેનાર સૈન્ય તો સાવ માથે જ પડયું. એક ખુશ્કી સૈન્ય પણ મોકલવાની ગોઠવણ કરવામાં આવી; પરંતુ બ્રહ્મદેશની ગીચ ઝાડી અને પર્વતોમાંથી થઇ રસ્તો કાપવા બહુ ભારે પડયો. ખુશ્કી લશ્કર તો કાંઇ ધાડ મારી શક્યું નહિ; પણ ઉલટું રામુ મુકામે એના હાલહવાલ થઇ ગયા. છેવટે ઇ. સ. ૧૮૨૫માં સેનાપતિ રીચર્ડસે બહાદુરી બતાવી આસામનો કબજો લીધો. પ્રોમ શહેર પણ પડયું. એમહર્સ્ટે હવે માંડલે ઉપર હુમલો કરવાનો મનસુબો કર્યો. પ્રોમ પડયા પછી બ્રહ્મી લોકો કાંઇક નરમ પડયા; બ્રહ્મી રાજાએ સુલેહના કહેણ મોકલ્યાં. ઇ. સ. ૧૮૨૬ના ફેબ્રુઆરી માસમાં યેન્દાબુ મુકામે બ્રહ્મી લોકો સાથે સુલેહ થઇ અને લડાઇનો અંત આવ્યો. આ સુલેહથી કંપનીને કાચાર, જેન્તિયા, અને મણિપુર મળ્યાં. આસામ અને આરાકાન બંગાળા સાથે જોડી દેવામાં આવ્યા અને ટેનાસરિમમાં અંગ્રેજ કમિશનર નિમવામાં આવ્યો. ઉપરાંત બ્રહ્મી રાજાએ વિગ્રહના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ આપવા કબૂલ કર્યું.

## ભરતપુરની જીત

ભરતપુરના રાજ્યમાં પણ એમહર્સ્ટને માથું મારવું પડ્યું. રાજાનો બાળપુત્ર બળવંતસિંહ તે વખતે ફક્ત સાત વર્ષનો હતો. એથી રાજ્યકારભાર બળવંતસિંહનો મામો ચલાવતો હતો. પરંતુ બળવંતસિંહના પિત્રાઇ ભાઇ દુર્જનસાલે બાળરાજાના મામાને યુક્તિ

રચી મારી નાખ્યો અને બાળરાજાને કેદ કરી પોતે ગાદીએ ચઢી બેઠો. આ ઉથલપાથલની ખબર દિલ્હીના રેસીડન્ટને સૌથી પહેલાં પડી. રેસીડન્ટ જાણતો હતો કે ભરતપુરનો રાજા, માર્કિવસ ઑફ વેલેસ્લીના વખતથી કંપની સરકારના શરણે આવેલો હતો. એથી રેસીડન્ટને લાગ્યું કે હકદાર બાળરાજાને ગાદી સોંપાય અને દુર્જનસાલને શિક્ષા થાય તો જ કંપની સરકારનો ખરો વકર દેશી રાજ્યોમાં રહેશે. એથી તેણે ગાદી પચાવી પાડનારને ઉઠાડી મૂકવા લશ્કર મોકલ્યું. પણ રેસીડન્ટની આ ઢીલચાલ એમહર્સ્ટને ન રુચી; તેથી તેણે લશ્કર મોકલવાની મના કરી. બ્રહ્મી વિગ્રહના અંત પછી લોર્ડ એમહર્સ્ટે પોતાની ભૂલ જોઈ. એને ખબર પડી કે દુર્જનસાલ પિંઢારા અને જાટ લોકોનો જમાવ કરતો જાય છે અને અંગ્રેજોથી સ્વતંત્ર થવાની તૈયારી કરી રહ્યો છે. તરત જ દુર્જનસાલને નમાવવા એમહર્સ્ટે એક મોટું લશ્કર લોર્ડ કોમ્બરમિયરની સરદારી નીચે મોકલ્યું. એ લશ્કરે આવી ભરતપુરને ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણો મજબુત હતો તેથી સુરંગ ફોડી તે કિલ્લાને ઉડાવી દીધો; અને દુર્જનસાલને કેદ કરી, બાળરાજાને ફરી ગાદીએ બેસાડ્યો, ઇ. સ. ૧૮૨૬.

૭

## લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક ૧૮૨૮-૧૮૩૫

એમહર્સ્ટ પછી લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક હિંદુસ્તાનનો ગવર્નર-જનરલ થયો. અગાઉ એ મદ્રાસનો ગવર્નર હતો. ૧૮૦૬ના વેલોરના બળવાને લીધે એને ઇંગ્લાંડ બોલાવી લેવામાં આવ્યો હતો.

### તટસ્થ રાજ્યપદ્ધતિનો નવીન અર્થ

લૉર્ડ બેન્ટિન્કને નવીન દિશામાં જ રાજ્યતંત્ર ચલાવવાનું આવ્યું. કંપની હવે લગભગ સર્વોપરી સત્તા ભોગવતી હતી અને સહાયકારી યોજનાની પદ્ધતિથી પંજાબ અને સિંધ સિવાયના બધા દેશી

સંસ્થાનો અંગ્રેજોની હકુમત હેઠળ આવ્યાં હતાં. પણ હવે તટસ્થવૃત્તિનો નવો જ અર્થ કરવામાં આવ્યો. તે મુજબ કંપનીએ પોતાનાં રક્ષણ નીચે આવેલાં દેશી રાજ્યોનું રક્ષણ કરવું પણ તેમના અંતસ્થ કારભારમાં દખલગીરી કરવી નહિ એમ ઠર્યું.

## ગ્વાલીઅર

દોલતરાવ સિંધીઆના મરણ બાદ ગાદીના વારસ સંબંધી તકરાર ઉભી થઇ. ૧૮૩૩માં રાણીને રાજ્યકારભાર છોડી ચાલી જવા જણાવવામાં આવ્યું અને તે પ્રમાણે તે પોતાના ભાઇ સાથે ગ્વાલીઅર છોડી ગઇ. કંપની સરકારે તેના દત્તક પુત્રને રાજા તરીકે કબૂલ રાખ્યો.

## કુર્ગ

કુર્ગનો રાજા ૧૮૨૦માં ગાદી પર આવ્યો. તેણે ગાદીએ આવતાં જ પોતાના સગાસંબંધીઓનો નાશ કરવા માંડ્યો. રેસીડન્ટની સૂચનાને પણ મચક ન આપતાં તે અંગ્રેજોને ત્રાસ આપવા લાગ્યો; તે ઉપરથી ગવર્નરજનરલે એક લશ્કર મોકલી તેનું રાજધાનીનું સ્થળ લઇ લીધું. રાજાને કેદ પકડી બનારસ મોકલી દેવામાં આવ્યો અને કુર્ગને. મદ્રાસ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યું. ૧૮૩૩.

## મ્હૈસૂર

૧૭૯૯ માં શ્રીરંગપટ્ટણ પડયા પછી વેલેસ્લીએ અસલ હિંદુ રાજાના વંશજને ગાદી પર બેસાડયો હતો. ઉમર લાયક થતાં તેણે પોતાના બાહોશ દીવાન પૂર્ણીઆને કાઢી મૂકયો. પરિણામે રાજ્યમાં અંધેર થયું. રાજા મોજમજાહમાં પૈસો વાપરી ગરીબ રૈયતને ત્રાસ આપવા લાગ્યો. આથી અંગ્રેજ સરકારે વચ્ચે પડી રાજાને ગાદી પરથી ઉઠાડી પેન્શન બાંધી આપ્યું. મ્હૈસૂરને એક કમીટીની દેખરેખ નીચે રાખવામાં આવ્યું.

### પંજાબ અને સિંધ

રણજીતસિંહે શીખ પ્રજાને એકત્ર કરી આખો પંજાબ પ્રાંત પોતાના કબજામાં લીધો હતો. લશ્કરને પણ તેણે એવું કેળવ્યું હતું કે તે વખતની બધી યુદ્ધકળા એ લશ્કરમાં હતી. આવા મહાન રાજા સાથે જો સંધિ થાય તો ઇરાન અથવા રશિયાનો હિંદુસ્તાનને ધાક ન રહે, એ હેતુથી ઓક્લેન્ડે હવે એ મિત્રાચારી તાજી કરી. રશિયાને દબાવવાને અને શાહશુજાને પોતાનાં પક્ષમાં લઈ અફઘાનીસ્તાનને પણ મિત્ર બનાવવાના ઇરાદાથી મહારાજા સાથે મુલાકાત લેવાનું ઠરાવ્યું. ગોઠવણ પ્રમાણે બન્ને રાજ્ય-કર્તાઓએ સતલજ નદી ઉપર મળી મિત્રાચારી કરી. સિંધના અમીરો સાથે પણ કરાર કરી સિંધુ નદી માર્ગે અંગ્રેજોએ વેપાર કરવાની છૂટ મેળવી.

### બેન્ટિન્કના આર્થિક સુધારા

બેન્ટિન્કે હિંદુસ્તાનમાં પગ મૂકતાં જોયું કે રાજ્યની તિજોરી બહુ લડાઈને લીધે ખાલી થઈ હતી. આથી ખર્ચમાં કાપકુપ કરવાને તેણે એક કમીટી નિમી. સીવીલ સર્વિસ (દીવાની નોકરી)માં કમીટીને અમલદારોના પગાર અતિશય ભારે લાગ્યા અને તેથી તેમના પગારમાં કાપકુપ કરવા જણાવ્યું. આથી એ વર્ગમાં બેન્ટિન્ક અળખામણો થઈ પડ્યો. લશ્કરી નોકરીમાં કમીટીને કાપકુપ કરવાનો માર્ગ ન હતો. માત્ર ભથ્થુ જે લશ્કરી અમલદારોને આપવામાં આવતું હતું તેમાં જ ઘટાડો થઈ શકે એમ હતું. કંપનીના ડિરેક્ટરો વખતોવખત એ ભથ્થુ બંધ કરવા જણાવતા હતા પણ હેસ્ટિંગ્સ અને એમહર્સ્ટે એ હુકમનો અમલ કર્યો નહોતો. તેથી બેન્ટિન્કે અર્ધું ભથ્થુ આપવાનું નક્કી કર્યું. આથી સૈનિકોમાં ઘણો અસંતોષ ફેલાયો. આ આર્થિક સુધારાથી જેમને ખમવું પડ્યું તે બધા એને દુશ્મનની નજરે જોવા લાગ્યા. હિંદીઓ કરતાં અંગ્રેજોએ પોતાનો ક્રોધ ખુલ્લો દેખાડી એની મુલાકાત પ્રસંગે હાજરી ન આપવાના તથા ખાણા વખતે આમંત્રણ ન સ્વીકારવાનાં છમકલાં કરી એના તરફનો અણગમો જાહેર કર્યો.

## ન્યાયખાતામાં સુધારા

ફરતી અદાલતો બંધ કરી તેણે ડીસ્ટ્રીક્ટ કોર્ટો સ્થાપી અને અદાલતની ભાષા ફારસીને બદલે સ્થાનિક રાખવા હુકમ કર્યો. ન્યાયાધીશોના માનમરતબાને છાજે એવો પગારમાં ઉમેરો કર્યો. નવીન કોર્ટો સ્થાપી અને દેશીઓને ન્યાયખાતામાં મોટી જોખમદારીની નોકરી આપી ન્યાયનું કામ સરળ કર્યું.

## સતીનો ચાલ બંધ કર્યો

સતી થવાનો રિવાજ એણે બંધ કર્યો. આથી લોકોમાં ખળભળાટ થઈ રહ્યો પરંતુ થોડા વખતમાં તે શાંત થઇ ગયો.

## ઠગનો નાશ

ઠગ લોકો મુસાફરોને આડે અવળે રસ્તે દોરવી ગળે એકદમ ફાંસો ઘાલી, મારી નાખી, લૂંટી લેતા. બેન્ટિન્કે એમનો નાશ કરી લોકોને સુખી કર્યા.

## કેળવણી

કેળવણીમાં કરેલા સુધારાથી બેન્ટિન્કનું નામ હમેશ માટે યાદ રહેશે. ૧૮૧૩ સુધી બ્રિટિશ રાજ્યકર્તાઓએ એ બાબતમાં કંઈ પણ સંગીન કાર્ય કર્યું ન હતું. પણ બેન્ટિન્કના વખતમાં લૉર્ડ મેકોલેની સહાયતાથી અંગ્રેજી સંસ્કૃત અને અરેબીક ભાષા શીખવવા માટે કોલેજો સ્થાપવામાં આવી.

## કંપનીની સનદ, ૧૮૩૩

૧૮૩૩માં કંપનીની સનદની મુદત પૂરી થઇ. હિન્દ સાથેનો કંપનીનો વેપાર એક હથ્થુ રહેવા દેવો કે કેમ તેની વાટાઘાટ ચાલતી હતી. ૧૮૩૩માં નવો પટો કરી આપવામાં આવ્યો. આ પટાની રૂએ ચીન સાથેનો વેપાર માત્ર કંપની જ કરી શકે એવું જે અત્યાર સુધી

હતું તે બંધ કરવામાં આવ્યું. કંપની હવે વેપારી મંડળી તરીકે બંધ પડી પણ રાજ્યઅમલ કરતી સંસ્થા તરીકે કાયમ રહી. ડીરેક્ટરોનું મંડળ હવે બોર્ડ ઓફ કન્ટ્રોલની હકુમત હેઠળ રાજ્ય કારભાર કરનાર મંડળ ગણાવા લાગ્યું. ગવર્નરજનરલની કાઉન્સીલના ચાર સભ્યો થયા; તેમાંનો એક ધારાશાસ્ત્રી હોવો જોઇએ. ન્યાત જાત, ધર્મના તફાવત વગર સનદી નોકરી હિંદીઓને માટે ખુલ્લી મૂકવામાં આવી. નૉર્થવેસ્ટર્ન પ્રાંતના રાજ્યકારભાર માટે આગ્રાનો ચોથો ઇલાકો કરવામાં આવ્યો.

## વરાળયંત્રનો ઉપયોગ

બેન્ટિન્કના વખતમાં ઈંગ્લાંડ અને હિંદ વચ્ચે પહેલી વાર આગબોટનો ઉપયોગ કરવામાં આવ્યો. પહેલી આગબોટ 'એન્ટરપ્રાઇઝ' કેપ ઓફ ગુડ હોપના રસ્તે થઇ ચાર મહિને કલકત્તે આવી. યુફ્રેટીસના માર્ગે ઇરાનના અખાતમાં થઇને જવાનો રસ્તો અજમાવી જોવામાં આવ્યો પણ તે સંતોષકારક લાગ્યો નહિ. ૧૮૩૦માં ઇંગ્લાંડની ટપાલ ૬૪ દિવસમાં હિન્દ આવી પહોંચવાથી ડીરેક્ટરોને હિન્દી સરકારે અભિનંદન આપ્યું.

## બાંધકામ

એના વખતમાં ખેતીને ફાયદો કરે એવી નહેરો બાંધવામાં આવી. રસ્તાઓ સુધારવામાં આવ્યા. કલકત્તેથી દિલ્હી, દિલ્હીથી લાહોર અને પેશાવર સુધી ધોરી રસ્તો બાંધવામાં આવ્યો.

## રાજા રામમોહનરાય

એ અરસામાં રામમોહનરાય નામે એક બંગાળી સુધારક પ્રસિદ્ધિમાં આવ્યો. પોતાના દેશબંધુઓની દરેક રીતે ઉન્નતિ થાય એવા એણે રસ્તા લેવા માંડયા. આ ઉપરાંત દિલ્હીનો બાદશાહ જે આ વખતે કંગાળ સ્થિતિ ભોગવતો હતો તેના વકીલ તરીકે ઈંગ્લાંડ જઈ રામમોહનરાયે પેન્શન વગેરે માટે યોગ્ય બંદોબસ્ત કરવા પ્રયત્ન કર્યો. એ મહાન સુધારક ૧૮૩૩માં બ્રીસ્ટલ આગળ મરણ પામ્યો.

### બેન્ટિન્કની રાજ્યનીતિનું અવલોકન

બેન્ટિન્કની ન્યાયપ્રિયતા, દેશીઓને જોખમદારીની નોકરી આપવામાં બતાવેલું ડહાપણ, એની કેળવણી પ્રત્યે સહાનુભૂતિ અને બંધ કરેલા સતીના રિવાજથી એનું નામ હમેશને માટે હિન્દ સાથે જોડાયલું રહેશે. તટસ્થવૃત્તિ હદ ઉપરાંત પાળવાનો એના ઉપર આક્ષેપ છે પણ એક રીતે દેશીરાજાઓને પોતાના પગ પર ઉભા રહેતાં શીખવવાનો આ પ્રયાસ સ્તુત્ય ગણાય. આવા અનેક સુધારાઓને લીધે શરૂઆતમાં એ અળખામણો થઇ પડયો હતો. છતાં અંતે નામના પામી એણે વેલોર વખતે ગયેલી કીર્તિ પાછી મેળવી હતી. એ ૧૮૩૫માં ગવર્નરજનરલના પદનો ત્યાગ કરી ઇંગ્લાંડ ગયો.

## ૮

## સર ચાર્લ્સ મેટ્કાફ, ૧૮૩૫ થી ૩૬

બેન્ટિન્ક પછી ચાર્લ્સ મેટ્કાફ ગવર્નરજનરલ તરીકે નિમાયો. એની અત્યાર સુધીની કામગીરીથી એણે પોતાની લાયકાત પુરવાર કરી આપી હતી, પણ ઇંગ્લાંડના પ્રધાન મંડળનું એવું માનવું હતું કે હિન્દનો ગવર્નરજનરલ યુરોપની રાજનીતિથી વાકેફ હોવો જોઇએ આથી મેટ્કાફ હંગામી ગવર્નરજનરલ નિમાયો.

### વર્તમાનપત્રની સ્વતંત્રતા

હિન્દમાં છાપાંઓ સામે તીવ્ર અંકુશ હતો. કોઇપણ છાપું, ગવર્મેન્ટની પરવાનગી વગર છાપી શકાતું નહિ. લોર્ડ મિન્ટોએ ૧૮૧૮ માં એ અંકુશ કાઢી નાખ્યો. છતાં એવા નિયમો ઘડવામાં આવ્યા કે કોઇપણ વર્તમાનપત્રનો અધિપતિ, બોર્ડ ઓફ ડાયરેક્ટર્સ, સ્થાનિક સરકાર, કાઉન્સીલના સભ્યો, સદર અદાલતના ન્યાયાધીશો, વગેરે સામે ટીકા કરી ન શકે. એ બધા અંકુશો મેટ્કાફે કાઢી નાખ્યા; લોકો એથી ઘણા ખુશ થયા અને એના માનમાં મેટ્કાફ–હૉલ નામનું મકાન બાંધ્યું.

# ૯

# લૉર્ડ ઑકલૅંડ; ૧૮૩૬ થી ૧૮૪૨

## અફ્ઘાનીસ્તાન–તેનો ઈતિહાસ–અને પરિસ્થિતિ

અફ્ઘાનીસ્તાનનો પ્રદેશ બ્રિટિશ ટાપુઓના કરતાં કદમાં બેવડો છે. એ ઈરાની પ્રાંત ખોરાસાન અને બ્રિટિશ હિંદુસ્તાનના પંજાબ પ્રાંત વચ્ચે આવેલો છે. પંજાબ અને અફ્ઘાનીસ્તાન વચ્ચે મોટા પર્વતો આવેલા છે. એ પર્વતોના અતિ વિકટ માર્ગો ઓળંગી મુહમ્મદ ગીઝની, મુહમ્મદ ઘોરી, તૈમુર, બાબર, નાદિરશાહ, વગેરેએ હિન્દ પર આક્રમણ કર્યું હતું.*

મુગલોની સત્તા નબળી પડતાં કંદહાર વખતોવખત ઈરાનની સત્તા હેઠળ જતું હતું, પણ અઢારમી સદીની શરૂઆતમાં અફ્ઘાનોએ ઈરાન પણ હાથ કર્યું; આનો બદલો લેવાને જ નાદિરશાહે કાબુલ અને હિન્દ પર સવારી કરી. ૧૭૪૭માં નાદિરશાહનું ખૂન થતાં એક અફ્ઘાન સરદાર અહમદશાહ અબ્દલ્લીએ અફ્ઘાનીસ્તાનમાં બળવાન રાજ્ય સ્થાપ્યું.

૧૭૬૧ની છતથી અબ્દલ્લી પ્રસિદ્ધિમાં આવ્યો. એ એક બાહોશ રાજ્યકર્તા હતો અને અફ્ઘાનીસ્તાનના લોકો પર એણે એવી સરસ રીતે અમલ બેસાડ્યો કે એ તેમને એક પ્રજા બનાવી શક્યો. એના પછી એનો પુત્ર તૈમુરશાહ ગાદીએ આવ્યો; પણ તેના એકવીસ પુત્રોની વચ્ચે ગાદી માટે તકરાર ઉભી થઈ અને લાંબા સમય સુધી અફ્ઘાનીસ્તાનમાં અવ્યવસ્થા અને અંધાધુંધી વ્યાપી રહી. એ બધામાં એના ત્રણ પુત્રો ઝમાનશાહ, મહમદશાહ, અને શાહશુજા થોડા વખતને માટે રાજ્ય મેળવવા ભાગ્યશાળી થતા પણ લાંબો વખત તેમનું રાજ્ય નભી

---

* અફ્ઘાનીસ્તાન ત્રણ પ્રાંતોનો બનેલો છે. એક કાબુલ અને તેના તાબાનો મુલક, બીજો હેરાત અને હારીરૂદ ખીણનો પ્રદેશ જે મુગલોના વખતમાં ઈરાનના તાબામાં હતો; અને ત્રીજો કંદહાર જે તકરારી મુલક હોઈ એકવાર એક સત્તા તો બીજી વાર બીજી સત્તાના રાજ્યવહીવટ નીચે આવતો.

શકતું નહિ. ઝમાનશાહ સત્તાધીશ થતાં તેણે લાહોરના રણજીતસિંહ સાથે ૧૭૯૭માં સલાહ કરી પણ થોડા જ વખતમાં ઝમાનશાહની સત્તાનો અંત આવ્યો અને તેનો ભાઈ શાહશુજા રાજ્યારૂઢ થયો.

લોર્ડ મિન્ટોએ શાહશુજા સાથે મૈત્રી બાંધવા માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને મોકલ્યો. તે શાહશુજાને પેશાવર આગળ મળ્યો. અંગ્રેજો સાથે મિત્રતા જાળવી રાખવા તથા તેની સરહદ પર આવેલા પર્વતપરથી રશીયા અને ફ્રાન્સને હુમલો કરતા અટકાવવાની તેને વિનંતિ કરવામાં આવી. વાટાઘાટ ચાલતી હતી તે દરમ્યાન શાહશુજાના ભાઈ મહમદશાહના પક્ષે બળવો ફાટી શાહશુજાને નસાડયો. મહમદશાહ ગાદીપર આવ્યો. આ ગાદી મેળવવામાં મુખ્ય મદદ ફતેહખાન બારૂકઝીની હતી, પણ આગળ ચાલતાં મહમદશાહને પોતાના એ વઝીરની સત્તા વધારે પડતી લાગવાથી તેણે તેને કૃતઘ્ની થઈ મારી નખાવ્યો. આનું પરિણામ વિપરીત આવ્યું. ફતેહખાનના ભાઈઓ ઉશ્કેરાયા અને તેમાં દોસ્ત મહમદ જે સૌથી બાહોશ અને હિંમતવાન ભાઈ હતો, તેણે મહમદશાહને કાબુલની ગાદી પરથી ઉઠાડી મૂક્યો અને ૧૮૨૬માં પોતે શાહ બન્યો. હેરાત મહમદશાહના તાબામાં રહ્યું, જે તેના પછી તેના પુત્ર કામરાનને મળ્યું. આ પ્રમાણે દોસ્ત મહમદ અફઘાનીસ્તાન પર રાજ્ય ચલાવી રહ્યો હતો અને હેરાત મહમદશાહની સત્તા નીચે હતું.

### રશિયા અને ઈરાન

રશિયાના મધ્ય એશિયામાં થતાં પગ પેસારાથી ઈરાન અને રશિયા વચ્ચે ચકમક ઝરી પણ થોડા જ વખતમાં બન્ને વચ્ચે મૈત્રી થઈ. ૧૮૩૪માં ઈરાનના શાહે હૈરાતના કામરાનને પોતાના તાબામાં આવવા જણાવ્યું અને તેણે ના પાડતાં હેરાત ઉપર ચઢાઈ કરી.

### રણજીતસિંહ અને દોસ્ત મહમદ સાથે સંધિની ખટપટ

મામલો આવું ગંભીરરૂપ લેતો જોઈ ઑકલેન્ડે રણજીતસિંહને પોતાના પક્ષમાં લેવાનો વિચાર કર્યો. કારણકે રણજીતસિંહની મદદ વગેરે

એના રાજ્યમાંથી લડાઈના મોખરાપર લશ્કર લઇ જવું તદ્દન અશક્ય હતું. લડાઈ થવાની એ તો નિર્વિવાદ હતું. ઇરાનમાં શું ચાલી રહ્યું હતું તેની ખબર અંગ્રેજ એલચી મેકનેઇલ તરફથી મળી જતી હતી. તે ઉપરથી અંગ્રેજ પ્રધાનમંડળે રશિયાના ઝારને એ સંબંધી લખી જણાવ્યું. ઝારે પોતાના પ્રતિનિધિને પાછો બોલાવી લીધો પણ જવાબ એવો મોકલી આપ્યો કે જેથી લડાઇના નગારાં થોડા જ વખતમાં વાગ્યા સિવાય રહે નહિ. દોસ્ત મહમદ જેવા પોતાના કટ્ટા હરીફના હાથમાં અફઘાનીસ્તાન બળવાન બને એ રણજીતસિંહને પસંદ ન હતું. વળી દોસ્ત મહમદને તેમજ રણજીતસિંહને પેશાવરની ખીણ જોઇતી હતી. ઇરાનીઓએ હીરાત જીતી લીધા પછી બારૂકઝી સરદાર સાથે તહ કરવા વકીલ મોકલ્યો અને તેજ વખતે દોસ્ત મહમદ પાસે રશિયા તરફથી ઝારનો પત્ર લઇ એક અમલદાર આવ્યો. અંગ્રેજ એલચી બર્ન્સ કંદહારના શાહ પાસે ઇરાની વકીલને પાછો કઢાવ્યો. દોસ્ત મહમદે પણ અંગ્રેજો તેને મદદ કરવા કબૂલ હોય તો તેવો જ જવાબ રશિયાના અમલદારને આપવા પોતાની ઇચ્છા બતાવી. પણ રણજીતસિંહ પાસેથી પેશાવર લઇ દોસ્ત મહમદને આપવાનું કબૂલવું એ સહેલું ન હતું, તેથી ઑકલૅન્ડે પેશાવરની આશા ન રાખવાનો સંદેશો દોસ્ત મહમદને કહેવડાવ્યો. ઘણી વાટાઘાટ પછી દોસ્ત મહમદે ઑકલૅન્ડની ઘણીખરી શરતો કબૂલ રાખી. દરમ્યાન દોસ્ત મહમદ તથા તેના સલાહકારો તદ્દન સ્વતંત્ર ન હતા. હીરાતના ઘેરાથી દોસ્ત મહમદ વિશેષ ગભરાવા લાગ્યો. કારણ કે ઇરાની લશ્કર કદાચ તે શહેરનો કબજો લઈ કંદહાર પર ચઢી આવે. આથી દોસ્ત મહમદે ફરિયાદ કરી કે અંગ્રેજો મને છોડી દે છે. રશિયન એલચી તરફ તેણે વલણ બતાવવા માંડયું. આથી અંગ્રેજ વકીલ બર્નસ દોસ્ત મહમદ સાથે છેલ્લી મુલાકાત લઈ હુકમ પ્રમાણે પાછો ફર્યો.

### અફઘાન વિગ્રહ

લૉર્ડ ઑકલૅન્ડે શાહશુજાનો પક્ષ લઈ તેને ગાદી આપવાનો તથા દોસ્ત મહમદને પદભ્રષ્ટ કરવાનો વિચાર નક્કી કર્યો અને તે પ્રમાણે ઈંગ્લાંડ

લખી જણાવ્યું. ગવર્નરજનરલના ધારવા પ્રમાણે અફઘાન ગાદી પર શાહશુજાનો હક્ક વધારે પહોંચતો હતો. દોસ્ત મહમદ બહાદૂર, ભોળો અને બાહોશ રાજ્યકર્તા હતો; શાહશુજાની ઉમર ૬૦ વર્ષની હતી તેથી અફઘાન પ્રજાનો પ્રેમ દોસ્ત મહમદ પર વિશેષ હતો. શા કારણથી શાહશુજાને ગાદી અપાવવાનો ગવર્નરજનરલે વિચાર કર્યો તે સમજાતું નથી. શાહશુજા, અંગ્રેજ અને રણજીતસિંહ વચ્ચે સલાહ થઈ; અને અંગ્રેજ લસ્કરે હીરાતનો ઘેરો ઉઠાવી પાછી ક્ષિન તરફ કૂચ કરી. એ દરમ્યાન પંજાબનો સિંહ રણજીત મરણ પામ્યો અને શીખ લસ્કરમાં અવ્યવસ્થા ફેલાઈ. અંગ્રેજ લસ્કર કંદહાર તરફ વળ્યું અને ત્યાં શાહશુજાને ગાદીપર બેસાડવાની ક્રિયા કરવામાં આવી. ગિઝનીના મજબૂત કિલ્લાનો દરવાજો દારૂગોળાથી ઉડાવી દેવામાં આવ્યો; ત્યાંથી તેઓ શહેરમાં દાખલ થયા. દોસ્ત મહમદ રશીઆની મદદ મેળવવાની આશાથી ઉત્તર અફઘાનીસ્તાન તરફ નાસી છૂટ્યો; અને અંગ્રેજોનું હાથમાં લીધેલું કામ પાર પડ્યું. શાહશુજા અફઘાનીસ્તાનનો અમીર થયો. આ બનાવ પછી લગભગ એક વર્ષ સુધી અફઘાનીસ્તાનમાં શાંતિ જણાઈ; પણ ૧૮૪૧માં આખી અફઘાન પ્રજા હિંદી લસ્કરની સામે થઈ-એવું તો ઘેરી લીધું કે હિંદી લસ્કરે માનહાનિ થાય એવી શરતો સ્વીકારી. દોસ્ત મહમદનો પુત્ર અકબરખાન મુખ્ય બંડખોર હતો; તેણે વિશ્વાસઘાત કરી સર વિલીઅમ મેકનૉટનને વીંધી નાખ્યો. હિંદી લસ્કર હજુ તો ઘણું દૂર ન ગયું હતું એટલામાં ખીણની ઉપરથી પાછા ફરતા લસ્કરપર હુમલો કરી અફઘાનોએ હિંદી લસ્કરનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. ભૂખમરાથી, ટાઢીથી, ઉપરના મારાથી જેમ તેમ પાછા હઠતા સૈનિકો પૈકી માત્ર થોડાંક અંગ્રેજ સ્ત્રી પુરૂષો જે અકબરખાનને શરણે જઈ કેદી થયા હતા તે તથા બ્રાયડન નામે એક અંગ્રેજ ડાકટર બચ્યા. તે સિવાય લગભગ ૪૦૦૦નું હિંદી લસ્કર નાશ પામ્યું. આ સમાચાર આવતાં બ્રિટિશ હિંદમાં ઠેકઠેકાણે નિરાશા છવાઈ રહી. ઑકલેન્ડ ઘણો બાહોશ માણસ હતો. એણે નાણાં પ્રકરણમાં ઘણો સારો સુધારો કર્યો હતો. પણ

અફ્ઘાન વિગ્રહના આવા ભયાનક પરિણામથી એની કારકિર્દી વખોડાઇ' અને ૧૮૪૨ માં એ ગવર્નરજનરલનું પદ છોડી ઇંગ્લાંડ ઉપડી ગયો.

## ૧૦

## લૉર્ડ એલન્બરો ૧૮૪૨ થી ૧૮૪૪

લૉર્ડ ઑકલેન્ડ પછી લૉર્ડ એલન્બરો ગવર્નરજનરલ થયો. તે વખતે ગઝની અફ્ઘાનોના હાથમાં હતું, પણ જલાલાબાદ આગળ સર રૉબર્ટસેલ શૌર્યથી અફ્ઘાનો સામે ટક્કર ઝીલી રહ્યો હતો. રૉબર્ટસેલ અને તેનું નાનું પણ પરાક્રમી સૈન્ય પડું પડું થઇ રહેલા જલાલાબાદના કિલ્લાને ટકાવી રહ્યાં હતાં; વિપત્તિઓ પણ અનેક જાતની હતી. બચાવ માટે ઉભો કરેલો કોટ ધરતીકંપના આંચકાથી જમીનદોસ્ત થયો. દુશ્મન ઉપર બહાદુરીથી હુમલો કરી અકબરખાન અને તેના અસંખ્ય લશ્કરને હરાવી તેની છાવણીને બાળી નાંખી. લૉર્ડ એલન્બરોએ વેર લેવા માટે જનરલ પોલોકને એક લશ્કરની સરદારી આપી રવાના કર્યો. રૉબર્ટસેલની માફક જનરલ નૉટ પણ કંદહાર આગળ શત્રુથી બચાવ કરી રહ્યો હતો અને ઉનાળો બેસે ત્યાં સુધી એ બન્ને શૂરવીર સેનાનાયકો પોતપોતાનાં મથકો બાહોશીથી બચાવી રહ્યા હતા. ઉનાળો શરૂ થતાં જ બરફ પીગળવા લાગ્યો. એટલે જનરલ પોલોક સૈન્ય લઇ ખૈબરઘાટને રસ્તે કૂચ કરવા લાગ્યો. થોડા જ વખતમાં જલાલાબાદના સૈન્યને દુશ્મનના પંજામાંથી મુકત કરી તે કાબુલ તરફ ધસ્યો. એ જ વખતે બોલનઘાટને રસ્તે જનરલ નૉટને મદદ કરવા બીજું લશ્કર હિંદમાંથી કંદહાર તરફ રવાના થયું. જનરલ પોલોક અફ્ઘાનોને મારી હઠાવી કાબુલમાં છાવણી નાખી પડયો હતો; કંદહારથી નીકળેલો જનરલ નૉટ પણ તેને કાબુલ આગળ આવી મળ્યો. જનરલ પોલોક આવે છે એ સમાચાર મળતાં જ તેણે અંગ્રેજ બંદીવાનોને દેશના અંદરના ભાગમાં રવાના કર્યા; અફ્ઘાન સરદારના તાબામાં તેમને

સોંપવામાં આવ્યા; તેણે લાંચ લઈ તેમને છોડી દીધા. કાબુલ પાછા ફરતાં તેમને વાટમાં સર રિચમંડ શેક્સપીઅર અને તેના વીણી કાઢેલા સવારો સાથે ભેટો થયો. અંગ્રેજોની થયેલી માનહાનિ ધોવાઈ ગઈ; અંગ્રેજ કેદીઓનો છુટકો થયો; સઘળા સૈન્યને પાછું બોલાવી લેવાનું અને અમીર નિમવામાં હાથ ન ઘાલવાનું અંગ્રેજોએ કબૂલ કર્યું.

## સિંધના અમીરો

અફઘાનીસ્તાનની લડાઈ પૂરી થતાં બીજી લડાઇ ઉભી થઈ. સિંધના અમીરોએ કાબુલ જતાં અંગ્રેજ સૈન્યને અટકાવવા પ્રયત્ન કર્યા પણ ફાવ્યા નહિ. સિંધને માર્ગે લશ્કર ગયું તેથી અમીરો દૂભાયા અને જ્યારે કાબુલમાં અંગ્રેજોપર આપત્તિ આવી પડી ત્યારે તેમણે બળવો ઉઠાવવા હથિયારબંધ માણસો એકઠા કર્યા; પણ પોલોક અને નૉટ જય મેળવી આગળ વધે છે એ સમાચાર મળતાં અમીરો હિંમત ચલાવી શકયા નહિ. અમીરોની વર્તણુકથી અંગ્રેજોનો વિશ્વાસ ઉઠી ગયો. ગવર્નરજનરલે અમીરો સાથે નવી સંધિ કરવાનો ખરડો લખી મોકલ્યો. આ ખરડા પ્રમાણે ખંડણીને બદલે કેટલોક મુલક આપવાનો હતો, અંગ્રેજ આગબોટને બળતણ પુરૂ પાડવાનું હતું અને સિક્કા પાડવાનો હક મૂકી દેવાનો હતો. આ કરાર અમીરોને પસંદ તો ન પડયા પણ મેજર ઑટ્રામે અમીરોને સમજાવી સંધિપત્ર ઉપર સહી કરાવી. તેમ છતાં અમીરોના ખીજવાટનો પાર ન હતો. સંધિપત્ર સહી થઇ કે બીજેજ દિવસે તેઓએ કમીશનરના બંગલા ઉપર ઘેરો ઘાલ્યો. અંગ્રેજ કમીશનરે ટક્કર ઝીલી પોતાના માણસોને વહાણ પર ચઢાવી દીધા. સર ચાર્લ્સ નેપીઅર પોતાનું સૈન્ય લઈ બે દિવસમાં હૈદરાબાદની પાસે મીઆની ગામ આવી પહોંચ્યો. અમીરનું સૈન્ય ઘણું મોટું હતું અને સુરક્ષિત સ્થળે ગોઠવાયું હતું. અંગ્રેજ સૈન્ય સંખ્યામાં નાનું હતું પરંતુ જોખમ ખેડવાથી ડરે એવું નહોતું. દારૂણ યુદ્ધ મચ્યું. આખરે અંગ્રેજોની સેના આગળ બળવાખોરોનું કંઇ ચાલ્યું નહિ. અમીરોએ

પોતાના હથિયાર અંગ્રેજ સેનાધિપતિને સ્વાધીન કર્યાં અને હૈદરાબાદ તાબે થયું. બીજા અમીરો હૈદરાબાદ ઉપર ચઢી આવતા હતા પણ તેમનો પરાભવ થયો અને સિંધદેશ અંગ્રેજોને સ્વાધીન કરવામાં આવ્યો.

## ગ્વાલીઅર

દોલતરાવ સિંધીઆને પુત્ર ન હોવાથી તે મરણ પામતાં તેનો એક સગો ગ્વાલીઅરનો રાજા થયો. પણ તે ૧૮૪૩માં મરણ પામ્યો. તેથી તેની વિધવા રાણીએ પોતાના સ્વામીની ઇચ્છા મુજબ એકને દત્તક લીધો. આ દત્તક પુત્ર આઠ વર્ષનો હોવાથી મામાસાહેબ નામના એક ઉમરાવ રેસીડન્ટની સલાહ પ્રમાણે રાજ્યનો કારભાર ચલાવતો. પરંતુ અનેક ખટપટોને લીધે મામાસાહેબને કારભાર છોડી ચાલ્યા જવું પડયું અને અંગ્રેજ રેસીડન્ટની સલાહ સિવાય દાદા ખાસજીવાળાને કારભારી નિમવામાં આવ્યો. આથી ગવર્નરજનરલે ગ્વાલીઅરમાંથી છાવણી ઉઠાવી લઈ પોતાનો રોષ જાહેર કર્યો. મરાઠી સૈન્ય બળવાન હતું. તે નિરંકુશ બન્યું હતું અને લડવાને માટે તલપી રહેલું હતું. ગવર્નરજનરલે એક લશ્કર બંદોબસ્ત માટે મોકલ્યું અને પોતે જાતે તે લશ્કર સાથે ગ્વાલીઅર ગયો. મરાઠા સરદારોએ અંગ્રેજોને આગળ ન વધવાને વિનંતી કરી. દાદાખાસજીવાળાને અંગ્રેજોને સોંપી દીધો. ગવર્નરજનરલે મહારાજાને મળવા દિવસ ઠરાવ્યો. પણ તે આવ્યો નહિ તેથી અંગ્રેજ સૈન્ય આગળ વધ્યું, લડાઈ ભયંકર ચાલી અને આખરે મરાઠા સૈન્યનો પરાભવ થયો; મહારાણી શરણે આવી ને એવું ઠર્યું કે મહારાજા ઉમ્મર લાયક થાય ત્યાં સુધી ગ્વાલીઅરનો કારભાર એક પંચ ચલાવે અને અંગ્રેજ રેસીડન્ટની ઇચ્છા પ્રમાણે તેઓએ વર્તવું; મરાઠા સૈન્ય ઓછું કરવું; અંગ્રેજ સૈન્ય ગ્વાલીઅરમાં રાખવું અને તેનો ખર્ચ ગ્વાલીઅર દરબારે આપવો; મહારાણીની બધી સત્તા લઈ લેવી ને તેની પદવીને છાજે એવી રકમ આપવી. મહારાજાએ ઠરાવ ઉપર સહી કરી અને ગ્વાલીઅરમાં શાંતિ થઈ.

## ૧૧

## સર હેન્રી હાર્ડિંજ; ૧૮૪૪ થી-૧૮૪૭

સર હેન્રી હાર્ડિંજનું વલણ હિન્દમાં વઢવાડ ન કરતાં શાંતિ જાળવવાનું હતું. પરંતુ તેના વિચારોને અમલમાં મૂકાય તે પહેલાં તો લડાઇમાં ઉતરવાનો પ્રસંગ ઉભો થયો. એક નવા વૈરી અંગ્રેજ મુલકપર ચઢી આવવા લાગ્યા અને તેમને મારી હઠાવવાની જરૂર પડી.

### પંજાબના શીખો

આ વૈરી શીખ હતા. નાનક એ પંથનો પ્રથમ ગુરુ હતો. એણે હિન્દુ તથા મુસલમાની ધર્મમાંથી તત્ત્વ લઇ નવા સિદ્ધાંત બનાવી શીખ ધર્મ સ્થાપન કર્યો. ઔરંગઝેબ શીખ લોકોને અત્યંત કનડવા લાગ્યો તેથી શીખ લોકોએ ગુરુ ગોવિંદને પોતાનો સરદાર બનાવી ધાર્મિક તેમ જ લડાયકવૃત્તિ દાખલ કરી. મુગલોની પડતી વખતે તેમણે પુષ્કળ મુલક સંપાદન કર્યો. રણજીતસિંહના રાજ્ય અમલમાં શીખો અધિક પ્રબળ થયાં. રણજીતસિંહે યુરોપીઅન અમલદારોને નિમી લશ્કરને યોગ્ય તાલીમ આપી યુદ્ધકળામાં કુશળ બનાવ્યા. રણજીતસિંહ સાથે અંગ્રેજોને મિત્રતા હતી. પણ તેના મરણ બાદ દેશમાં અંધાધુંધી થઇ રહી અને રાજ્યની લગામ સૈનિકોના હાથમાં ગઇ. ૧૮૪૫માં રાજ્યનો કારભાર મહારાજા દુલેપસિંહવતી તેની માતુશ્રી ચલાવતી હતી. તેણે પોતાના ભાઇને પ્રધાન નિમ્યો પણ પાછળથી બખેડો ઉઠ્યો તેમાં તે મરાયો અને ગુલાબસિંહ નામનો એક મોટો સરદાર બધો કારભાર ચલાવવા લાગ્યો. શીખ લોકો આ વખતે લડવાને અધીરા બન્યા હતા અને તેઓ અંગ્રેજી તાબાના મુલકપર ચઢાઇ કરવાનો ઇરાદો રાખવા લાગ્યા. આવા નિરંકુશ સૈન્યને છૂટું પાડવાને રાણીએ લુંટફાટ કરવાની સંમતિ આપી. શીખ લોકોની ચળવળે ગવર્નરજનરલને શંકાશીલ બનાવ્યો તેથી તેણે સરહદપર સૈન્યનો વધારો કર્યો. કોઇપણ પ્રકારનાં કારણ સિવાય શીખ સૈન્યે સતલજ

ઓળંગી ફીરોઝપુરથી આશરે પાંચ સાત ગાઉને છેટે ફીરોઝશાહ ગામમાં છાવણી નાખી. સર હ્યુ ગફના હાથ નીચે જે અંગ્રેજી સૈન્ય અંબાલામાં હતું તેને લુધીઆનામાં જઇ અંગ્રેજ સૈન્યને મદદ કરવાનો હુકમ થયો. ખુનખાર લડાઈ પછી શીખો હાર્યા. ફીરોઝશાહમાં મોરચા બાંધી શીખ સૈન્ય પડયું અને અંગ્રેજ સૈન્ય હુમલો કરવા આગળ વધ્યું. લડાઈ અતિશય જોરમાં ચાલી અને બન્ને તરફના ઘણા માણસો કપાઇ મુઆ. અંગ્રેજ લોકોને નામનોજ વિજય મળ્યો. શત્રુને છાવણીમાંથી મારી હઠાવવા જેટલી જીત મળી ન હતી. અંગ્રેજ સૈન્ય તદ્દન થાકી ગયું હતું પણ તેણે ધીરજ ખોઈ નહિ. ગવર્નરજનરલ જાતે એક અમલદાર તરીકે સર હ્યુ ગફની સરદારી નીચે રહી લડતો હતો. અંગ્રેજ તોપખાનાના મારા આગળ શીખોને પાછું હઠવું પડયું ને સતલજ નદી ઓળંગી પાછા જવું પડયું. લડાઇમાં જીત મળવા છતાં બીજી મદદ આવે ત્યાં સુધી અંગ્રેજ સૈન્ય લાહોર જવા વિલંબ લગાડતું હતું. આ વિલંબ તે અંગ્રેજોની બીકને લીધે હતો એવું શીખ લોકોએ ધાર્યું અને તેથી સતલજ ઓળંગી અંગ્રેજ મુલકમાં તેઓ પાછા દાખલ થયા. લુધીઆનાપર હુમલાની ધાસ્તી જણાતાં સર હૅરી સ્મિથને રવાના કર્યો. નાની નાની ઝપાઝપી થઇ અને અવારનવાર એક યા બીજા પક્ષને જય મળતો પણ તેનું મહત્ત્વ વિશેષ ન હતું.

સર હૅરી સ્મિથ લુધીઆનાથી નીકળી આલીવાલ જવા નીકળ્યો, અને સખત ઝપાઝપી પછી આલીવાલ અંગ્રેજોના હાથમાં આવ્યું. શીખ લોકોને સતલજ નદીપાર મારી હઠાવ્યા. સોબ્રાઓન આગળ તેઓએ પોતાનું થાણું મજબુત બનાવ્યું. શીખ લોકો બહાદુરીથી લડયા અને અંગ્રેજ તોપો હસ્તગત કરી; પણ આખરે હાર્યા; ઘણા શીખો નદી ઉતરતાં માર્યા ગયા. આ પ્રમાણે શીખ લોકો પરાભવ પામી નાઠા. શીખ સૈન્ય હારતાં અંગ્રેજ સૈન્ય સતલજ ઓળંગી આગળ વધ્યું પણ એટલામાં મહારાણી તરફથી સલાહનો સંદેશો લઇ ગુલાબસિંહ ગવર્નરજનરલને મળ્યો. અંગ્રેજોએ આગળ વધવું નહિ એવી

ગુલાબસિંહે માગણી કરી પણ ગવર્નરજનરલે તે ન ગણકારતાં આગળ વધવાનો ઠરાવ કર્યો. મહારાજા પોતે ગવર્નરજનરલને મળવા આવ્યો: તેને યોગ્ય માનમરતબો આપવામાં આવ્યો. છેવટે મહારાજા સાથે સંધિ થઈ. લડાઈના ખર્ચ બદલ મોટી રકમ અંગ્રેજોને મળી. બિયાસ તથા સતલજ વચ્ચેનો ત્રીકોણાકાર પ્રદેશ અંગ્રેજોને સ્વાધીન કરવામાં આવ્યો. ગુલાબસિંહે આ સંધિ કરવામાં નિષ્પક્ષપાતપણે ભાગ લીધેલો હોવાથી તેને પણ અંગ્રેજોએ કેટલોક પ્રદેશ આપ્યો.

## ૧૨

## લૉર્ડ ડલહૌઝી; ૧૮૪૮ થી ૧૮૫૬

લૉર્ડ ડલહૌઝી ૧૮૪૮માં આવ્યો તે વખતે હિન્દમાં સર્વત્ર શાંતી હતી પરંતુ એકાએક પરાજીત શીખ લશ્કરને પાછું અંગ્રેજઉપર વેર લેવાનું મન થઈ આવ્યું. મુલતાનનો ગવર્નર લાલા મૂળરાજ શીખ લશ્કરને ઉશ્કેરી અંગ્રેજોને હાંકી કાઢવાની ખટપટ કરી રહ્યો હતો. એણે લાહોર દરબારને ચઢેલી ખંડણી મોકલવાનું બંધ કર્યું.

મુલતાન આવી પહોંચ્યાં કે તરતજ લાલા મૂળરાજે શરૂઆતમાં તેમને માન આપી સ્વાગત કર્યું અને કિલ્લો વગેરે દેખાડ્યાં પણ ત્યાંથી છાવણી તરફ પાછા ફરતાં મૂળરાજના સૈનીકોએ તેમને ઘાયલ કરી તેમના રહેઠાણપર હલ્લો કર્યો અને બન્ને અંગ્રેજ સરદારોને મારી નાખ્યા. મુલ્તાનમાં જે બનાવ બન્યો તેની જાણ થતાં શેરસીંહ જે અંગ્રેજોનો વિશ્વાસુ શીખ સરદાર હતો તેને મોકલવામાં આવ્યો પણ તે પહેલાં, ઍડવર્ડસ નામે કંપનીનો એક લેફ્ટેનન્ટ મુલતાન પાસેજ હતો તે પોતાના તાબાનાં લશ્કરને લઈ દોડી આવ્યો. ભાવલપુરના નવાબે પણ લશ્કર મોકલી તેને સહાયતા આપી. ઍડવર્ડસપર હુમલો થતાં તેણે શીખ લોકોને મારી હઠાવ્યાં. ભાવલપુરનું સૈન્ય આવી મળ્યું અને ચીનાબ નદી આગળ મૂળરાજનો પરાભવ કર્યો. પંજાબમાં લોકો લડાઈની


હિંદુસ્તાન
૧૮૪૮
કાશ્મીર
સીખ
રજપુતો
સીંધ
નેપાળ
આસામ
બંગાળ
મુંબઈ
નિઝામનું
રાજ્ય
મૈસુર
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર

તૈયારી કરવા લાગ્યા અને હઝારાના સૂબા છત્રસીંહને પોતાનો નાયક નિમી શીખ લોકોએ બંડ ઉઠાવ્યું. અફ્ઘાન અમીર દોસ્તમહમદે પણ શીખોને મદદ કરવા લલચાયો. ડલહૌઝીએ જનરલ વ્હિટિશને મોટા લશ્કર સાથે મુલ્તાન મોકલ્યો. એટલામાં શેરસીંહ અંગ્રેજ પક્ષ છોડી શત્રુઓને જઈ મળ્યો. લૉર્ડ ગફે ફીરોજપુર આગળ મોટું લશ્કર એકત્ર કર્યું. ચીનાબ નદી પર રામનગર આગળ ભારે જંગી યુદ્ધ થયું તેમાં અંગ્રેજ લશ્કરને સખ્ત હાર મળી. લૉર્ડ ગફે, શેરસીંહ અને તેના પિતા છત્રસીંહ લશ્કર લઈ મળે તે પહેલાં તેમને અટકાવવાને શત્રુપર હુમલો કરવા નિશ્ચય કર્યો. ચીલીયનવાલા આગળ સખ્ત ઝપાઝપી થઇ, અંગ્રેજોને જય મળ્યો પણ તેમનાં અસંખ્ય માણસો મરાયાં; આખરે મુલ્તાન સર થયું. ચીલીયનવાલા આગળ થયેલ ભારે ખુવારીના સમાચાર ઇંગ્લાંડ પહોચતાં સર ચાર્લસ નેપીઅરને હિન્દુસ્તાનનો મુખ્ય સેનાપતિ નિમી પંજાબ રવાના કરવામાં આવ્યો. શેરસીંહ એક મજબુત જગામાં છાવણી નાંખી પડ્યો હતો; અફ્ઘાન અમીરે તેને ઘોડેસ્વારની ટુકડી મોકલી સહાય આપી. ગુજરાત આગળ ભારે લડાઈ થઇ, શેરસીંહ હાર્યો અને સર વૉલ્ટર ગીલબર્ટે અફ્ઘાન લશ્કરની ખૈબરઘાટ સુધી પુઠ પકડી. આખરે બધા શીખ સરદારો શરણે આવ્યાં. મહારાજાને પેન્શન બાંધી આપી, ખાલસા લશ્કરને વિખેરી નાખી, રાણીને બનારસ મોકલી આપી ડલહૌઝીએ આખો પંજાબ પ્રાંત બ્રિટિશરાજ્ય સાથે જોડી દીધો. વધુમાં રાજ્યનો ખજાનો, ઝવેરાત વગેરે અંગ્રેજોએ લઈ લીધું. આ લડાઇમાં જીત મળવાથી કોહીનુરનો પ્રખ્યાત હીરો અંગ્રેજોને મળ્યો. પંજાબ પ્રાંતપર, દેખરેખ રાખવા કમિશ્નર નિમવામાં આવ્યો. ત્યારથી શીખ પ્રજા અંગ્રેજોને અત્યંત વફાદારી રહી. ૧૮૫૮ ના બળવા વખતે તથા છેલ્લા ૧૯૧૪ના મહાયુરોપીય યુદ્ધમાં અંતઃકરણપૂર્વક સહાયતા આપી શીખોએ પોતાનું લશ્કરી ખમીર અને વફાદારી બતાવી આપ્યાં છે.

## બીજો બ્રહ્મી વિગ્રહ ૧૮૫૨

૧૮૨૬માં લૉર્ડ આમ્હર્સ્ટે આવાના રાજા સાથે સલાહ કરી જેનાં

પરિણામે કંપનીને આરાકાન અને તેનાસરીમ મળ્યાં. બ્રહ્મી રાજા ત્યારથી અંગ્રેજોનો વિરોધી બન્યો અને વખતોવખત અંગ્રેજ પ્રજાને વેપાર સંબંધી કનડગત કરવા લાગ્યો. ૧૮૫૧માં રંગુનના અંગ્રેજ વ્યાપારીઓને એણે ઘણા કનડયાં તેથી કૉમોડર લૉમ્બાર્ટને એક લડાયક વહાણ આપી તપાસ અર્થે રંગુન રવાના કરવામાં આવ્યો. તેને સૂચના આપવામાં આવી કે તપાસ કરી રંગુનના સૂબાને અંગ્રેજ પ્રજાને કનડવાનું પ્રયોજન પૂછવું અને સંતોષકારક ઉત્તર ન મળે તો આવાના રાજાને એ સૂબાને પાછો બોલાવી લેવા અને અંગ્રેજોના મનનું એ પ્રમાણે સમાધાન કરવા જણાવવું. રંગુનના સૂબાએ લૉમ્બાર્ટ અને તેના હાથ નીચેના અમલદારોનું ભારે અપમાન કર્યું. આવાના રાજાને એ સંબંધી લખતાં તેણે તે સૂબાને પાછો બોલાવી લીધો અને તેને બદલે બીજાને સૂબો નિમ્યો, પણ આ સૂબો તો પહેલાના કરતાં પણ ઉન્મત્તપણે વર્તવા લાગ્યો. આવી વર્તણૂક ઉપરથી લૉમ્બાર્ટે રંગુન તથા બ્રહ્મી બંદરોને ઘેરો ઘાલવો પડશે એમ આવાના રાજાને જણાવ્યું અને બ્રહ્મી લોકોનું એક લડાયક વહાણ રંગુન નદીમાં હતું તે તાબામાં લીધું. ઘેરો ઘાલવાં જતાં બ્રહ્મી લોકોએ કાષ્ટકોટપરથી અને વહાણ ઉપરથી તોપનો મારો ચલાવ્યો. પણ તેમને મારી હઠાવવામાં આવ્યાં. ગવર્નરજનરલે લશ્કરની તૈયારી કરવા માંડી. રંગુન હસ્તગત કરવામાં આવ્યું અને ચોમાસા પહેલાં લશ્કરે પેગુમાં પ્રવેશ કર્યો. બ્રહ્મી લોકોએ પેગુપર હુમલો કર્યો પણ તેમને અંગ્રેજોએ મારી હઠાવ્યા. એવામાં બ્રહ્મી રાજાના ભાઈએ અંગ્રેજો સાથે સલાહ કરવા લખી જણાવ્યું જે ઉપરથી લૉર્ડ ડલહૌઝીએ પેગુ, પ્રોમ, માટબિટન, રંગુન વગેરે તાબામાં લઈ લડાઈ બંધ કરી. આ પ્રમાણે દક્ષિણ બ્રહ્મદેશ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

## લૉર્ડ ડલહૌઝીની ખાલસા પદ્ધતિ

દેશી રાજ્યો અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવે તો દેશી રાજ્યો પણ સુખ અને આબાદી ભોગવે એમ ધારી ડલહૌઝીએ દેશી

રાજ્યો જોડી દેવાનો વિચાર કર્યો. લૉર્ડ હેસ્ટીંગ્સ અને વેલેસ્લીના વખતમાં બ્રિટિશ સરહદનો વધારો થયો હતો. પરંતુ તેઓએ દેશી રાજ્યોને નાબુદ કરી તેમને બ્રિટિશ રાજ્યમાં સામેલ કરવાનો વિચાર રાખ્યો ન હતો. ઉલટું માયસોરમાં વેલેસ્લીએ ટીપુ સુલતાનને હરાવ્યા પછી અસલના રજપૂત રાજાનો વંશજ શોધી કાઢી તેને ગાદી આપી. પરંતુ ડલહૌઝી એથી ઉલટા જ મતનો હતો. જે રાજ્યો બરાબર અમલ ચલાવી શકતાં ન હોય અથવા કોઇ સીધો ગાદીવારસ ન હોય તે રાજ્યો અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવાં એવો તેનો અભિપ્રાય હતો. પરંતુ હિંદુઓની માન્યતા એવી હતી કે પુત્ર વગર ધાર્મિક મુક્તિ નથી અને તેથી પુત્ર ન હોય તો દત્તકપુત્ર લેવો કે જેથી તે કુટુંબની પરંપરા જળવાઇ રહે અને પુત્ર જેવાજ હક તેને પ્રાપ્ત થાય. બૉર્ડ ઑફ ડીરેકટરોએ એવું ઠરાવ્યું કે દત્તક લેવાનો હક કંપનીની પરવાનગી સિવાય દેશી રાજ્યોને નથી અને તેથી રાજ્ય પ્રકરણમાં દત્તક લેવા પહેલાં પરવાનગી લેવી પડે.

## સતારા અને કરોલી

લૉર્ડ ઑકલેન્ડે, પોતાના હુકમનો અનાદર કરવા માટે. સતારાના રાજાને પદભ્રષ્ટ કરી તેના ભાઈ આપા સાહેબને ગાદીએ બેસાડયો. આપા સાહેબ ૧૮૪૮ માં અપુત્ર મરણ પામતાં તે વખતના મુંબાઇના ગવર્નરે તેના દત્તક પુત્રને ગાદી આપવા ભલામણ કરી. પરંતુ પોતાની માનીતિ 'ખાલસા' યોજના પાછળ ગાંડા થઈ ગયલા ડલહૌઝીએ એ ભલામણને તુચ્છકારી કાઢી અને સતારાને ખાલસા કર્યું.

સતારા પછી કરોલીનો વારો આવ્યો. કરોલી રજપૂતાનામાં આવેલું એક નાનું સંસ્થાન છે. ત્યાંના રાજાએ દીર્ઘદૃષ્ટિ વાપરી, પોતાના મરણ બાદ, દત્તક આવનાર સખસની, રેસીડન્ટની સલાહ પ્રમાણે, નિમણૂક કરી મૂકી. તેના મરણના સમાચાર મળતાંજ ડલહૌઝીએ સદરહુ સંસ્થાન ખાલસા કરવા માટે ડીરેકટરોને લખી જણાવ્યું. પણ 'કરોલીનું

સંસ્થાન રક્ષિત મિત્ર છે' એ દલીલ આગળ કરી ડીરેકટરોએ ડલહૌઝીને કરોલી ખાલસા કરવા ના પાડી. વાસ્તવિક રીતે જોતાં સતારાનું રાજ્ય પણ તાબાનું રાજ્ય ગણી શકાય નહિ કારણકે બ્રિટિશ અમલ હિન્દમાં શરૂ થયો તે પહેલા એ સ્થપાયલું હતું છતાં એ ભેદ સતારાની બાબતમાં બાજુએ મુકાયો અને તેનો લાભ કરોલીને મળ્યો.

### નાગપુર

નાગપુરનો રાજા દત્તક લીધાં પહેલા મરણ પામ્યો. એ રાજ્ય બ્રિટિશ ટાપુઓના કરતા પણ મોટું હોવાથી તેને ખાલસા કરવાની તક ડલહૌઝીએ ઝડપી લીધી. સતારા ખાલસા કરવાથી લોકોમાં ફેલાયલા અસંતોષ વિષે ગવર્નરજનરલને જણાવી રેસીડન્ટે રાણીએ લીધેલા દત્તકપુત્રને ગાદી આપવા આગ્રહ કર્યો પણ ડલહૌઝીને એ ભલામણ ગળે કેમ ઉતરે ? તેણે તરતજ નાગપુર ખાલસા કરી અંગ્રેજો માટે રૂનું મોટું મથક મેળવી આપ્યું.

### ઝાંસી

બુંદેલખંડમાં આવેલા આ નાનકડાં સંસ્થાનનો રાજા ૧૮૩૫માં પુત્ર વગર મરણ પામતાં તેના દત્તક પુત્રને પરવાનગી નથી મળી એ બહાને ગાદી ન આપતાં રાજાના એક સગાને આપવામાં આવી. તેના મરણ બાદ બીજો રાજા પણ અંગ્રેજોએ ઉભો કર્યો. ૧૮૫૩માં તે મરણ પામતાં રાજ્ય ખાલસા કરવામાં આવ્યું.

### અયોધ્યા

નવાબની ગેરવ્યવસ્થા, અતિશય વિષયીપણું, વ્યસનીપણું, વિગેરે કારણોથી બીજા દેશી રાજ્યોની રૈયત કરતાં અયોધ્યાની પ્રજા વધારે પીડાતી હતી. લૂંટફાટ, મારપીટ, રક્તપાત, એ અમલદારોનું નિત્યકાર્ય થઈ પડયું હતું. ડીરેકટરોએ ડલહૌઝીને યોગ્ય લાગે તે પગલું ભરવ જણાવ્યું. ડલહૌઝીએ નવાબને ગાદી છોડવાની સૂચના કરી. તેનો અમલ ન થયો તેથી રાજ્ય ખાલસા થયું.

**કર્ણાટક અને તાંજોર**

કર્ણાટકના નવાબના વારસને મોટું પેન્શન મળતું હતું તે છેલ્લો વંશજ મરણ પામતાં ડલહૌઝીએ અટકાવ્યું. તાંજોરનો રાજા જેને પેન્શન બાંધી આપવામાં આવ્યું હતું તે મરણ પામતાં તેના દત્તક પુત્રને પેન્શન આપવું ખાલસા રાજ્યનીતિની રૂએ બંધ કરવામાં આવ્યું.

**નાના સાહેબ અને દિલ્હીના મોગલ વારસો**

બાજીરાવ બીજાને બીથુરમાં રાખી પેન્શન બાંધી આપવામાં આવ્યું હતું. તે મરણ પામતાં તેના દત્તક પુત્ર ધોંડુપંત જે ઇતિહાસમાં નાના સાહેબના નામથી ઓળખાય છે તેને પેન્શન આપવું બંધ કરી તે ખાલસા કરવામાં આવ્યું. ડલહૌઝીએ દિલ્હીના કમિશ્નરને જણાવ્યું કે મોગલ શહેનશાહના વારસો જે પેન્શન ભોગવે છે તે બંધ કરવું અને પછીથી દિલ્હી ખાલસા કરવું.

આ પ્રમાણે ડલહૌઝીએ પોતાની રાજ્યનીતિનો દોર ચલાવી ઘણાં દેશીરાજ્યોને બ્રિટિશ મુલક સાથે જોડી દીધાં.

**કેળવણી**

શાળાઓ સ્થાપવા માટે સને ૧૮૫૪માં કેળવણીની બાબતમાં ચાર્લસ વુડે યોજના ઘડી કાયદો કરાવ્યો. એ કાયદાની રૂએ પ્રાથમિક શાળાથી માંડીને વિશ્વવિદ્યાલય સુધીની યોજના સરકારે પોતાના તાબામાં લઈ દરવર્ષે શાળાઓમાં વધારો કરવો એમ ઠરાવવામાં આવ્યું.

**રેલવે તથા તાર**

હિન્દ જેવા વિશાળ દેશમાં એક પ્રાંત સાથે બીજા પ્રાંતને સંગઠિત કરવા રેલવેની યોજના દાખલ કરવા ડીરેકટરોને સમજાવવામાં આવ્યા, થોડાજ વખતમાં ઠેકઠેકાણે રેલવે લાઇન નંખાવા લાગી, અને વેપાર ઉદ્યોગ વગેરેને ફાયદો થવા લાગ્યો. તારની ગોઠવણ પણ ડલહૌઝીએ શરૂ કરી. રેલવે અને તારની અનુકૂળતાએ દેશને વ્યવહારનો માર્ગ સરળ અને નિર્ભય કરી આપ્યો.

**અન્ય સુધારા**

તે સિવાય લશ્કરી તેમજ મુલ્કી નોકરીમાં હરીફાઇના તત્ત્વે પરીક્ષા લેવાનું ઠરાવી યોગ્ય માણસોને મોટી જગ્યા આપવાનું ઠર્યું. પોસ્ટનો દર સર્વ હિન્દ માટે અર્ધા આનાનો કરવામાં આવ્યો. નહેર વગેરે ખોદાવી ખેતીવાડીને ઉત્તેજન આપવામાં આવ્યું. વળી ૧૮૫૩માં કંપનીને નવો પટો કરી આપવામાં આવ્યો.

આ પ્રમાણે ૧૮૪૮થી ૧૮૫૬ સુધીના આઠ વર્ષના કારભારમાં ડલહૌઝીએ લોકોના હિતમાટે અનેક સુધારાઓ કર્યા; પરંતુ તેની ખાલસાપદ્ધતિથી દેશીસંસ્થાનોમાં ક્ષોભ ઉત્પન્ન થયો. અને ૧૮૫૭ના બળવાનું બીજ રોપાયું. સખ્ત મહેનત, થાક, ચિંતા વગેરેથી તેની તબિયત બગડી તેથી તે ગવર્નરજનરલપદ છોડી ઈંગ્લાંડ સિધાવ્યો અને થોડાજ વખતમાં મરણ પામ્યો.

## ૧૩

## લૉર્ડ કૅનીંગ; ૧૮૫૬થી ૧૮૬૨

રાણી સરકારના પ્રધાનમંડળે એક પ્રખ્યાત મુત્સદ્દીના પુત્ર લૉર્ડ કૅનીંગને ગવર્નરજનરલ નિમ્યો. હિન્દમાં બનનાર ભાવિ બનાવની એને અગમચેતી થઇ હોય એમ એના માનમાં આપવામાં આવેલા ખાણા વખતે એને ઉચ્ચારેલા નીચેના શબ્દોથી જણાય છે. તે વખતે એણે કહ્યું હતું કે "હિન્દ જો કે શાંત દેખાય છે છતાં આપણે ભૂલવું ન જોઇએ કે કોઇપણ વખતે એકાએક એકાદ સંકટનું વાદળું ઉત્પન્ન થશે. જો કે શરૂઆતમાં તે ઘણું નાનું હશે પણ રફતે રફતે એટલું વધી જશે કે આપણા હિન્દ મધ્યેના અસ્તિત્વને કદાચ ડામાડોળ સ્થિતિમાં નાખી દેશે" તેણે વધારામાં જણાવ્યું "બધા પ્રયત્ન કરવા છતાં એકાદ ફટકો મારવો પડશે અને તે પણ એવો મારવો કે વાદળુ થોડાજ વખત રહે અને પરિણામ ચોક્કસ થાય."


હિંદુસ્તાન
૧૯૫૭
કાશ્મીર
રજપુતો
સિંધ
ઇંદોર
મુંબઈ
નીઝામનું
રાજ્ય
મૈસુર
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર

## ઇરાન સાથે લડાઈ ઇ. સ. ૧૮૫૬

હિન્દ આવતાંજ એને પ્રથમ ઇરાન સાથે લડાઇમાં ઉતરવું પડયું. ઇરાનના શાહે હેરાત જે અફ્ઘાનીસ્તાનનું સરહદ ઉપર અતિ મહત્ત્વનું સ્થળ છે તેને પોતાના રાજ્ય સાથે જોડી દેવાના વિચારથી તેના ઉપર આક્રમણ કર્યું. કૅનીંગે સર ઑટ્રામને ઇરાની અખાત તરફ રવાના કર્યો. તેણે બુશાયરનો કબજો લઈ ઇરાની લશ્કરને હરાવ્યું. શાહે અંગ્રેજો સાથે સલાહ કરી અફ્ઘાનીસ્તાનમાંથી લશ્કર પાછું ખેંચી લીધું અને અંગ્રેજોના વેપારને રક્ષણ આપવાનું કબૂલ કર્યું.

## સિપાઇઓનો બળવો ઈ. સ. ૧૮૫૭

કારણો:—

(૧) હિન્દની બન્ને કોમો હિંદુ અને મુસલમાન સુધરેલી પ્રજા હતી પણ તેમનો સુધારો યુરોપીઅન સુધારાથી જુદા પ્રકારનો હતો. આથી યુરોપીઅન સુધારાના ખ્યાલ ધરાવતા બ્રિટિશ રાજ્યદ્વારીઓને જે આવશ્યક વસ્તુ લાગતી તે આર્ય સંસ્કૃતિવાળી પ્રજાને અયોગ્ય ભાસતી. પરિણામે હિંદી પ્રજાના મનમાં અંગ્રેજોના સુધારા માટે શંકા ઉત્પન્ન થઇ. તેને લાગ્યું કે બ્રાહ્મણોએ એકજ પત્નીથી વિવાહિત થવું, લશ્કરમાં દાખલ થનારા હિંદી સૈનિકે પરદેશમાં પણ લડાઇ પ્રસંગે જવાનું કબૂલ કરવું, સતી ન થવા દેવી વગેરે દાખલ કરેલા અને કરવામાં આવનારા સુધારાઓનો હેતુ શુદ્ધ નથી. તેઓએ ધાર્યું કે અંગ્રેજ પ્રજા હિંદના રીત રિવાજો નાબુદ કરવા માંગે છે એટલુંજ નહિ પણ તેમના ધર્મનો પણ નાશ કરવા પ્રયાસ કરે છે. આગગાડી અને તાર, ખ્રિસ્તીધર્મના ઉપદેશકોનો પ્રયાસ, કેળવણીનો ફેલાવો, વિધવા વિવાહ તરફ સરકારનું વલણ, એ બધામાં ધર્મનાશનો હેતુ સમાયલો છે એમ હિંદુ અને મુસલમાન બન્ને કોમો માનવા લાગી.

(૨) બ્રિટિશ રાજ્યના વધારાથી હિંદીરાજાઓની સત્તા પડી ભાંગી. ડલહૌઝીની ખાલસાપદ્ધતિથી હિંદુ તેમજ મુસલમાન પ્રજાના મન

સાશંક બન્યાં. બાજીરાવ પેશ્વાના દત્તકપુત્ર નાના સાહેબનું પેન્શન બંધ કરવામાં આવ્યું; ઝાંસીની રાણીએ દત્તક લીધેલા પુત્રને અમાન્ય કરી ઝાંસી ખાલસા કરવામાં આવ્યું; અયોધ્યાના નવાબને ગાદી પરથી ઉઠાડી એનું રાજ્ય પણ ખાલસા કરવામાં આવ્યું; દિલ્હીના શહેનશાહી કુટુંબનું પેન્શન બંધ કરી સાધારણ માણસની પંક્તિમાં ઉતારી પાડવાનું કામ અમલમાં મેલાયું; આ બધાંથી હિન્દમાં ક્ષોભ ઉત્પન્ન થયો.

(૩) સૈનિકોમાં આ વખતે બેદિલિ ફેલાઇ હતી. તેમના પગારથી તેમને સંતોષ ન હતો. સમુદ્રપાર જઇ લડાઇમાં ઉતરવાને તેમને કહેવામાં આવ્યું તે તેમને ઠીક ન લાગ્યું. સૈન્યમાં જોડાયલા માણસો જે જે પ્રાંતમાંથી આવ્યા હતા તેઓ બધા સગાસંબંધી હતા તેથી સંપ કરવો એ તેમને માટે સહેલું હતું. હિંદુઓ સમુદ્રપ્રવાસ ધર્મથી વિરૂદ્ધ ગણતા. એવા સંજોગોમાં દુર્ભાગ્યે એન્ફીલ્ડ રાયફલ નામની નવી બંદુક દાખલ થઇ. એ બંદુકને ભરવાની રીત ઉલટીજ હતી. એમાં કારતૂસ વાપરવામાં આવતાં અને દરેક કારતુસને ચરબી લગાડેલી હતી.

## બળવાનો પ્રવાહ

૧૮૫૭ના જાનેવારી મહિનામાં બંગાળામાં બળવાની શરૂઆત થઇ. માર્ચ મહિનામાં બે ટુકડીએ બંડ ઉઠાવ્યું. તરતજ અંબાલામાં છમકલું થવા લાગ્યું. બન્ને ઠેકાણે સૈનિકોને શિક્ષા કરવામાં આવી. મીરતમાં સૈનિકોને કારતૂસો વાપરવાનું કહેતાં તેમણે ના પાડી. આ ઉપરથી તેમને કેદ કરવામાં આવ્યા. બીજેજ દિવસે છાવણીમાંના લશ્કરે બંડ કર્યું અને તેમના ઉપરી અમલદારોને ગોળીથી વીંધી નાખ્યા. વળી જે અંગ્રેજો તેમનાં જોવામાં આવ્યાં તેમને મારી નાંખી લશ્કરે દિલ્હી તરફ કૂચ કરી:

## દિલ્હી તથા કાનપુર આગળ બળવો

મીરતથી આવેલા બળવાખોર લશ્કર સાથે દિલ્હીના સૈનિકો સામેલ થયા. બહાદુરશાહને મુગલ શહેનશાહ તરીકે જાહેર કરવામાં

આવ્યો. લશ્કરની ટુકડીઓને લાંચ આપી ફોડવાના પ્રયત્નો થયા. ઠેકઠેકાણે પોતાના ઉપરી અંગ્રેજ અમલદારોને મારી સૈનિકોની ટુકડી મુગલ છાવણી તરફ આવવા લાગી. કાનપુર પાસે આવેલા બીથુરમાં બાજીરાવ પેશવાનો દત્તક પુત્ર નાનાસાહેબ રહેતો હતો. કાનપુરના લશ્કરે બળવો ઉઠાવતાં નાના-સાહેબ તેમનો નેતા બન્યો. કાનપુરને નાનાસાહેબે ઘેરો ઘાલ્યો. અલાહાબાદ સુધી સહિસલામત પહોંચવાની શરતે લશ્કરે શરણે આવી કિલ્લો સ્વાધીન કર્યો. પણ હોડીમાં બેસી ગંગા નદીમાં પ્રવાસ શરૂ કરતાં તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો. ૪૫૦ માંથી માત્ર ચાર જીવતા રહ્યા. નાનાસાહેબને બીથુર આગળ પેશવા જાહેર કરવામાં આવ્યો. દરમ્યાન અંગ્રેજ લશ્કર લઈ કર્નલ નેઈલ અને જનરલ હેવલોક ધસી આવ્યા. નાના હાર્યો અને કાનપુર પડ્યું.

## લખનૌ રેસીડન્સી

દરમ્યાન લખનૌ આગળ સર હેન્રી લોરેન્સ (અયોધ્યાનો ચીફ કમિશ્નર) બચાવનાં સાધનો સજ્જ કરતો હતો. તેના ઘણા પ્રયત્નો છતાં જ્યારે લખનૌનું લશ્કર બળવો કરવાનાં ચિહ્નો બતાવવા લાગ્યું કે તેણે અંગ્રેજોને જુની રેસીડન્સીમાં રાખ્યા. આ બળવો આખા પ્રાંતમાં ફેલાવાનાં અનેક કારણો હતાં. અયોધ્યા જે રીતે તે ખાલસા કર્યું તેથી નાના મોટા બધા ગુસ્સે થયા હતાં. મોટા મોટા જમીનદારોની માલમીલ્કત, હક્ક, મોભો વગેરે જતાં રહેવાથી અને લશ્કરમાંથી કોઈપણ પ્રકારનાં કારણ સિવાય ૫૦૦૦૦ ઉપરાંત સૈનિકોને કાઢી મૂકવાથી બધા ઉશ્કેરાયલા હતા. આ બધાં કારણોથી આખો પ્રાંત ઉશ્કેરાયો, અને પહેલી જુલાઈએ રેસીડન્સીને ઘેરો ઘાલ્યો. બહાદુર લોરેન્સ એક ગોળાનો ભોગ થઈ પડયો. લશ્કરની વ્યવસ્થા કેપ્ટન ઇંગ્લીશના માથા પર આવી. બળવાખોરોની સામાં આ થોડા સૈનિકોએ ટક્કર ઝીલી અને બે મહિના સુધી બચાવ કર્યો. હવે વધારે વાર લડી શકાય એમ ન હતું. પણ સર હેન્રી લોરેન્સ

મરતાં મરતાં એક મંત્ર સર્વના કાનમાં ફૂકી ગયો હતો–"Never Surrender." આ ઉપરથી તેઓએ છેવટ લગી લડવાનો વિચાર કીધો. પણ ભૂખમરો, થાક, રાતદિવસનો ઉજાગરો–એ સર્વેથી સૌ અશક્ત બની ગયા. એટલામાં સર જેમ્સ ઔટ્રામ અને હેવલોક થોડુંક સૈન્ય લઇ મારતે ઘોડે આવી પહોંચ્યા. તેઓ ઘેરાયલા લશ્કરને જઇ મળ્યા પણ થોડાજ હોવાથી પોતે પણ ઘેરાઇ ગયા; એમના આવ્યાથી રેસીડન્સીનો ઘેરો લંબાયો. એટલામાં સર કોલીન કેમ્પબેલ નાનાસાહેબના મુખ્ય સેનાધિપતિ તાત્યા ટોપીને હરાવી, કાનપુરથી લખનૌ સુધીનો માર્ગ ખુલ્લો કરી લખનૌ આવી પહોંચ્યો. તેણે સખત ઝપાઝપી પછી કિલ્લો હસ્તગત કરી સૈનિકોને છોડવ્યા.

## બળવાનો ઠેકઠેકાણે ફેલાવો

લૉર્ડ ડલ્હોઝીની રાજ્યનીતિથી દૂરની ઉત્તર સરહદ તરફ ઘણું લશ્કર રાખવું પડયું પણ તેની સાથે પડેલી લશ્કરની તુટ ભરી કાઢવાનાં ડાયરેકટરોએ કોઈ પણ જાતનાં પગલાં ભર્યાં નહિ. પરિણામ એ આવ્યું કે દીનાપુર, કાશી વગેરે ઠેકાણે ગરબડ ઉઠી અને અલાહાબાદનો બચાવ કરતાં ઢીલ થઈ. વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર આગ્રા આગળ ઘેરાઈ ગયો હતો. માત્ર પંજાબ જે દસ વર્ષ ઉપર ભારે ઝનૂની લડાઇઓનું ક્ષેત્ર બન્યું હતું તે આ વખતે શાંત હતું. ઝાંસીની પ્રખ્યાત રાણી વીરાંગના લક્ષ્મીબાઈ જેનો દત્તક પુત્ર લેવાનો હક્ક નાકબૂલ કરી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું તેણે પોતાના થયેલા અપમાનનો બદલો લેવાને અને પોતાના પતિની છેવટની ઇચ્છા મુજબ દત્તક પુત્રને ગાદીએ બેસાડવા માટે કમ્મર કસી અને બળવામાં સામેલ થઈ. દરમ્યાન કર્નલ નીલ અલાહાબાદના કિલ્લામાં દાખલ થયો. અને કાનપુર તરફ કૂચ કરવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ એટલામાં હેવલોક આવી પહોંચ્યો. તેણે સરદારી લઈ કાનપુરનો કબજો લીધો. દરમ્યાન સંકટનાં વાદળાં જરા આછાં થવા લાગ્યાં, આગ્રાનો બચાવ

બંગાળ રેજીમેન્ટની વફાદારીથી થયો. નાગપુરની ગરબડ મદ્રાસ રેજીમેન્ટથી દબાઇ અને હૈદરાબાદ, નિઝામના પ્રખ્યાત વજીર સાવરજંગની વફાદારીથી બળવામાં સામેલ થતું અટકયું. પંજાબ તદ્દન વફાદાર રહ્યું.

હવે બળવાખોરોનું મુખ્ય સ્થાન દિલ્હી થઈ પડયું. લગભગ ૫૦૦૦૦ સૈનિકો ત્યાં એકઠા થયા હતા. પરંતુ અંગ્રેજ લશ્કર દિલ્હી તરફ આવવાને નીકળી ચુકયું હતું એવા સમાચાર મળતાંજ બળવાખોરોની હિમ્મત પડી ભાંગવા લાગી અને જનરલ નિકોલ્સને જ્યારે ઘેરો ઘાલ્યો ત્યારે ભાગ્યેજ ૨૦૦૦૦ સૈનિકો કિલ્લામાં હતા. છ દિવસ ઘેરો ચાલ્યો. નિકોલ્સનને કારી ઘા લાગ્યો અને તે મરણ પામ્યો. પણ દિલ્હી બ્રિટિશના હાથમાં પાછું આવ્યું. મુગલ બાદશાહ પોતાનાં કુટુંબ કબીલા સાથે નાસી તો છૂટયો પણ આખરે મેજર હડસનના હાથમાં કેદ પકડાયો. બાદશાહના બે પુત્ર તથા એક પૌત્ર પણ કેદ પકડાયા. બળવાખોરોએ આ રાજકુંવરોને છોડાવવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમનું ચાલ્યું નહિ. હડસને એ રાજપુત્રોને ગોળીથી વિંધી નાખ્યા. બાદશાહની તપાસ ચલાવી અપરાધી ઠરાવી તેને જીવનપર્યંત દેશનિકાલની શિક્ષા કરી રંગુનમાં રાખ્યો.

### બળવાનો અંત

દરમ્યાન ઇંગ્લાંડ અને સંસ્થાનોમાંથી લશ્કર પર લશ્કર આવવા લાગ્યાં અને સર કોલીન કેમ્પબેલ સૈન્યનો અધિપતિ નિમાયો. હાઇલેન્ડર્સ અને શીખનું સૈન્ય લઇ તે શત્રુની છાવણીમાં પહોંચ્યો. એણે લખનૌ લઇ અંગ્રેજોનો છુટકારો કર્યો. નાનાસાહેબ, અયોધ્યાની બેગમ અને બંડખોરોના અગ્રેસરો પહેલાંથી નાશી ગયાં હતાં. મધ્ય હિંદમાં સર હ્યુ રોઝ પણ યશસ્વી રીતે શત્રુઓ સાથે ઘૂમતો હતો. તેણે તાત્યાટોપીનો પરાભવ કરી ઝાંસીનો કિલ્લો હાથ કર્યો.ઝાંસીની રાણી વીરાંગના લક્ષ્મીબાઇએ એ કિલ્લો બચાવવા અત્યંત શૌર્ય બતાવ્યું. પણ આખરે તેની હાર થઈ. લક્ષ્મીબાઇ અને તાત્યાટોપી નાસીને ગ્વાલીઅર તરફ ગયાં અને

ગ્વાલીઅરનો પ્રખ્યાત કિલ્લો તાબામાં લીધો. સિંધીઆ અંગ્રેજોને વફાદાર રહ્યો હતો તેથી તેને મદદ કરવા સર હ્યુ રોઝ એકદમ ગ્વાલીઅર પર ધસી આવ્યો. ૨૦ દિવસ સખત ઝપાઝપી થઇ તેમાં વીરાંગના લક્ષ્મીબાઇએ વીરતાથી લડતાં લડતાં ધારાતિર્થે પોતાનો દેહ મૂકયો. સિંધીઆ પાછો ગ્વાલીઅર આવ્યો. તાત્યાટોપી નાસી છૂટયો પણ આખરે કેદ પકડાયો. દેશમાં હવે શાંતિ ફેલાઇ. બળવાનો અંત આવ્યો. જીતાયેલા બળવાખોરોમાંના ઘણાઓને માફી આપવામાં આવી. નાનાસાહેબ નેપાલના જંગલ તરફ નાસી ગયો.

## બળવા પછી રાજ્યક્રાંતિ

આ બળવાએ હિંદના રાજ્યપ્રકરણમાં મહત્વના ફેરફારો કરાવ્યા. ૧૮૫૮ માં પાર્લામેન્ટે એક કાયદો કર્યો તેની રુએ ઇસ્ટઇંડીઆ કંપનીનું અસ્તિત્વ હવે જતું રહ્યું; બૉર્ડ ઑફ કન્ટ્રોલ કાઢી નાખવામાં આવ્યું. હિન્દની રાજ્યસત્તા બ્રિટિશ રાજ્યકર્ત્તા મહારાણી વિકટોરીઆના હાથમાં સોંપાઈ. ગવર્નરજનરલને વાઇસરૉયનો ઇલ્કાબ આપવામાં આવ્યો. તેને સ્ટેટસેક્રેટરી અને તેની કાઉન્સીલની સલાહ પ્રમાણે હિંદનું રાજ્ય ચલાવવાનું કામ સોંપાયું.

# ખંડ ત્રીજો.

## ભાગ છઠ્ઠો

## હિંદમાં બ્રિટિશ અમલ.

### ૧

### લૉર્ડ કૅનિંગ વાઈસરૉય થયો

ઈ. સ. ૧૮૫૮થી હિન્દુસ્તાનના ઇતિહાસમાં નવો યુગ શરૂ થયો. રાજ્યની લગામ કંપની પાસેથી ઈંગ્લાંડના શહેનશાહ પાસે ગઈ. મહારાણી વિક્ટોરીઆએ તે જોખમદારી સ્વીકારી લઈ પોતાનો પ્રખ્યાત ઢંઢેરો બહાર પાડ્યો. લૉર્ડ કેનિંગને 'ગવર્નરજનરલ' અને 'વાઈસરૉય'ની પદવી આપવામાં આવી, જેને પરિણામે લૉર્ડ કૅનિંગ હવેથી શહેનશાહના પ્રતિનિધિ તરીકે હિન્દુસ્તાનમાં રાજ્યવહીવટ ચલાવશે એમ નક્કી થયું.

### મહારાણીનો ઢંઢેરો

ઈ. સ. ૧૮૫૮ નવેંબર માસમાં અલ્લાહાબાદમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો. ત્યાં લૉર્ડ કૅનિંગે મહારાણીનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. લૉર્ડ કૅનિંગની વાઈસરૉય તરીકે નિમણૂક જાહેર થઈ. જે બળવાખોરોએ ગોરા લોકોનાં ખૂન કર્યાં હતાં તે સિવાય બધાને માફી આપવામાં આવી. સરકાર તરફથી ધર્મ સંબંધી કોઈપણ જાતની ડખલ થશે નહિ અને બધાને પોતાનો ધર્મ પાળવા દેવામાં આવશે એમ જાહેર થયું. વળી, સરકારી નોકરી માટે યોગ્યતાનું જ ધોરણ ગ્રહણ કરવામાં આવશે, જાતિભેદ પર લક્ષ આપવામાં નહિ આવે, વગેરે બાબતોનો ઢંઢેરામાં સમાવેશ કરવામાં આવ્યો. આ ઢંઢેરામાં જણાવેલા ઉમદા વિચારો જો બ્રિટિશ સરકાર અમલમાં મૂકે તો હિન્દી પ્રજાનો અસંતોષ મોટે ભાગે દૂર થાય.

## લૉર્ડ કૅનિંગની રાજ્યપદ્ધતિ

દુશ્મનને હરાવી તેના મુલકને કબજામાં લઇ તે ઉપર પોતાની સત્તા સ્થાપવી એ અઘરૂં કાર્ય છે. જીતાયલા મુલકો ઉપર સત્તા કાયમ રહે તેવો રાજ્યવહીવટ ચલાવવો એ તેટલુંજ અઘરૂં–તેટલાજ મહત્ત્વનું–બલ્કે વધારે મહત્ત્વનું કાર્ય છે. આવી વખતે જો દૂરંદેશી વાપરવામાં ન આવે તો ગંભીર પરિણામ આવવાનો સંભવ રહે. આ સત્ય લૉર્ડ કૅનિંગ સારી રીતે સમજતો હતો. તેથી તેણે બળવા પછી કુનેહથી અને માયાળુપણે રાજ્યકારભાર ચલાવ્યો. દેશી રાજાઓ પ્રત્યેની એની વર્તણૂક એ આ ઉદાર પદ્ધતિનો સચોટ પૂરાવો છે. જો રાજાઓ અપુત્ર હોય તો તેમનાં રાજ્યો ખાલસા કરવાની લૉર્ડ ડલહૌઝીના સમયથી ચાલી આવતી પદ્ધતિ એણે બંધ કરી; અને આવા રાજાઓને દત્તક લેવાનો હક રહેશે, એમ ખુલ્લી રીતે જાહેર કર્યું. વળી, જે જે રાજાઓએ બળવા દરમ્યાન બ્રિટિશ રાજ્યને મદદ કરી પોતાની વફાદારી બતાવી હતી તેમને ખીતાબ, જાગીર, વગેરે ભેટોની નવાજેસ કરી તેમની વફાદારીની જાહેર રીતે કદર કરી. આ ઉપરાંત પ્રજા તરફ પણ એણે ઘણી જ રહેમદીલી બતાવી. જેઓ બળવા દરમ્યાન સામે થયા હતા, તેમને સજા કરવાને બદલે માફી બક્ષી. એની આ પદ્ધતિ માટે કેટલાક પક્ષમાં સખત ટીકા થવા લાગી અને 'કૅનિંગ ઘણોજ ભલો છે', એમ કહેવાવા લાગ્યું.

## લૉર્ડ કૅનિંગનું ચારિત્ર્ય

લૉર્ડ કૅનિંગ ઘણાજ ઉમદા વિચારનો હતો; પોતાની ફરજ બજાવવામાં એણે તનતોડ મહેનત કરી હતી. બુદ્ધિમાં બીજા ગવર્નર અથવા વાઇસરૉય લૉર્ડ કૅનિંગથી ચઢી જાય ખરા, પરંતુ હિન્દની પ્રજા માટે જે અથાગ શ્રમ કૅનિંગે ઉઠાવ્યો તેવો બીજાઓએ કર્યો હશે કે કેમ તે સવાલ છે. આ શ્રમની તેના શરીર પર અસર થઇ અને ઇંગ્લાંડ ગયા પછી એ ભલો કૅનિંગ ત્રણ માસમાંજ મરણ પામ્યો.

## ૨

## લૉર્ડ એલ્જીન ( ૧૮૬૨-૬૩ )

લૉર્ડ કૅનિંગ પછી લૉર્ડ એલ્જીન વાઈસરૉય નિમાયો. એના સમયમાં કોઈ પણ અગત્યનો બનાવ બન્યો નથી. ફક્ત પંજાબમાં એક નાનો બળવો થયો હતો. વહાબી નામની ઝનૂની અફગાન કોમે બંડ કર્યું. શરૂઆતમાં આ ટોળીને દાબી દેવાનું મુશ્કેલ લાગ્યું, પણ પાછળથી સર હ્યુજની મદદથી આ બંડ સમાવી દેવામાં આવ્યું; ત્યાર પછી તરત જ ઈ. સ. ૧૮૬૩માં લૉર્ડ એલ્જીન મરણ પામ્યો.

## ૩

## લૉર્ડ લૉરેન્સ ( ૧૮૬૪-૬૯)

ઈ. સ. ૧૮૬૪માં સર જૉન લૉરેન્સ હિન્દુસ્તાનનો વાઈસરૉય થયો. લૉર્ડ કૉર્નવૉલીસના સમયથી આ જોખમદારીવાળી પદવી માટે પાર્લામેન્ટનો અનુભવ મેળવેલો હોય એવા બાહોશ રાજનીતિજ્ઞની નિમણૂક થતી. તે નિયમ આ સમયે તૂટ્યો. સર જૉન લૉરેન્સ ઈ. સ. ૧૮૨૯માં સનંદી નોકરીમાં જોડાયો હતો અને ઈ. સ. ૧૮૫૯માં નોકરીમાંથી ફારેગ થયા પછી હિન્દી વજીરની કાઉન્સીલનો સભ્ય નિમાયો હતો.

### ભૂતાનની લડાઈ

લૉરેન્સ વાઈસરૉય થયો કે તરત જ ભૂતાનનો પ્રશ્ન ફરીથી ઉભો થયો. ઈ. સ. ૧૭૭૨માં અંગ્રેજોએ ભૂતાનીઓની વિરુદ્ધ કુચબિહારના રાજાને મદદ કરી ત્યારથી તેઓ ને અંગ્રેજો વચ્ચે વિખવાદ શરૂ થયો. ત્યાર પછી જ્યારે જ્યારે છમકલાંઓ થતાં ત્યારે બેસાડી દેવામાં આવતાં; તોપણ થોડા સમય માટે જ શાંતિ રહેતી. ઈ. સ. ૧૮૬૩-૬૪માં ધુંધવાતો અગ્નિ ફરીથી પ્રજ્વલિત થયો. ભૂતાનીઓએ વાઈસરૉય

તરફથી મોકલવામાં આવેલા એલચી ઑનરેબલ ઍસ. બી. એડનનું ભારે અપમાન કર્યું અને અંગ્રેજોને શરમાવે એવી શરતો પર તેની પાસે સહી કરાવી લીધી. વાઇસિરોયને એ વાતની ખબર પડી કે તરતજ તેણે તે શરતો સ્વીકારવા ના પાડી અને લડાઈ જાહેર કરી. ભૂતાનના પહાડી પ્રદેશમાંથી લશ્કરને પસાર થવામાં ઘણી હાડમારી વેઠવી પડી. આખરે સુલેહ કરવામાં આવી. આ સુલેહની શરત મુજબ ભૂતાનીઓએ દ્વાર-જામના અઢાર પ્રાંત અંગ્રેજોને આપવાનું કબૂલ કર્યું. એના બદલામાં અંગ્રેજોએ દર વર્ષે અમુક રૂપીઆની મદદ કરવા કબૂલાત આપી. આ શરતોથી અંગ્રેજોએ મેળવવા કરતાં ખોયું ઘણું એમ માનનારાઓએ લૉર્ડ લૉરેન્સની સખ્ત ટીકા કરી. પણ તેઓ વાઇસિરોયની ઉદારતાનું ખરૂં રહસ્ય સમજી શક્યા ન હતા. આ પ્રદેશમાં ત્યારથી તે અત્યાર સુધી જે શાંતિ જળવાઈ રહી છે, તે વાઇસરોયના દૂરંદેશીપણાનેજ આભારી છે.*

## દુકાળો

આ વાઇસિરોયના સમયમાં હિન્દુસ્તાનમાં બે સખત દુકાળો પડ્યા. સને ૧૮૬૫માં બંગાળામાં વરસાદ ઘણો ઓછો પડ્યો. તેની માઠી

*આ સંબંધમાં પી. ઈ. રોબર્ટ્સ નીચે મુજબ જણાવે છે.

" Lawerence was fiercely attacked by a party in India for granting such favourable conditions, but generosity to a vanquished enemy on the part of an imperial power, provided that generosity is not abused, is not only magnanimous but sound policy. In this case, the lasting tranquillity that followed amply justified the Governor General's moderation. The Subsidy is so highly prized by the Bhutanese that our relations with them since that date have remained peaceful and cordial. Further, the territory surrendered by them (a strip 180 miles long and 20 to 30 broad) has proved a valuable acquisition and is now dotted with productive tea-gardens. "

અસર ઓરીસા સુધી પહોંચી. ત્યાં બીજે વર્ષે દુકાળ પડયો અને લાખો માણસો મરણ પામ્યાં. આ પ્રદેશની પ્રતિકૂળ કુદરતી રચનાને લીધે પરિણામ વધારે ગંભીર આવ્યું. આ આફતની જોખમદારી મુખ્યત્વે કરીને બંગાળાના લફ્ટનંટ ગવર્નર સર સેશીલ બીડન અને તેની કાઉન્સીલને શિર હતી. વાઇસિરોયના પોતાના શબ્દોમાં કહીએ તો 'બંગાળાના ગવર્નર અને તેની કાઉન્સીલના અભિપ્રાય વિરુદ્ધ મારે જવું જોઇતું હતું અને તેમ ન કરવામાં મેં ભૂલ કરી છે.' આ કમભાગ્ય પ્રદેશને માટે જાણે આટલું જ બસ ન હોય તેમ બીજો દૈવી કોપ થયો. નદીઓમાં ઉપરા ઉપરી મોટી રેલો આવી અને દુકાળના પંજામાંથી જે ભાગ બચ્યો હતો, તેમાંનો મોટો ભાગ આ રેલોનો ભોગ થઈ પડયો. પાકને અનહદ નુકસાન થયું; લોકોની માલમત્તાનો પત્તો મળ્યો નહિ અને વસ્તીનો લગભગ $\frac{1}{4}$ ભાગ નાશ પામ્યો.

ઈ. સ. ૧૮૬૮–૬૯માં બુંદેલખંડ અને રજપૂતાનાનો વારો આવ્યો; પણ સારે નસીબે આ સમયે સંકટનિવારણ માટે તાબડતોબ ઉપાયો લેવામાં આવ્યા, અને એના પરિણામે ભારે નુકસાન થતું અટક્યું.

### અફ્ઘાનીસ્તાન પ્રત્યેની નીતિ

ઇ. સ. ૧૮૬૩માં અફ્ઘાનીસ્તાનનો બાહોશ અમીર **દોસ્ત મહમદ** મરણ પામ્યો. રાજ્યગાદી માટે તેના સોળ પુત્રમાં મોટો ઝગડો થયો. થોડા સમય સુધી શેરઅલીએ રાજ્ય કર્યું પણ તેના મોટાભાઇએ એને હાંકી મૂકયો; તેથી તેણે બ્રિટિશ સરકારની મદદ માગી. પણ લૉરેન્સને અફ્ઘાનીસ્તાનના આંતરિક વિગ્રહમાં પડવું યોગ્ય ન લાગ્યું. તેથી તેને કોઇપણ જાતની મદદ કરવા ના પાડી. બીજાનાં કાર્યમાં માથું ન મારતાં પોતાનું સંભાળીને શાંત બેસી રહેવાની આ નીતિ ઘણાને પસંદ પડી નહિ. જો કે આ પદ્ધતિને વખોડી કાઢવામાં આવી છે, તોપણ સર્વ રીતે જોતાં તે યોગ્ય જ હતી એમ કહેવામાં ખોટું નથી. આ પદ્ધતિએ ચાલવામાં આવ્યું હોત તો લૉર્ડ લિટનના સમયમાં જે ગંભીર બનાવ બન્યા તે ન બનત.

# ૪

# લૉર્ડ મેયો; ૧૮૬૯–૭૨

## અફઘાનીસ્તાન

આગલા વાઇસિરોયે શેરઅલીને મદદ નહિ કરેલી તેથી તે ગુસ્સે હતો. તેને પોતાના પક્ષમાં લઇ લેવાના હેતુથી લૉર્ડ મેયોએ અંબાલામાં મોટો દરબાર ભરી, શેરઅલીને ત્યાં બોલાવી, તેનું સારૂં સન્માન કર્યું. લૉર્ડ મેયોએ દરબારની ભવ્યતા ઉપરાંત પોતાના વ્યક્તિત્વથી સારી છાપ પાડી અને શેરઅલી રાજી થઇ પાછો ફર્યો.

## મેયો કોલેજ

રાજપુત્રોને યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો તેઓ પોતાની પ્રજા પ્રત્યેની તેમજ બીજી ફરજો બરાબર સમજી શકે. આ હેતુ પાર પાડવા લૉર્ડ મેયોએ અજમેરમાં રાજપુત્રો માટે એક કોલેજ સ્થાપવાની યોજના તૈયાર કરી. સદરહુ કોલેજ એના મરણ પછી સ્થાપવામાં આવી અને તેનું નામ મેયો–કોલેજ રાખવામાં આવ્યું.

## સુધારાઓ

રાજ્યવહીવટમાં જે સુધારાઓ એણે દાખલ કર્યા તે પૈકી પ્રાંતિક ઇલાકાઓની સરકારને આર્થિક સ્વતંત્રતા આપવાનો સુધારો ઘણો જ અગત્યનો હતો. અત્યાર સુધી હિન્દુસ્તાનની વરિષ્ઠ સરકાર બધો પૈસો પોતાની પાસે રાખતી અને ઇલાકાઓની સરકાર તેની બહાલી મેળવ્યા પછી જ કોઇપણ જાતનો ખર્ચ કરી શકતી. આથી ઘણો લાંબો પત્ર-વ્યવહાર ચાલતો, જેને પરિણામે વખતનો ખોટો વ્યય થતો. લૉર્ડ મેયોએ આ પદ્ધતિમાં ફેરફાર કર્યો.

જમીનની મહેસૂલ અને બીજી આવક પાંચ વર્ષ માટે ઇલાકાની આવક તરીકે ગણવાનું નક્કી કરવામાં આવ્યું. જેથી તે આવક પર ઇલાકાની સરકારને સ્વતંત્ર હક રહ્યો. આ યોજનાને સ્થાનિક સ્વરાજ્યનું પહેલું પગથિયું કહીએ તો ખોટું નહિ.

આ ઉપરાંત રાજ્યમાં બીજા ઘણા સુધારાઓ દાખલ કરવામાં આવ્યા. રાજ્યકારભાર વ્યવસ્થિત રીતે ચાલે તે માટે તેના સાત વિભાગ પાડી, તે સાત સભ્યોને સોંપવામાં આવ્યા. હિન્દુસ્તાનની વસ્તીની ગણત્રી પહેલી જ વાર લૉર્ડ મેયોના સમયમાં થઇ. હિન્દુસ્તાનની ખેતી અને વેપારની સ્થિતિ વિષે આંકડાઓ મેળવવાની યોજના એણે દાખલ કરી.

**અંત**

ઇ. સ. ૧૮૭૨માં લૉર્ડ મેયોએ રંગુનની મુલાકાત લીધી અને કેદખાનાની સ્થિતિ જાતે તપાસવાના હેતુથી આન્ડામાન ગયો. પણ ત્યાંથી પાછા ફરતાં એક પઠાણ ગુનેગારે તેનું ખૂન કર્યું. એક દીર્ઘદષ્ટિવાળા વાઇસિરૉયનું અકાલ મૃત્યુ થયું તે માટે સર્વને ખેદ થયો.

## ૫

## લૉર્ડ નૉર્થબ્રુક: ૧૮૭૨–૭૬

**અફઘાનીસ્તાનઃ—**

મધ્ય એશિયામાં રશિયાની સત્તા ધીમે ધીમે વધતી જતી હતી. તે અટકાવવા માટે બંનેની—ઇંગ્લાંડ અને રશિયાની—હદ નક્કી કરવાની જરૂર હતી. તે મુજબ ઇંગ્લાંડ અને રશિયા સાથે કરાર કરવામાં આવ્યા અને બંનેની હદ (Spheres of influence) નક્કી થઈ.

**બિહાર અને ઉત્તર બંગાળામાં દુકાળ**

સને ૧૮૭૪માં બિહાર અને ઉત્તર બંગાળામાં મોટો દુકાળ પડયો. સરકાર તરફથી દુકાળ નિવારણાર્થે કુવા તથા તળાવ ખોદાવવાનું નવા રસ્તાઓ બનાવવાનુ તથા નવી રેલ્વે બાંધવાનું, વગેરે નવાં કામો ખોલવામાં આવ્યાં; અને એથી દુકાળથી પીડિત વર્ગને સારી મદદ મળી.

### વડોદરા

મલ્હારરાવ ગાયકવાડ ઇ. સ. ૧૮૭૦માં વડોદરાની ગાદીએ બેઠો. એના રાજ્યવહીવટમાં અંધાધુંધી ઘણી હતી. તેથી બ્રિટિશ સરકાર તરફથી વારંવાર ચેતવણી આપવામાં આવતી; છતાં તેની કાંઈ પણ અસર ન થઇ. ઇ. સ. ૧૮૭૫માં વડોદરામાં રહેતા બ્રિટિશ રેસીડન્ટ કર્નલ ફેરને ઝેર દીધાનું તહોમત તેના ઉપર મૂકવામાં આવ્યું. અને તેની તપાસ માટે જયાજીરાવ સિંધીઆ, જયપુરના મહારાજા રાયસિંહ અને સર દિનકરરાવ મળી ત્રણ હિંદી અને બીજા ત્રણ અંગ્રેજો એમ છ સભ્યોનું મંડળ નિમવામાં આવ્યું. અંગ્રેજ સભ્યોને મલ્હારરાવ ગુનેગાર છે એમ લાગ્યું. પણ હિંદી સભ્યોને તે દૂષિત લાગ્યો નહિ. તેથી છેવટે નિર્દોષ ગણી મલ્હારરાવને છોડી મૂકવામાં આવ્યો; છતાં પાછળથી તેના ખરાબ રાજ્યકારભાર માટે તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને સયાજીરાવ ગાયકવાડને ગાદી આપવામાં આવી.

### સુધારા

લૉર્ડ નૉર્થબ્રુકે ડહાપણથી રાજ્યકારભાર ચલાવી કેટલાક સારા સુધારાઓ દાખલ કર્યા. આવક પરનો કર કાઢી નાખ્યો; મીઠા પરનો કર કમી કર્યો; સ્થાનિક સ્વરાજ્યને ઉત્તેજન આપ્યું; અને હિન્દીઓને ઉંચે દરજ્જે ચઢાવ્યા.

### પરચુરણ

ઇ. સ. ૧૮૭૫માં મહારાણી વિકટોરીઆના જ્યેષ્ઠ પુત્ર પ્રિન્સ્ ઑાવ વેલ્સે (પાછળથી એડવર્ડ સાતમો) હિન્દુસ્તાનની મુલાકાત લીધી.

### રાજીનામું

હિન્દી પ્રધાન લૉર્ડ સેલીસબરીએ અફઘાનીસ્તાન સંબંધી જે પદ્ધતિ ગ્રહણ કરી તે સાથે લૉર્ડ નૉર્થબ્રુક સંમત થયો નહિ. તેથી ઇ. સ. ૧૮૭૬માં એણે રાજીનામું આપ્યું.

## ૬

# લૉર્ડ લિટન ૧૮૭૫-૮૦

### દરબાર

લૉર્ડ લિટનના સમયમાં સને ૧૮૭૭માં દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો અને મહારાણી વિક્ટોરીઆએ કૈસરે હિન્દની પદવી ધારણ કરી તે દરબારમાં જાહેર કરવામાં આવ્યું. વળી એ જ દરબારમાં સને ૧૮૫૮નો રાણીનો ઢંઢેરો વાંચી સંભળાવવામાં આવ્યો અને તેને ફરીથી બહાલ રાખવામાં આવ્યો.

### મદ્રાસમાં દુકાળ

હિન્દુસ્તાનને કમનસીબે થોડા થોડા સમયને અંતરે કોઈ કોઈ ભાગમાં દુકાળ પડયા જ કરે છે. આગળ આપણે જોયું તે મુજબ બંગાળા અને ઓરિસામાં દુકાળ પડયો હતો; હવે ઇ. સ. ૧૮૭૭-૭૮માં મદ્રાસનો વારો આવ્યો. મુંબઈ ઈલાકામાં પણ એ દુકાળની અસર થઈ. સરકાર તરફથી આ આફતમાં સપડાયેલા માણસોનું દુઃખ નિવારણ કરવા માટે અનેક ઉપાયો યોજવામાં આવ્યા. વાઈસરોયે લગભગ એક કરોડ રૂપીઆ સંકટ નિવારાર્થે વાપર્યા. તેમ છતાં જોઈએ તેવી અસર ન થઈ અને લગભગ બાવન લાખ માણસો મરણ પામ્યાં.

### દેશી છાપાંઓને લગતો કાયદો. ૧૮૭૮

સ્વતંત્ર પ્રેસ એ પ્રજાના હાથમાં મોટું શસ્ત્ર છે. એ વડે પ્રજા રાજ્યકારભારની ટીકા કરી તેની સામે લડત ચલાવી શકે છે. એનાથી સ્વાભાવિક રીતે સરકાર બ્હીતી રહે છે. અત્યાર સુધી દેશી છાપાંઓની સંખ્યા થોડી હતી. પણ હવે કેળવણીના પ્રચારથી તેની સંખ્યા વધતી જતી હતી. તેથી પ્રજામત જાહેર કરી શકાય એમ હતું. લૉર્ડ લિટન આથી ગભરાયો અને તેથી દરેક દેશી છાપું પોતાનો સ્વતંત્ર મત

જાહેર કરતું અટકે એ હેતુથી ૧૮૭૮માં દેશી છાપાંઓનો કાયદો અમલમાં મૂકયો. આ કાયદાની રૂએ દરેક કલેક્ટર અને મેજીસ્ટ્રેટને અમુક સત્તા આપવામાં આવી, જેને આધારે દેશી છાપાના અધિપતિને જે બાબતો સરકારને વાંધા ભરેલી લાગે તે ન છાપવા માટે કબૂલાત આપવાનું કહેવામાં આવ્યું. આથી દેશી છાપાની સ્વતંત્રતાને ફટકો પડયો, અને લૉર્ડ લિટન ઘણો જ અપ્રિય થઈ પડયો. આ કાયદા સામે ઘણી ઝુંબેશ ચલાવવામાં આવી અને આખરે આપણે આગળ જોઈશું તે મુજબ ઉદારચિત્ત વાઈસિરોય લૉર્ડ રિપને તે કાયદો કાઢી નાખ્યો.

## બીજો અફઘાન વિગ્રહ (૧૮૭૮–૧૮૮૦)

લૉર્ડ નૉર્થબ્રુકના સમયમાં રશિયા અને ઈંગ્લાંડની અફઘાનીસ્તાનની હદ નક્કી કરવામાં આવી તોપણ શાંતિ થઇ નહિ. યૂરોપમાં રશિયા અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ જાગ્યું, અને અફઘાનીસ્તાનની સહાય મેળવવાના ઇરાદાથી રશિયાએ પોતાનો એલચી અફઘાનીસ્તાન મોકલ્યો. ત્યાંના અમીરે એનું સારૂં સન્માન કર્યું. આ ઉપરથી અંગ્રેજોએ પણ એક એલચીને કાબુલ મોકલવા ઠરાવ કર્યો. તે મુજબ એક એલચીને કાબુલ મોકલવામાં આવ્યો. પરંતુ અફઘાનીસ્તાનની હદમાં એ દાખલ થયો કે તરત જ તેને અટકાવવામાં આવ્યો. તેથી તેને નિરુપાયે પાછા ફરવું પડયું. આ ઉપરથી લૉર્ડ લિટને લડાઇ જાહેર કરી.

---

[આ સંબંધમાં વાંચનારને સ્વાભાવિક પ્રશ્ન થાય કે આવો કાયદો દેશી છાપાંઓને જ કેમ લાગુ પાડવામાં આવ્યો? અંગ્રેજી છાપાંઓને શા માટે એમાંથી મુકત કરવામાં આવ્યાં? તેના જવાબમાં જણાવવાનું કે દેશી છાપાંઓ વાંચનાર વર્ગ સરખામણીમાં કેળવણીમાં પછાત હોય. અને તેથી તેઓ પર આવાં છાપાંની ઘણી અસર થાય; તે ઉપરાંત જેમ અંગ્રેજી છાપાઓમાં થતાં લખાણની સરકાર વિરૂદ્ધ થતી અસર ઓછી કરવા માટે બીજાં એંગ્લો ઈન્ડીઅન છાપાઓ તૈયાર હોય છે, તેમ દેશી છાપાઓ માટે હોતું નથી. વળી, જે સાધારણ જનસમાજ (masses)ની સીધી યા મુંગી સંમતિને લીધે પરદેશી રાજ્ય ટકી શકે છે, તે વર્ગ દેશી છાપાંઓ વાંચવાથી ઉશ્કેરાઇ જાય. આવાં કારણોને લીધે દેશી છાપાઓ ઉપર જ આવો અંકુશ મૂકવામાં આવ્યો હતો.]

બ્રિટિશ લશ્કરે કંદહાર અને જલાલાબાદ જીત્યાં અને શેરઅલીને નાસી જવું પડ્યું. થોડા વખતમાં શેરઅલી મરણ પામ્યો. એટલે બ્રિટિશે તેના ભાઈ યાકુબખાનને અમીર બનાવ્યો; અને તેની સાથે ઈ. સ. ૧૮૭૯માં સંધિ કરી. સંધિના કરાર મુજબ બ્રિટિશે યાકુબખાનને અમીર તરીકે સ્વીકારવાનું કબૂલ રાખ્યું અને યાકુબખાને કાબુલમાં એક અંગ્રેજ રેસીડન્ટ રાખવાની રજા આપી.

રેસીડન્ટને મોકલવામાં આવ્યો પણ તે અફઘાન પ્રજાને રુચ્યું નહિ. તેથી તેઓએ રેસીડન્ટ અને તેના બીજા માણસોનાં ખૂન કર્યાં. આથી લૉર્ડ લિટન ઉશ્કેરાયો અને ફરીથી લડાઈ જાહેર કરી. જનરલ રોબર્ટ્સને કાબુલ મોકલવામાં આવ્યો. તેણે અફઘાનોને હરાવ્યા અને યાકુબખાનને કેદ કરી હિન્દુસ્તાન મોકલી આપ્યો. આથી અફઘાન લોકો ઉશ્કેરાયા અને બળવો કરી સામા થયા. જનરલ રોબર્ટ્સે પોતાનો બચાવ કર્યો. એટલામાં ઈંગ્લાંડમાં પ્રધાનમંડળમાં ફેરફાર થયો અને પ્રગતિવાદી (Liberal) પ્રધાનમંડળના હાથમાં સત્ત આવી. એથી લૉર્ડ લિટનને રાજીનામું આપવું પડ્યું; એટલે લડાઈ અધુરી રહી.

## ૭

## લૉર્ડ રીપન ૧૮૮૦–૧૮૮૪

### અફઘાન વિગ્રહ

ઈ. સ. ૧૮૮૦ માં લાર્ડ રીપન વાઈસરોય થયો. આ સમયે અફઘાન વિગ્રહ ચાલુ જ હતો. એનું ટુંક વર્ણન આગળ આવી ગયું છે. હિન્દુસ્તાન આવ્યા પછી લૉર્ડ રીપનને માલમ પડ્યું કે યાકુબખાનના ભાઈ આયુબખાનને અંગ્રેજ લશ્કરે મેવાડ આગળ હરાવ્યું છે. તેથી તેણે લૉર્ડ રોબર્ટ્સને ફરીથી અફઘાનીસ્તાન મોકલ્યો. તેણે બહાદુરીથી કાબુલથી કંદહાર કુચ કરી અને અફઘાનીસ્તાનના લશ્કર પર વિજય મેળવ્યો. આથી અફઘાનો નરમ પડ્યા. અંગ્રેજોએ શેરઅલીના ભત્રીજા

અબ્દુલ રહેમાનને અમીર બનાવ્યો; અને ત્યાંથી પાછા ફર્યા. આ પ્રમાણે અફ્ઘાન વિગ્રહનો અંત આવ્યો.

## ઇલ્બર્ટ બીલ ૧૮૮૩

લૉર્ડ રીપનની વાઇસરૉય તરીકેની કારકિર્દીમાં ૧૮૮૩નું વર્ષ ચિરસ્થાયી રહેશે. અત્યાર સુધીમાં હિન્દી મેજીસ્ટ્રેટ અને જજ પ્રત્યે જે અપમાન ભર્યો વહેવાર ચાલુ હતો તેને લીધે જે જાતીય અસમાનતા વધી ગઈ હતી, તે દૂર કરવાના ઉમદા હેતુથી કાઉન્સીલના એક સભ્ય મી. ઇલ્બર્ટે એક બીલ રજુ કર્યું. ૧૮૭૩ના ફોજદારી કાયદા (Criminal Procedure code) મુજબ કોઇપણ હિંદી મેજીસ્ટ્રેટ અથવા જજને યુરોપીયન ગુનેગારનો કેસ ચલાવવાની સત્તા ન હતી. અત્યાર સુધી આવા પ્રસંગો પણ થોડા જ આવ્યા હતા. પણ છેલ્લાં દસ વર્ષની કેળવણીના પ્રચારને લીધે બાહોશ હિન્દીઓ જજ અને મેજીસ્ટ્રેટની ઉંચી પદવીએ પહોંચ્યા હતા. તેમની કોર્ટમાં યુરોપીયન ગુનેગારનો કેસ ન ચાલી શકે એવા પ્રતિબંધથી તેમનું સ્વમાન હણાતું હતું. આ કડવી લાગણી દૂર કરવાના હેતુથી ઈ. સ. ૧૮૮૩માં એવું બીલ રજુ કરવામાં આવ્યું કે જેથી દરેક હિન્દીને આ હક પાછો આપવામાં આવે; પરંતુ આવું થાય અને પોતાની આપખુદી જતી રહે, એ કોને ગમે? ગમે તે પ્રકારે આ બીલ ઉડાવી દેવા માટે આપણા યુરોપીયન ભાઇઓએ ભારે ખળભળાટ કરી મૂકયો. તેઓમાંના ઘણા તો એમ જ માની બેઠા હતા કે એક કાળો હિંદી તે એક ગોરા યુરોપીયનની સાથે સરખામણીમાં બેસી શકે જ નહિ. ગમે તેવો કેળવાયલો અને સંસ્કારી પુરુષ હોય, પણ આખરે તો કાળો હિન્દી જ કેની! તે વળી યુરોપીયન ગુનેગારનો કેસ કેમ ચલાવી શકે? આથી તેઓએ સખત ઝુંબેશ શરૂ કરી. આખરે વાઇસરૉયને નમતું આપવું પડયું; અને એમ નક્કી થયું કે જ્યારે જ્યારે યુરોપીયન ગુનેગાર એક હિન્દી જજની સમક્ષ ઉભો રહે ત્યારે જ્યુરીના સભ્યોની અર્ધી

સંખ્યા યુરોપીયન સભ્યોની હોવી જોઇએ. આ રીતે જો કે હિન્દી જજના માનભંગનો પ્રશ્ન કેટલેક અંશે લાભમાં ઉકેલાયો ખરો તોપણ જે ઉમદા હેતુથી આ બીલ લોર્ડ રીપને પોતાની કાઉન્સીલમાં દાખલ થવા દીધું હતું, તે ઉમદા હેતુ પાર પડયો નહિ.*

## સુધારાઓ

(૧) દેશી છાપાં પર મૂકાએલો અંકુશ દૂર કર્યો. (૨) સ્થાનિક સ્વરાજ્યનો કાયદો ઘડયો. (૩) કેળવણી માટે હંટર કમિશન નિમી તેની સૂચના અનુસાર યુનિવર્સિટીમાં યોગ્ય ફેરફાર કર્યા. (૪) સુતરાઉ કાપડની આયાત પરનો કર રદ કર્યો. (૫) પરચુરણ.

## દેશી છાપાંઓપર મૂકાએલો અંકુશ દૂર

લૉર્ડ લિટનના સમયમાં દેશી છાપાંઓ પર અંકુશ મૂકવામાં આવ્યો હતો, તેથી પ્રજામાં ઘણો જ અસંતોષ ફેલાયો હતો. લૉર્ડ રીપને તે કાયદો રદ કરી સદરહુ અંકુશ કાઢી નાંખ્યો અને પ્રજાની પ્રીતિ મેળવી.

## સ્થાનિક સ્વરાજ્યનો કાયદો

જે સુધારાઓ રીપને દાખલ કર્યા તે પૈકી સૌથી અગત્યનો સુધારો સ્થાનિક સ્વરાજ્યને લગતો હતો. શહેરના લોકો પોતાના શહેરને લગતો કારભાર પોતે કરી શકે તે માટે ઈ. સ. ૧૮૮૨માં આ કાયદો ઘડવામાં આવ્યો. તદનુસાર મ્યુનિસિપાલિટિમાં શહેર તરફથી ચૂંટાયલા પ્રતિનિધિઓને બેસવાનો હક મળ્યો. આ હક આગળ જતાં ધીમે ધીમે વિસ્તૃત થતો ગયો, અને ચૂંટાયલા સભ્યોની સંખ્યા વધતી ગઈ એટલું જ નહિ, પણ પ્રમુખને ચૂંટવાની સત્તા પણ મ્યુનિસિપાલિટિને જ મળી.

* "As Indians could not make a similar claim, the privileged position of Europeans was still maintained, and the endeavour of the Government to remove rank-distinctions was thus completely foiled." Says Mr. Roberts.

મ્યુનિસિપાલિટિ જેવી સ્થાનિક સંસ્થાઓ દ્વારા લોકોને વહીવટ કરવાની તાલીમ મળે અને પછીથી ધીમે ધીમે ઇલાકાનો અને આખા દેશનો રાજ્યવહીવટ ચલાવવાની શક્તિ પણ પ્રાપ્ત કરી શકાય. આ પ્રમાણે આ કાયદાથી હિન્દુસ્તાનને ઘણો લાભ થયો.

## કેળવણી માટે કમિશન

કેળવણી માટે ચાલી આવતી પદ્ધતિમાં ફેરફાર કરવાના હેતુથી લૉર્ડ રીપને સર ડબલ્યુ હંટરના પ્રમુખપણા હેઠળ વીસ સભ્યોનું એક કમિશન નિમ્યું. તેની સૂચનાનુસાર પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પર ઉચ્ચ કેળવણી જેટલું જ બલ્કે વધુ ધ્યાન આપવાનું નક્કી કરવામાં આવ્યું.

## સૂતરાઉ કાપડ પરની આયાતનો કર રદ

સર જોન સ્ટ્રેચી જેવા બાહોશ નાણાંખાતાના પ્રધાને દાખલ કરેલા સુધારાને લીધે દેશના વ્યાપારની સ્થિતિ સુધરી, અને સરકારી અંદાજપત્રોમાં ખોટને બદલે વધારો માલમ પડ્યો. લૉર્ડ રીપન જેવા ઉમદા વિચારવાળો વાઇસરૉય આ સ્થિતિનો લાભ લેવા ચૂકે તેમ નહોતું. તેણે તરત જ સૂતરાઉ કાપડપરની આયાતનો કર રદ કર્યો અને પ્રજાના હિતની લાગણીનો એક વધુ પૂરાવો આપ્યો.

## પરચુરણ

આ ઉપરાંત લોકહિતનાં બીજાં નાનાં કાર્યો એણે કર્યાં. દેશના હુન્નરને ઉત્તેજન આપવાના હેતુથી કલકત્તામાં એક મોટું ઔદ્યોગિક પ્રદર્શન ભર્યું. બંગાળામાં જમીનદારોનો જુલમ વધતો જતો હતો; અને તેઓ ખેડૂતોને ઘણો જ ત્રાસ આપતા હતા. તેમાંથી મુક્ત કરવા માટે ખેડૂતોને રાહત મળે એવો Bengal Tenancy Act નામનો કાયદો પસાર કરવામાં આવ્યો. હિન્દુસ્તાનનાં કારખાનાઓમાં નાની ઉંમરના મજુરોની સ્થિતિ ઘણી જ ખરાબ હતી. તેઓ પાસે ઘણું કામ

લેવામાં આવતું. તે સ્થિતિ સુધારવા માટે ૧૮૮૧માં એક કાયદો ઘડવામાં આવ્યો. એથી સાતથી બાર વર્ષની ઉંમરના મજુરો પાસે બાર કલાક કરતાં વધુ કામ ન લેવાનું નક્કી કરવામાં આવ્યું.

**મ્હૈસુર**

જે ઉમદા નીતિ બ્રિટિશ મુલકના રાજ્યવહીવટમાં લોર્ડ રીપને ગ્રહણ કરી હતી તેવી જ મોટા મનની પદ્ધતિ દેશી રાજ્યો પ્રત્યે પણ રાખવામાં આવી.

ઇ. સ. ૧૮૩૧માં મ્હૈસુરના રાજા કૃષ્ણરાવ ઓડીયરને ગેરવ્યવસ્થા, જુલમ, વગેરેના કારણસર પદભ્રષ્ટ કરવામાં આવ્યો, ત્યારથી ત્યાંનો વહીવટ બ્રિટિશ કમિશનદ્વારા ચલાવવામાં આવતો. ૧૮૬૭માં સદરહુ પદભ્રષ્ટ થએલો રાજા મરણ પામ્યો. બ્રિટિશ સરકારે રાજાના દત્તક પુત્રને રાજ્ય વહીવટ સોંપવાનો વિચાર કર્યો, પણ તે વખતે તે સગીર હતો એટલે તે વિચાર અમલમાં મૂકાયો નહિ. ઇ. સ. ૧૮૮૧ માં રાજા પુખ્ત ઉંમરે પહોંચ્યો કે તરત જ લૉર્ડ રીપને તેને મ્હૈસુરની ગાદી પાછી સોંપી.

## લૉર્ડ રીપન વાઇસિરોય તરીકે

ઉપર વર્ણવેલાં કાર્યોના નિરીક્ષણથી વાંચકને ખાત્રી થઈ હશે કે અત્યાર સુધીના વાઇસરોય પૈકી લૉર્ડ રીપન જેટલી ઉદારતા ભાગ્યે જ કોઇપણ વાઇસિરોયે બતાવી હશે. રાજ્યવહીવટ માટે જે કાંઈ ધારાઓ ઘડયા, તે સર્વમાં પ્રજાહિત એ જ એનું દૃષ્ટિબિંદુ હતું. સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર કરી પ્રજાને પ્રગતિને માર્ગે મૂકી. ઇલ્બર્ટ બીલથી હિન્દી જજ અને મેજીસ્ટ્રેટને થતું અપમાન દૂર કરવાનો ઇરાદો હતો. દેશી છાપાંપરનો કાયદો રદ કરી એણે છાપાંઓની સ્વતંત્રતા પર થએલો હુમલો અટકાવ્યો. વળી, એણે એક જ ખાતા તરફ લક્ષ આપ્યુ છે એમ નથી. કેળવણી માટે હંટર કમિશન, મજુરોની સ્થિતિ સુધારવા માટેનો ૧૮૮૧નો કાયદો ઔદ્યોગિક પ્રદર્શન, ઇલ્બર્ટ બીલ, વગેરે બતાવી આપે છે કે

લૉર્ડ રીપનનું કાર્ય સર્વદેશીય હતું. જે ચાળીસ વર્ષમાં ન થઈ શકે તે લૉર્ડ રીપને ચાર વર્ષના ટુંકા સમયમાં કરી અમર કીર્તિ મેળવી. આવો વાઇસિરોય લોકપ્રિય નીવડે, પ્રજાનો પ્રેમ સંપાદન કરે, અને સર્વ વાઈસરોયમાં અદ્વિતીય બની માન મેળવે તેમાં શું નવાઈ!

## ૮

## લૉર્ડ ડફરીન ૧૮૮૪–૧૮૮૮

### અફઘાન પ્રશ્ન

જ્યારથી અફઘાન વિગ્રહ શરૂ થયો ત્યારથી દરેક વાઇસરોયને બ્રિટિશ–અફઘાન સંબંધ જાળવી રાખવા તરફ ઘણુંજ લક્ષ આપવું પડતું. લૉર્ડ ડફરીનને પણ એમ જ કરવું પડયું. પોતાની સત્તા વધારવાની સ્વાભાવિક લાલસા રશિયા રોકી શકયું નહિ. અને અફઘાનીસ્તાનની સરહદથી ૧૫૦ માઈલ દૂર આવેલું મર્વ નામનું શહેર રશિયાના હાથમાં ગયું. આ સમાચારે દરેક જગ્યાએ ખળભળાટ કરી મૂકયો. ઈંગ્લાંડના રાજ્યનીતિજ્ઞોમાં પણ ગભરાટ ઉત્પન્ન થયો, અને લૉર્ડ ડફરીન પર તારો છૂટવા માંડયા. સારે નસીબે આ સમયે અફઘાનીસ્તાનનો અમીર અબદુર રહેમાન વાઈસરોયના નિમંત્રણને માન આપી તેના તરફથી ભરવામાં આવેલા દરબારમાં હાજરી આપવા આવ્યો હતો અને તેનો મુકામ રાવલપીંડીમાં હતો. અમીર ઘણોજ બાહોશ, કુનેહબાજ અને વ્યવહારકુશળ પુરુષ હતો. તેણે જોયું કે ઘંટીના બે પડ (રશિયા અને ઇંગ્લાંડ) વચ્ચે અફઘાનીસ્તાન ચગદાઈ જતું હતું. તેથી તેણે જેમ બને તેમ શાંતિથી અને કુનેહથી આ પ્રશ્નનો નીવેડો લાવવા નિશ્ચય કર્યો. તેણે જાહેર કર્યું કે મર્વનો કબજો રાખવા હું બહુ ઉત્સુક નથી; તેના બદલામાં જો મને પશ્ચિમની સરહદ પાસેનો ઝુલ્ફીકાર નામનો પ્રદેશ મળે તો મને સંતોષ થશે. આ જાહેરાતથી લડાઇનો અગ્નિ શાંત થયો. અને ભવિષ્યમાં ફરીથી તકરાર ન થાય, તે માટે લૉર્ડ ડફરીને અંગ્રેજ અને રશિયન અમલદારોનું એક મંડળ સ્થાપ્યું. આ મંડળે અફઘાનીસ્તાનની સરહદ નકકી કરી.

## ત્રીજો બ્રહ્મી વિગ્રહ

બ્રહ્મદેશનો રાજા થીબો સ્વતંત્ર વિચારનો હતો. તે કેટલેક અંશે જુલમી પણ હતો. અંગ્રેજ સરકાર સાથે થયેલા કરાર મુજબ ચાલવાની તેની ઇચ્છા ન હતી. બ્રિટિશ વેપારીઓપર તેણે ભારે જુલમ કરવા માંડયો, અને જર્મની, ઇટાલી, ફ્રાન્સ, વગેરે દેશની બીજી યૂરોપીય પ્રજા સાથે વેપાર માટે પત્રવ્યવહાર શરૂ કર્યો. ફ્રાન્સ તરફ તેનો ખાસ પક્ષપાત હતો તે બ્રિટિશ સરકારને કેમ રૂચે ? વળી, પહેલા અને બીજા બ્રહ્મી વિગ્રહને પરિણામે આરાકાન, ટેનાસરીમ, અને પેગુ અંગ્રેજના કાબુમાં આવ્યા એટલે હિન્દના પૂર્વ ભાગ તરફના બર્માનો ભાગ તો બ્રિટિશ કબજામાં આવ્યો જ હતો. તો બાકીના બ્રહ્મદેશને શા માટે સર કરી ન લેવું ? આ હેતુથી લૉર્ડ ડફરીને લડાઇ જાહેર કરી અને બર્મા તરફ અંગ્રેજ લશ્કરે કૂચ કરી. થોડા સમયમાં લશ્કર માંડલેમાં દાખલ થયું, અને તે સર કરી તેનો કબજો લીધો. થીબોને કેદ કરવામાં આવ્યો. આ પ્રમાણે ત્રીજા બ્રહ્મી વિગ્રહનો અંત આવ્યો. એને પરિણામે ઉપલા બ્રહ્મદેશને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

## હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના

હિન્દના દૃષ્ટિબિંદુએ મહાસભા નામના મંડળની સ્થાપના એ ઘણો જ મહત્ત્વનો બનાવ હતો. ઉચ્ચ કેળવણીનો પ્રચાર, પોતાની અધોગતિનું ભાન, વગેરે અનેક કારણોને લીધે હિન્દવાસીઓમાં નવું ચેતન આવ્યું અને રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થઈ. એને પરિણામે (Indian National Congress) હિન્દી રાષ્ટ્રીય મહાસભા નામનું પ્રજાકીય મંડળ અસ્તિત્વમાં આવ્યું. પ્રજાની માગણી વ્યવસ્થિત રીતે સરકાર સમક્ષ રજુ કરવી એ આ મંડળનો મુખ્ય ઉદ્દેશ હતો. આ સંસ્થાની પહેલી બેઠક ઈ. સ. ૧૮૮૫ માં સર રોમેશચંદ્ર બોનરજીના પ્રમુખપણા હેઠળ મુંબઇમાં મળી. તે વખતે પ્રતિનિધિઓની સંખ્યા માત્ર ૭૨ ની હતી. આ સંસ્થાને અસ્તિત્વમાં લાવવા માટે મી. એ. ઓ. હ્યૂમ. સર ઉબલ્યુ,

વેડરબર્ન, સર સુરેંદ્રનાથ, દાદાભાઇ નવરોજી વગેરે ભાઇઓએ ઘણો શ્રમ ઉઠાવ્યો હતો.

### સુધારાઓ

લૉર્ડ ડફરીનના સમયમાં પ્રજાહિતને લગતા કેટલાક અગત્યના સુધારા કરવામાં આવ્યા. Factory Act નામનો કારખાનાને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાની રૂએ સ્ત્રીઓ માટે દિવસના અગીઆર કલાકની મજુરી નક્કી કરવામાં આવી. વળી, નવ વર્ષથી નાની ઉંમરનાં છોકરાંઓને કારખાનામાં મજુર તરીકે દાખલ ન કરવાનું નક્કી થયું. આ ઉપરાંત અઠવાડીઆમાં એક દિવસ રજા પાળવી એમ ઠર્યું.

બીજો સુધારો સંમતિ વયનો કાયદો (Age of consent Act) હતો. આ કાયદાની રૂએ સંમતિવય દસથી વધારી બાર પર લઇ જવામાં આવી.

## ૯
## લૉર્ડ લેન્સડાઉન ૧૮૮૮–૧૮૯૪

### મણિપુરમાં હુલ્લડ

ઈ. સ. ૧૮૯૦માં આસામની સરહદ પર આવેલા મણિપુરના રાજ્યમાં ભારે હુલ્લડ થયું. તે દાબી દેવાના હેતુથી આસામના ચીફ કમિશ્નરને ત્યાં મોકલવામાં આવ્યો. પણ બળવાખોરોએ ચીફ કમિશ્નર અને બીજા નાના અમલદારોને મારી નાખ્યા. તેમ છતાં બ્રિટિશ લશ્કરે બહાદુરીથી હુલ્લડ શમાવી દીધું; અને ગુનેગારોને શિક્ષા કરવામાં આવી. ત્યારબાદ રાજવંશના એક બાળકને ગાદી પર બેસાડવામાં આવ્યો અને તે સગીર હોવાથી રાજ્યનો બંદોબસ્ત બ્રિટિશ અમલદારના હાથમાં મૂકવામાં આવ્યો.

### ઈ. સ. ૧૮૯૨ નો કાઉન્સીલ એક્ટ

યુનિવર્સિટીની કેળવણીએ અને રાષ્ટ્રીય મહાસભાએ હિન્દુસ્તાનમાં નવું વાતાવરણ ઉત્પન્ન કર્યું. પ્રજામત વધુ અને વધુ કેળવાયો, અને

પ્રજાએ પોતાના હકો માટેની લડત જોસભેર ચલાવી. આ ચળવળે સરકારપર ધારેલી અસર ઉત્પન્ન કરી. હિન્દી પ્રજાને રાજ્યકારભારમાં વધુ હક આપવાના ઇરાદાથી ઇ. સ. ૧૮૯૨માં Indian Council Act નામનો કાયદો પસાર થયો. આ કાયદાની રૂએ વડી ધારાસભાના સભ્યોની સંખ્યા વધારવામાં આવી. સભ્યોને વાર્ષિક અંદાજપત્ર પર વિવેચન કરવાનો, અને અમુક હદમાં કાયદા મુજબ સવાલો પૂછવાનો હક આપવામાં આવ્યો. પ્રાંતિક ધારાસભામાં પણ અગત્યનો સુધારો દાખલ કરવામાં આવ્યો. એથી યુનિવર્સિટી, ડિસ્ટ્રિક્ટ બોર્ડ, મ્યુનિસિપલ બોર્ડ વગેરે જાહેર સંસ્થાઓને પ્રાંતિક ધારાસભામાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો હક મળ્યો. આ પ્રમાણે મંડળોદ્વારા પ્રતિનિધિતત્ત્વ દાખલ થયું.

### અફઘાન પ્રશ્ન

અફઘાનીસ્તાનની સરહદનો પ્રશ્ન વળી પાછો ઉભો થયો. અને વિવિધ પ્રકારની ખટપટ પછી (Sphere of British Influence) બ્રિટિશ સત્તાના વિસ્તારની હદ ચિત્રલ સુધી લઇ જવામાં આવી.

### ચલણ

આ વાઇસરોયના સમયમાં દુનિયાના જુદા જુદા ભાગોમાં અનેક કારણોને લીધે રૂપાની કિંમત એકદમ ઘટી ગઇ; એને લીધે હિન્દુસ્તાન જેવા રૂપાના ચલણવાળા દેશમાં ગંભીર સ્થિતિ ઉત્પન્ન થઇ. રૂપીઆની કિંમત ઘટતી ઘટતી ઈ. સ. ૧૮૯૨ માં ૧ શિલિંગ અને ૧ પેન્સ સુધી પહોંચી; અને હિન્દુસ્તાનના વ્યાપારનું સત્યાનાશ વળ્યું.

હિન્દુસ્તાનને મુખ્યત્વે કરી ગ્રેટબ્રિટન સાથે વ્યાપાર કરવાનો રહે છે, અને ગ્રેટબ્રિટનમાં સોનાનું ચલણ છે. જેથી રૂપાની કિંમત ઘટવાથી અમુક રકમ માટે પહેલાં જેટલાં રૂપીઆ મોકલવા પડે, તેના કરતાં હવે વધુ રૂપીઆ મોકલવાની જરૂર પડે. આ દેવું કંઈ રોકડ રકમથી અપાતું નથી, પણ તેટલી કિંમતનો માલ નિકાસ કરવો પડે છે. એટલે હિન્દુસ્તાનમાંથી વધારે માલનો નિકાસ થયો. આના પરિણામે

અંદાજપત્રમાં ભારે ખોટ આવી. એ ખોટ પૂરી પાડવા માટે પ્રજા પર વધુ કરો નાખવામાં આવ્યા. 'ઇન્કિમ ટેક્સ' ફરીથી દાખલ થયો અને મીઠાના કરમાં પણ વધારો કરવામાં આવ્યો.

## ૧૦

## લૉર્ડ એલ્જીન (બીજો) ૧૮૯૪-૧૮૯૯

### કર, દુકાળ, પ્લેગ, વગેરે

રૂપીઆની કિંમત ઘટી જવાથી સરકારને ભારે ખોટ ગઇ, તેથી નવા કરો નાખવા પડયા; એ સઘળું આપણે વાંચ્યું. પ્રજાને કમનસીબે ઈ. સ. ૧૮૯૬માં હિન્દુસ્તાનમાં મોટો દુકાળ પડયો. મુંબઈ, મદ્રાસ, સંયુક્ત પ્રાંતો, બિહાર, રજપૂતાના, વગેરે હિન્દુસ્તાનના પ્રાંતો આ દુકાળના પંજામાં સપડાઈ ગયા. લગભગ સાડાસાત લાખ માણસો મરણ પામ્યાં અને પીડાયેલાં અને મદદ લેનારાંઓની સંખ્યા ૧૮૯૭માં ચાળીસ લાખ સુધી પહોંચી. જાણે એટલેથી જ બસ ન હોય તેમ હિન્દુસ્તાનની ભાગ્યહીન પ્રજાપર બીજો દૈવી કોપ ઉતર્યો. ૧૮૯૬ના ઑગષ્ટ મહિનામાં ગાંઠિયા તાવ નામની મરકી મુંબઇમાં દાખલ થઇ. તે 'બ્યુબોનિક પ્લેગ'ના નામથી ઓળખાય છે. આ મરકી પ્રથમ ગ્રીસમાં ઈ. સ. પૂર્વે ૪૩૧માં દાખલ થઈ હતી અને જુદા જુદા પ્રદેશોની મુલાકાત લઇ છેવટે હોંગકોંગ મારફતે હિન્દુસ્તાનમાં દાખલ થઈ એમ મનાય છે. મરકી પ્રથમ ઉંદરોનો ભોગ લે છે, અને પછી માણસોમાં ફેલાય છે. જ્યાં મરકી શરૂ થવાની હોય ત્યાં પ્રથમ મરેલા ઉંદરો માલમ પડે છે. માણસો આ ચેતવણીનો લાભ લઇ લે છે અને જે ઘરો, મહોલ્લાઓ, શહેરો, વગેરેમાં મરેલા ઉંદર દેખાય છે તેનો ત્યાગ કરે છે. ૧૮૯૭ના ફેબ્રુઆરી સુધીમાં લગભગ ચાર લાખ માણસો મુંબઇ છોડી ચાલ્યા ગયા. પ્લેગમાંથી બચવા માટે દાકતરોએ રસી શોધી કાઢી છે, જે મૂકાવવાથી થોડા સમય માટે સંરક્ષણ થઇ

શકે છે. આ ઉપદ્રવ હિન્દુસ્તાનનાં જુદા જુદા ભાગોમાં ફરી વળ્યો છે. તે એટલો ભયંકર અને પ્રબળ માલુમ પડયો છે કે તેનો નાશ કરવા માટે સરકાર તરફથી આદરવામાં આવેલા સર્વે પ્રયત્નો નિષ્ફળ નિવડયા છે.

## ચિત્રલ

વાયવ્ય પ્રાંતોની સરહદ પરનો ચિત્રલ પ્રાંત બ્રિટિશ સત્તા હેઠળ મૂકવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૯૫માં ત્યાં બળવો જાગ્યો. બ્રિટિશ એજન્ટ ડૉ. રોબર્ટસ ત્યાં જઈ પહોંચ્યો કે તરત જ તેને ઘેરી લેવામાં આવ્યો. તેની મદદ માટે લશ્કર મોકલવામાં આવ્યું. થોડા સમય પછી પાસેના બીજા મુલકોમાં પણ તોફાન જાગ્યું. તેને શાંત કરવા માટે બીજું લશ્કર મોકલવું પડયું. આ પ્રમાણે સરહદ પરના પ્રાંતો માટે સમય અને પૈસાનો મોટો વ્યય થયો. તે ઇંગ્લાંડમાં લૉર્ડ રોઝબરીની કેબીનેટને રુચ્યું નહિ. તેથી તેણે ચિત્રલ ખાલી કરવાનો હુકમ કાઢયો. પરંતુ તે અમલમાં મૂકાય ત્યાર પહેલાં લૉર્ડ રોઝબરીની હાર થઈ અને લૉર્ડ સેલીસબરી પ્રધાન થયો. એણે સદરહુ હુકમ રદ કર્યો. આ પ્રમાણે બળવો સમાવવાનું કામ જારી રહેવાથી બળવાખોરોને શાંત કરી શકાયા. અંતે સરહદ ઉપર સર્વત્ર શાંતિ સ્થપાઈ.

# ૧૧

# લૉર્ડ કર્ઝન ૧૮૯૯–૧૯૦૫

## બીજાં રાજ્યો સાથેની રાજ્યનીતિ

ઈ. સ. ૧૮૯૯માં હિન્દુસ્તાનના વાઈસરોય તરીકે જ્યોર્જ નેથેનીઅલ કર્ઝન નિમાયો. એની ઉંમર ૪૦ વર્ષની હતી. તેણે અત્યાર પહેલાં પરદેશી ખાતાના પ્રધાન (Minister of Foreign Affairs) અને હિન્દુસ્તાનના નાયબ પ્રધાન (Under Secretary) ની ઉંચી પદવીઓ ભોગવી હતી. વળી હિન્દુસ્તાનની ચાર વખત મુલાકાત લીધી

હતી. અફઘાનીસ્તાન, ચિન, કોરીઆ, જાપાન, વગેરે દેશોમાં ફરી તેને લગતા પ્રશ્નોનું જ્ઞાન સંપાદન કર્યું હતું. આ ઉપરાંત એશિયાને લગતા વિષયોના અભ્યાસ કરી તે વિષે ત્રણ પુસ્તકો લખ્યાં હતાં. આ રીતે હિન્દુસ્તાનની વાઇસિરોયની જોખમદારી સ્વીકારતાં પહેલાં એણે એશિયા અને ખાસ કરીને હિન્દ વિષે પૂરતી માહિતી મેળવી હતી. રાજ્યવહીવટના આંતરિક પ્રશ્નો ઉપરાંત બાહ્ય પ્રશ્નો પૈકી મુખ્યત્વે કરીને વાયવ્યકોણની સરહદ પરના પ્રદેશ, અફઘાનીસ્તાન, તિબેટ અને ઇરાનની સાથેનો સંબંધ અને તે પ્રત્યે હિન્દ સરકારનું વલણ નક્કી કરવાનાં હતાં.

## વાયવ્યકોણની સરહદ પરનો પ્રદેશ

વાયવ્યકોણની સરહદ પરની તોફાની ટોળીઓને વશ કરવા બ્રિટિશ લશ્કર રોકવામાં આવતું તે ત્યાંથી ખસેડી લેવામાં આવ્યું, અને તેને બદલે તેઓમાંથી જ લશ્કરી ટુકડી ઉભી કરી બંદોબસ્ત તેમને સોંપવામાં આવ્યો. પાસેના મુલકમાં 'વાયવ્યકોણની સીમાનો પ્રાંત' (North Western Frontier Province) બનાવી ત્યાં ચીફ કમિશ્નર નિમવામાં આવ્યો. આ પ્રમાણે પંજાબના બે વિભાગ બન્યા—એક લેફ્ટનન્ટ ગવર્નરના હાથ નીચે અને બીજો ચીફ કમિશ્નરના હાથ નીચે. આ ગોઠવણ પછી લગભગ દશ વર્ષ સુધી આ પ્રદેશમાં શાંતિ રહી તે જ બતાવી આપે છે કે આ રાજ્યનીતિ ફતેહમંદ નીવડી હતી.

## અફઘાનીસ્તાન

ઉપર મુજબ વાયવ્યકોણની સરહદ પરના પ્રદેશની ગોઠવણને લીધે અફઘાનીસ્તાન સાથેનો સંબંધ પણ ઘણો સારો રહ્યો. ત્યાંની સરહદ પરની ટોળીઓ ઘણી વખત તોફાન કરવા ઉશ્કેરાઇ જતી; પણ અમીર અબ્દુર રહેમાન તેમને યુક્તિ અને ડહાપણથી કાબુમાં રાખતો. આ અમીર ઇ. સ. ૧૯૦૧માં મરણ પામ્યો અને ત્યારપછી તેનો

છોકરો હબીબુલ્લા અમીર થયો. તેના સમયમાં શાંતિનો ભંગ થવાનો પ્રસંગ આવ્યો, છતાં લૉર્ડ કર્ઝને તે દાબી દીધો અને અફઘાનીસ્તાન સાથેનો મિત્ર તરીકેનો સંબંધ ચાલુ રહ્યો.

## તિબેટ

અફઘાનીસ્તાન મુજબ તિબેટમાં પણ રશિયાની સત્તા વધતી જતી હતી. તે અટકાવવા માટે લૉર્ડ કર્ઝને લશ્કર મોકલ્યું. ત્યાં દલાઈ લામા બૌદ્ધનો ધર્મગુરુ હતો, અને રાજ્યવહીવટ પણ તેના હાથમાં જ હતો. લશ્કરને જવાનો માર્ગ વિકટ હતો. રસ્તો ઝાડ વગરનો ઉજ્જડ હતો અને બરફ પણ પુષ્કળ પડતો. પત્રવ્યવહાર માટે ઘણી અગવડ હતી. આ સઘળી મુશ્કેલીઓ છતાં સર ફ્રાન્સીસ યંગ હઝબન્ડની સરદારી હેઠળ લશ્કરે બહાદુરીથી કૂચ કરી. લશ્કર લાસા પહોંચ્યું ત્યાર પહેલાં દલાઈ લામા નાસી ગયો. બ્રિટિશ અમલદારે તેના પ્રતિનિધિ સાથે મસલત ચલાવી સુલેહ કરી. આ કરારનામાની મુખ્ય શરતો નીચે મુજબ હતી. (૧) હિન્દ અને તિબેટ વચ્ચે વ્યાપાર ચાલુ રાખવા માટે યાતુંગ, ગ્યાન્સે, અને ગારતુકને વ્યાપારી સ્થળો તરીકે નક્કી કરવામાં આવ્યાં. (૨) બ્રિટિશ સરકાર તરફથી એક એજન્ટ ગ્યાન્સેમાં રાખવાનું કર્યું અને જરૂરી વખતે લાસા જઈ પહોંચવાની તેને સત્તા આપવામાં આવી. (૩) બ્રિટિશ સરકારની સંમતિ વગર તિબેટનો કોઈ પણ ભાગ બીજા રાજ્ય સાથે જોડી શકાય નહિ તેમ જ તેનાથી છૂટો પાડી શકાય નહિ. (૪) બીજાં રાજ્યોને રેલ્વે વગેરે બાંધવાની સગવડ આપી શકાય નહિ. વળી દંડ તરીકે જે મોટી રકમ નક્કી કરવામાં આવી હતી તે પાછળથી પાર્લામેન્ટે ઘટાડી.

## ઈરાન

ઈરાનના અખાતપર લાંબા સમય થયાં બ્રિટિશ સરકારે પોતાની સત્તા જમાવી હતી. અખાતને ચાંચિયાઓના ભયમાંથી મુક્ત કર્યો હતો, અને તેનું ચારે બાજુએથી સારૂં રક્ષણ કરેલું હતું. યૂરોપની

બીજી પ્રજાઓથી આ સહન ન થઈ શક્યું. ૧૮૯૨ માં ફ્રાન્સ જાગ્યું અને ત્યાંના એક રાજ્યનીતિજ્ઞે જણાવ્યું કે ઇરાનના અખાતમાં સર્વોપરી સત્તા સ્થાપવાનો ઈંગ્લાંડને કોઈ પણ જાતનો હક નથી. ઈ. સ. ૧૮૯૮ માં ઓમાનના સુલતાને બ્રિટિશ સરકાર સાથેના ૧૮૯૧ ના ખાનગી કરારનો ભંગ કરી જીસે નામનું બંદર ફ્રાન્સને આપ્યું, અને એ સાથે તેનું રક્ષણ કરવા માટેની સર્વ સત્તા પણ તેને સોંપી. આ કરારભંગની ખબર પડતાંજ લૉર્ડ કર્ઝને એક કાફલો મોકલ્યો અને સુલતાનના મહેલને બાળી મૂકવાની ધમકી આપી. તરત જ ધારેલી અસર થઈ અને સુલતાને ફ્રાન્સને જે હક આપ્યો હતો તે પાછો લઇ લીધો.

આ ઉપરાંત રશિયા પણ પોતાની સત્તા એશિયામાં વધારવા માટે ઉત્સુક હતું. ઇરાનનો ઉત્તર ભાગ ધીમે ધીમે રશિયાની સત્તામાં આવે એવો સંભવ હતો. ઇરાનનું મુખ્ય શહેર તહેરાન રશિયાની હદથી ફક્ત સો માઇલ જ દૂર હતું. વળી, ઈરાની લશ્કરના ઉપરી અમલદારો મોટે ભાગે રશિયનો હતા.

આ કારણોને લીધે ઇરાનના અખાત માટે બ્રિટિશ સરકારની શી નીતિ રહેશે તે ખુલ્લી રીતે જાહેર કરવાની જરૂર હતી. તે મુજબ ઈ. સ. ૧૯૦૩માં પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ લેન્સડાઉને બ્રિટિશ સરકારની નીતિ જાહેર કરી જણાવ્યું કે જો કોઈ પણ પ્રજા ઈરાનના અખાતમાં કાફલો રાખી પોતાની સત્તા જમાવવાનો પ્રયાસ કરશે, તો બ્રિટિશ સરકાર તેની સામે થવા માટે યોગ્ય પગલાં ભરશે. આ જાહેરાત પછી તરત જ લૉર્ડ કર્ઝને અખાતની મુલાકાત લીધી અને અખાતના સંરક્ષણ માટે તેમજ બીજી પ્રજાઓને પોતાની સત્તા સ્થાપતાં અટકાવવા માટે યોગ્ય બંદોબસ્ત કર્યો.

### બંગાળાના ભાગલા

લૉર્ડ કર્ઝનની વાઇસરોય તરીકેની કારકિર્દીમાં સૌથી મહત્ત્વનો બનાવ બંગાળાના ભાગલાનો હતો. બંગાળાની વસ્તી ઘણી જ વધી

ગઈ હતી; મુંબઈ ઇલાકા કરતાં ચાર ગણી હતી. આખા ઇલાકાનો વહીવટ એક જ લેફ્ટનન્ટ ગવર્નર સારી રીતે કરી શકે એમ ન હતું. તેથી લૉર્ડ કર્ઝને બંગાળાના બે ભાગલા પાડયા. બંગાળાનો પૂર્વ ભાગ આસામને જોડી દઈ તેને પૂર્વ બંગાળા નામ આપવામાં આવ્યું. તેનું મુખ્ય મથક ઢાકા રાખવામાં આવ્યું. બાકીના ભાગને પશ્ચિમ બંગાળા નામ આપી તેનો વહીવટ કલકત્તામાં રાખવાનું ઠર્યું.

આ યોજના બંગાળાની પ્રજાને રુચી નહિ. એક ભાગમાં વસ્તીનો મોટો ભાગ મુસલમાન હતો અને ઘણો જ નાનો ભાગ હિન્દુઓનો હતો તેથી પ્રજાને એમ લાગ્યું કે હિન્દુમુસલમાનને લડાવી અંગ્રેજ સરકાર રાજ્ય કરવા માગે છે. આથી પ્રજાની લાગણી ઉશ્કેરાઈ અને આ ભાગલા રદ કરાવવા માટે ભારે ચળવળ શરૂ થઈ. ઠેર ઠેર જાહેર સભાઓ ભરવામાં આવી અને બ્રિટિશ માલનો બહિષ્કાર અને સ્વદેશીનો પ્રચાર જાહેર કરવામાં આવ્યો. વિદ્યાર્થીઓને સરકારી શાળાઓનો ત્યાગ કરી રાષ્ટ્રીય શાળાઓમાં દાખલ થવાનો બોધ આપવામાં આવ્યો. આ રીતે પ્રજાએ લૉર્ડ કર્ઝનના આ પગલા તરફ પોતાનો સખત અણગમો જાહેર કર્યો. પણ લૉર્ડ કર્ઝનની ઉપર આની કાંઈ પણ અસર થઈ નહિ. તે આગ્રહી પુરુષ હતો, અને પોતે ધારેલું કામ ગમે તે ભોગે કરવા તત્પર હતો. તેથી તે મક્કમ રહ્યો અને લોકમાં જે અસંતોષ ફેલાયો હતો તેની જરાપણ દરકાર ન રાખી પોતાનું જ ધાર્યું કર્યું. આથી તે ઘણો જ અપ્રિય થયો. પાછળથી સરકારને નમતું આપવું પડયું અને ઇ. સ. ૧૯૧૧માં બંગાળાના ભાગલા રદ કરવામાં આવ્યા.

## યુનિવર્સિટી એક્ટ, ૧૯૦૪

હિન્દુસ્તાનની યુનિવર્સિટીમાં જે શિક્ષણ આપવામાં આવતું હતું, તેમાં ઘણી ખામીઓ હતી એમ સર્વનો મત હતો. તે દોષ દૂર કરવા શું પગલાં ભરવાં જોઇએ તે સૂચવવા માટે એક કમિશન નિમવામાં આવ્યું. આ કમિશને જે સૂચનાઓ કરી તે પૈકી યુનિવર્સિટીનું બંધારણ બદલ-

વાની સૂચના પણ હતી. કેળવણીમાં જેને રસ ન હોય ,તેવા માણસો યુનિવર્સિટીમાં દાખલ થઈ ગયા હતા તેમને દૂર કરવા જોઈએ અને સારા કેળવાએલા માણસો લેવા જોઈએ. તેમજ સરકાર તરફથી નિમાએલા સભ્યોની બહુમતી જોઈએ; એ મુજબ કમિશને અભિપ્રાય આપ્યો.

તદનુસાર ઈ. સ. ૧૯૦૪ માં યુનિવર્સિટી એક્ટ પસાર કરવામાં આવ્યો. તે મુજબ સેનેટના સભ્યો (Fellows)ની સંખ્યા ૧૦૦ની નક્કી કરવામાં આવી. તેમાં એંસી સભ્ય સરકાર નિમે અને બાકીના વીસ, ગ્રેજ્યુએટો તરફથી ચુંટાય. દર પાંચ વર્ષે નવા સભ્યો નિમવાનું નક્કી થયું.

કેળવણી આપવામાં અત્યાર સુધી જે સ્વતંત્રતા હતી તે આ કાયદાથી છીનવી લેવામાં આવી અને સરકારનો કાબુ ઘણો જ વધી ગયો, તેથી એ કાયદો ઘણો જ અપ્રિય થઈ પડ્યો.



સર ફીરોજશાહ

મરહુમ સર ફીરોજશાહ મહેતા તથા મી. ગોખલેએ આ કાયદાને વખોડી કાઢી તે રદ કરાવવા માટે કાઉન્સીલમાં પોતાનો બનતો પ્રયાસ કર્યો, પણ લોર્ડ કર્ઝને જરા પણ મચક ન આપી અને આખરે પ્રજાપક્ષના વિરોધ છતાં કાયદો પસાર કરવામાં આવ્યો.

આ મુજબ કેળવણીની પદ્ધતિમાં રહેલા દોષો સુધારવાનું બાજુએ રહ્યું અને ઉલટું કેળવણીના ક્ષેત્રમાં સરકારની દખલગીરી વધી.

### સુધારાઓ

લૉર્ડ કર્ઝનને જુના ઐતિહાસિક મકાનો માટે ઘણો જ શોખ હતો, અને આવી જુની વસ્તુઓના સંરક્ષણ માટે તે બહુ જ કાળજી રાખતો. અમદાવાદ, કલકત્તા, દિલ્હી, પૂના, બીજાપુર, વગેરે સ્થળોએ પ્રાચીન ઐતિહાસિક મકાનો છે, તે સર્વને સુધારી સારી સ્થિતિમાં રાખવા માટે **પ્રાચીન વસ્તુ સંશોધક તથા પ્રાચીન વસ્તુ સંરક્ષક** નામનું નવું જ ખાતું ખોલવામાં આવ્યું. લોર્ડ કર્ઝનના આ કાર્ય માટે હિન્દુસ્તાન એનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

આ ઉપરાંત ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે લૉર્ડ કર્ઝને ઘણા સારા સુધારાઓ દાખલ કર્યા. સહકારી મંડળીઓની સ્થાપના એ સૌથી અગત્યનો અને ખેડૂતોને ઘણો જ લાભકારક સુધારો છે. આ મંડળીઓ મારફતે ખેડૂતોને થોડે વ્યાજે નાણાં મળવાં લાગ્યાં અને તેથી તેઓની પૈસા સંબંધી હાડમારી ઘણે અંશે દૂર થઈ.

### રાજીનામું

ઈ. સ. ૧૯૦૪ માં લૉર્ડ કર્ઝન ઈંગ્લાંડ ગયો; અને જો કે સાધારણ રીતે વાઇસરોયની નિમણૂક પાંચ વર્ષ માટે જ હોય છે તોપણુ એના સંબંધમાં અપવાદ તરીકે એને વધુ વખત માટે વાઇસરોય તરીકે ચાલુ રાખવાનું નક્કી થયું. તે મુજબ લૉર્ડ કર્ઝન હિન્દુસ્તાન પાછો ફર્યો. પણ તરત જ હિન્દના સેનાધિપતિ લૉર્ડ કિચનર સાથે સત્તાના સંબંધમાં મતભેદ પડયો, અને બ્રિટિશ પ્રધાનમંડળે લૉર્ડ કિચનરને ટેકો આપ્યો. લૉર્ડ કર્ઝનનું અપમાન થયું તેથી તે રાજીનામું આપી ઈ. સ. ૧૯૦૫માં ઈંગ્લાંડ ગયો.

### લૉર્ડ કર્ઝન વાઈસરોય તરીકે

બુદ્ધિ અને ઉદ્યમ એ બન્ને ભાગ્યે જ સાથે જોવામાં આવે છે; પરંતુ લૉર્ડ કર્ઝન બુદ્ધિશાળી અને બાહોશ નર હતો. એટલું જ નહિ પણ તે ઘણો જ ઉદ્યમી હતો; અથાગ શ્રમ લેવાની તેનામાં શક્તિ હતી.

પોતે બુદ્ધિશાળી હોવાથી બીજાઓની કોઇપણ નવી સૂચના તરફ એ તિરસ્કારની નજરથી જોતો, અને એવી સૂચનાઓ એને ગમતી નહિ. પોતે ઘણું કામ કરી શકતો હોવાથી દરેક ખાતાના માણસો પાસે ઘણા કામની આશા રાખતો અને તેઓની પાસે કામ કરાવતો. બંગાળાના ભાગલાએ બતાવી આપ્યું કે લૉર્ડ કર્ઝન દૃઢ નિશ્ચયવાળો પુરુષ હતો. પ્રજાપ્રીતિ ખોવાને ભોગે પણ એ પોતાનું ધાર્યું જ કરતો. પ્રજામતની અવગણના કરી તેથી એ ઘણોજ અપ્રિય થઇ પડયો; છતાં તેની તેણે દરકાર ન કરી. એક સિદ્ધાંત તરીકે આ ગુણ સારો કહેવાય. ઢીલાપોચા માણસના હાથમાં રાજ્યની લગામ હોય તો વારંવાર પ્રજા તરફની કનડગત પણ થાય.*

એનાં અનેક આપખુદીભર્યાં કાર્યોને લીધે એ પ્રજાપ્રીતિ સંપાદન કરવા ભાગ્યશાળી ન નિવડયો. છતાં એક વ્યક્તિ તરીકે લૉર્ડ કર્ઝન મહાન્ અને પ્રભાવશાળી હતો એમ તો કહેવું જ જોઇએ. એના અદ્વિતીય વ્યક્તિત્વની છાપ દરેક ખાતા પર પડયા વગર રહેતી નહિ.×

---

* મી. રોબર્ટસ કહે છે તે મુજબ:—

"Nothing is more fatal to a Government than to create the impression that it will always yield to pressure. By doing so it wins neither the gratitude of its opponents, nor peace for itself. You cannot conduct a successful administration by a policy of continually selling the pass. Measures advanced to a certain stage must be carried through or their authors stand forth as bankrupt in credit and prospects."

× "But when all the facts are reviewed, and when all possible deductions are made, Lord Curzon's Viceroyalty must surely stand out as great and notable, great in the roll of the tasks actually achieved, great in the lofty sense of duty invariably displayed, in the exacting labours unremittingly fulfilled, and great in stately and impressive eloquence which defended his policy before the bar of public opinion."

× × × × ×

" Whatever errors, whatever failures-and both error and failure are inseparable from human energy-critics may detect in his six years of office, it cannot be doubted that when the cloud-belts of contemporary detraction have cleared away, Lord Curzon's name will stand amongst the foremost of those that make up the illustrious roll of the Governors-General of India. " Mr. Roberts.

" A hundred times in India have I said to myself "Oh that to every Englishman in this country, as he ends his work, might be truthfully applied the phrase. 'Thou hast loved righteousness and hated inequity.' " No man has, I believe, ever served India faithfully, of whom that could ever be said. All other triumphs are tinsel and sham. Perhaps, there are few of us, who make anything but a poor approximation to that ideal. But let it be our ideal all the same. To fight for the right, to abhor the imperfect, the unjust or the mean, to swerve neither to the right hand nor to the left, to care nothing for flattery or applause or abuse-it is so easy to have any of them in India-never to let your enthusiasm be soured or your courage grow dim, but remember that the Almighty has placed your hand on the greatest of his ploughs, in whose furrow the nations of the future are germinating and taking shape to drive the blade a little further in your time and to feel that somewhere among these millions, you have left a little justice or happiness or prosperity, a sense of manliness or moral dignity, a spring of patriotism, a dawn of intellectual enlightenment or a stirring of duty, where it did not before exist. That is enough, that is the Englishman's justification in India. It is good enough for his watchward while he is here, for his epitaph when he is gone. I have worked for no other end. Let India be my judge. " **India under Lord Curzon and after** by Fraser.

# ભાગ સાતમો

# નવો યુગ

## ૧

## લૉર્ડ મિંટો ૧૯૦૫-૧૯૧૦

### લૉર્ડ મોર્લે અને લૉર્ડ મિંટોનો સંયુક્ત કારભાર

જે સમયે લૉર્ડ કર્ઝન હિન્દુસ્તાન છોડી સ્વદેશ ગયો તે જ સમયે સ્વતંત્રતાના હિમાયતી "લીબરલો" ઘણી મોટી સંખ્યામાં પાર્લામેન્ટના સભ્યો તરીકે ચુંટાયા અને એજ પક્ષના સભ્યોનું એક સત્તાવાન પ્રધાનમંડળ થયું. આ બનાવથી હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક નવો યુગ શરૂ થયો, અને એની હિન્દુસ્તાનના બ્રિટિશ રાજ્યવહીવટપર ઘણી અસર થઇ. "લીબરલ" પક્ષના એક આગળ પડતા સભ્ય મી. જોન મોર્લે (પાછળથી લૉર્ડ મોર્લે) હિન્દી પ્રધાન નિમાયા. પોતાની પદવીને લગતી સર્વ સત્તાનો ઉપયોગ કરીને પોતાના "લીબરલ" પક્ષના રાજકીય સિદ્ધાંતો હિન્દુસ્તાનના રાજ્યવહીવટને લગાડીને એણે હિન્દુસ્તાનમાં રાજકીય સુધારા દાખલ કરવાનો નિશ્ચય કર્યો. એમને સારે નસીબે ઈ. સ. ૧૯૦૫ ના નવેંબર માસમાં કેનેડાના ગવર્નર જનરલ લૉર્ડ મિંટો હિન્દુસ્તાનના વાઇસરોય નિમાયા. હિન્દી પ્રધાન અને હિન્દના વાઇસરોયના રાજકીય વિચારો ઘણી બાબતોમાં મળતા આવતા હતા. હિન્દુસ્તાનના જુના કાયમ અમલદારોની સલાહ પર આધાર ન રાખતાં બન્ને જણાએ સહકાર કરીને એકબીજાના વિચારોની આપ લે કરી. હિન્દુસ્તાનના રાજ કારભાર વિષે સ્વતંત્રપણે વિચાર કર્યો અને હિન્દુસ્તાનને માટે "મોર્લે-મિંટો સુધારા" ઘડી કાઢયા. આથી લૉર્ડ મિંટોના પાંચ વર્ષના કારભારને "મોર્લે-મિંટોનો સંયુક્ત કારભાર" કહેવામાં આવે છે.

## રાજકીય પરિસ્થિતિ



દાદાભાઈ નવરોજજી

મોર્લે-મિંટો કારભાર શરૂ થયો તે સમયે હિન્દુસ્તાનની રાજકીય પરિસ્થિતિ ઘણી ચિંતા કરાવનારી હતી. કર્ઝનના વખતમાં જ બંગભંગની સામે બંગાળા અને બીજા પ્રાંતોમાં કોલાહલ મચી રહ્યો હતો. વિરોધ દર્શાવવા હિંસાત્મક રાજદ્રોહની ચળવળ શરૂ થઈ હતી. એ ચળવળે મિંટોના સમયમાં ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. ચળવળ સ્થળે સ્થળે પ્રસરી અને વખત જતાં વધુ અને વધુ હિંસાત્મક બનતી ગઈ. ડાકુઓ અને બંડખોરો જુલમી કૃત્યો કરવા લાગ્યા. સરકારી અમલદારોના ઠેકઠેકાણે ખૂન થયાં. જાહેર સભાઓમાં રાજદ્રોહવાળા ભાષણો ઠામઠામ થવા લાગ્યા. મહાસભાએ બંગભંગની સામે સખત વિરોધ દર્શાવનારો ઠરાવ પસાર કર્યો. અત્યાર સુધી માત્ર શિક્ષિતવર્ગ જ મહાસભાની પ્રવૃત્તિમાં ભાગ લેતો હતો. હવેથી દરેક વર્ગ અને કોમે એમાં રસ લેવા માંડયો. મહાસભાની પ્રવૃત્તિએ મિંટોના સમયમાં જુદુ સ્વરૂપ લીધું. હિન્દના રાજકીય કારભારમાં હિન્દીઓનો હિસ્સો હોવો જોઇએ અને વધુ સત્તા હિન્દીઓને મળવી જોઇએ, એ માંગણીઓ ઉપરાંત મહાસભાએ સ્વદેશી માલ વાપરવાની અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની ચળવળ શરૂ કરી. આ સમયથી મહાસભામાં બે પક્ષ પડયા. એક તરફ મોડરેટસ હતા. એ પક્ષની માન્યતા એવી હતી કે હિન્દની પ્રજાને ધીમે ધીમે રાજકારભારમાં હિસ્સો મળે અને હિન્દ અને બ્રિટન વચ્ચે સંપૂર્ણ સહકાર રહે એ જ હિન્દને માટે

લાભદાયક છે. બીજો પક્ષ એકસ્ટ્રીમીસ્ટનો હતો. તેઓ સ્વરાજવાદી હતા. સ્વરાજ મેળવવામાં બળની જરૂર પડે તો તેનો પણ ઉપયોગ કરીને હિન્દને માટે તે મેળવવું એવો એમનો મત હતો. બંગાળા અને મુંબઈમાં એકસ્ટ્રીમીસ્ટ પક્ષ બળવાન હતો. એ પક્ષના વડા નેતા લોકમાન્ય બાળગંગાધર ટીળક હતા. ૧૯૦૬માં દાદાભાઇની* કુનેહને લીધે મહાસભાનું નાવ સહીસલામત હંકારી ગયું; પરંતુ ઇ. સ. ૧૯૦૭માં સુરતમાં મોટું ભંગાણ પડયું. એકસ્ટ્રીમીસ્ટ પક્ષના કેટલાકોએ બંડખોર ચળવળ ચાલુ જ રાખી. સરકારી અમલદારો પર ખૂની હુમલાઓ થવા લાગ્યા. એ ભયંકર અને હિંસાત્મક રાજદ્રોહની ચળવળ દાબી દેવાને ઈંગ્લાંડના લીબરલ

---

* સને ૧૮૨૫માં એક ગરીબ પારસી કુટુંબને ત્યાં દાદાભાઈનો જન્મ થયો. જન્મ પછી ટૂંક સમયમાં પિતાનું અવસાન થયું. માતા તથા પિતા બન્નેની ફરજ એકલી માતાને શિર પડી. કાર્યકુશળ અને વ્યવહારૂ માતાએ આપત્તિમાં ધૈર્ય રાખી અનેક સંકટો વેઠી બાળકને ઉચ્ચ કેળવણી આપી. દાદાભાઇ મુંબઈ યુનિવર્સિટીના એમ. એ. થયા. અને એલફીન્સ્ટન કોલેજમાં પ્રોફેસર નિમાયા. થોડા સમય પછી વ્યાપાર અર્થે વિલાયત ગયા. તે વખતે અંગ્રેજ લોકોમાં હિન્દુસ્તાન વિષે ઘોર અજ્ઞાન હતું. હિન્દ તેમજ બીજા દેશોમાં હિન્દી માટે ઘણો હલકો અભિપ્રાય બંધાયો હતો. માતૃભકત દાદાભાઇમાં સ્વદેશ પ્રેમ ઉભરાયો. વ્યાપાર છોડી દેશની સેવા માટે કમર કસી. અનેક ભાષણો આપી, લેખો લખી, વાદવિવાદ કરી એમણે હિન્દ માટેનું અજ્ઞાન દૂર કર્યું.

એમના મક્કમતા, સત્યપ્રીતિ, વિદ્વતા, સરળતા વગેરે ગુણોને લીધે પ્રમાણિક અંગ્રેજ એમની તરફ આકર્ષાયા. પરિણામે દાદાભાઈ પાર્લામેન્ટના સભ્ય થયા. આ અનુપમ માન મેળવનાર દાદાભાઈ પહેલાજ હિન્દી હતા. ૧૯૦૬ની કલકત્તાની મહાસભાના પ્રમુખ સ્થાનેથી એમણે 'સ્વરાજ્ય'ની હાકલ કરી. ત્યારબાદ હિન્દની સ્થિતિ વિષે અંગ્રેજીમાં એક પુસ્તક લખ્યું. આ પુસ્તકમાં, અંગ્રેજ હિન્દમાં આવ્યા ત્યારથી હિન્દની આર્થિક સ્થિતિ બગડતી ગઈ છે, હિન્દ દિવસે દિવસે વધારે ગરીબ થતો જાય છે, એમ દાખલા દલીલ સાથે એમણે સાબીત કર્યું. ઇ. સ. ૧૯૧૭માં ૯૨ વર્ષની વયે તેઓએ દેહ છોડયો. તેઓ હિન્દના ઈતિહાસમાં 'The Grand Old Man of India' અથવા 'હિન્દના દાદા' તરીકે ઓળખાય છે.

પ્રધાન મંડળે હિન્દની સરકારને સખત પગલાં લેવાની પરવાનગી આપી. એ પક્ષના નેતા લોકમાન્ય ટીળકને ઈ. સ ૧૯૦૮ માં રાજદ્રોહના આરોપને માટે ૭ વર્ષની સજા કરવામાં આવી. લાલા લજપતરાય અને સરદાર અજિતસિંહને દેશપાર કરવામાં આવ્યા બંગાળામાં પણ આબરૂ-દાર ગૃહસ્થોની ધરપકડ કરવામાં આવી.

## મોર્લે-મિંટો સુધારા

મોર્લે અને મિંટોને આ બે પક્ષને શાંત પાડવાના હતા. મોર્લેની માન્યતા એવી હતી કે એકસ્ટ્રીમીસ્ટ પક્ષને દાબી દેવાનો ઉત્તમ માર્ગ એ હતો કે મધ્યમ પ્રકારના રાજકીય સુધારાઓ આપીને મોડરેટ પક્ષને સરકાર તરફ જીતી લેવો. લોર્ડ મિંટો સાથે ઘણો સમય વાટાઘાટ અને પત્રવ્યવહાર કર્યા પછી બન્નેએ એકત્ર થઈ "મોર્લે-મિંટો સુધારા" દાખલ કર્યા. ધારાસભાના સભ્યોની સંખ્યામાં ઘણો સારો વધારો કરવામાં આવ્યો.નિમણૂકના સિદ્ધાંતની સાથે સાથે ચૂંટણીનો સિદ્ધાંત પણ દાખલ કરવામાં આવ્યો. વડીધારાસભાના સભ્યોની સંખ્યા ૨૧ થી વધારીને ૬૦ કરવામાં આવી. જો કે તેમાં સરકારી અમલદારોની સંખ્યા બીન સરકારી સભ્યોના કરતાં વધારે રાખવામાં આવી. પ્રાંતિક ધારા-સભાના સભ્યોની સંખ્યા લગભગ બેવડી કરવામાં આવી અને પ્રાંતિક ધારાસભાઓમાં સરકારી અમલદાર સભ્યોના કરતાં બીન સરકારી સભ્યો વધારે સંખ્યામાં હોવાથી વધુ બળવત્તર હતા. તે જ વખતે વાઇસરોયની એકઝીકયુટીવ કાઉન્સીલમાં લૉર્ડ સિંહની નિમણૂક કરવામાં આવી, હિન્દી પ્રધાનની કાઉન્સીલમાં બે હિન્દી ગૃહસ્થોને નિમવામાં આવ્યા, અને પ્રાંતિક એકઝીકયુટીવ કાઉન્સીલમાં એક હિન્દીની નિમણૂક કરવામાં આવી. આમ છતાં સુધારામાં કેટલીક ગંભીર ખામીઓ હતી.

વડીધારાસભા તથા પ્રાંતિકધારાસભાની સત્તા માત્ર દેખાવની જ હતી. તેઓને રાજકારભાર અને અંદાજપત્ર પર ટીકા અને ચર્ચા કરવાની સત્તા આપવામાં આવી. પણ તેઓને નાણાં અટકાવવાની તથા પ્રધાનોને કાઢી

શકવાની સત્તા ન્હોતી. રાજ્યના આંતરીક કારભારમાં હિન્દીઓને બહુ થોડો હિસ્સો આપવામાં આવ્યો. પરિણામે સુધારાને માટે જે મોટી આશાઓ રાખવામાં આવી હતી તે નિષ્ફળ ગઇ. સુધારાથી એવી પરિસ્થિતિ થઈ કે ખસેડી ન શકાય એવી એકઝીક્યુટીવ કાઉન્સીલો સાથે કામ કરવાનું નક્કી થયું, અને આથી કારભારમાં ઘણી મુસ્કેલીઓ ઉત્પન્ન થઈ. ઘણા હિન્દીઓને તેમ જ મોડરેટ પક્ષના મી. ગોખલે* જેવા અગ્ર નેતાઓને પણ આ સુધારા અધુરા લાગ્યા. આટલું છતાં સુધારાથી હિન્દીઓને આડકતરી રીતે કેટલાક લાભ પણ થયા. હિન્દીઓએ એ અસંતોષકારક સુધારાઓ સ્વીકાર્યા અને જે થોડી ઘણી સત્તા મળી તેનો બને તેટલો લાભ લીધો. તેથી રાજ્ય-કારભારમાં વધારે હિસ્સા તથા સત્તાને માટે તેઓની ઇચ્છા વધારે પ્રબળ થઇ. પરિણામે તેઓ વધુ સુધારા માટે અને નવા હકોને માટે



ગોખલે

*ગોપાળ કૃષ્ણ ગોખલેનો જન્મ ૧૮૬૬માં થયો. દાદાભાઇ માફક ગોખલેએ પણ નાનપણમાં પિતાનો છાંયો ખોયો. કુટુંબનો ભાર એના મોટાભાઇ ગોવિંદને શીર પડયો. કારકુન તરીકેની માસિક રૂ. ૧૫ થી ૨૦ ની આવકમાંથી ગોવિંદ પોતાના ભાઇને દર માસે. રૂા. ૮) મોકલતો, જેમાંથી કૉલેજની ફી. ખાવાનો ખર્ચ વગેરે સઘળું નિભાવવું પડતું. આમ છતાં ગોખલેએ દૃઢતાથી પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો. ૧૮ વર્ષની નાની વયે તેઓ બી. એ. થયા. ચીપલુનકર, અગરકર, ટીળક વગેરે દેશભક્તના સહવાસ અને પરિચયને લીધે એમનામાં સ્વદેશાભિમાનના અંકુર સ્ફુર્યા. ડેકન એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઇ.

માંગણીઓ કરવા લાગ્યા. તેમ જ તે મેળવવાને પ્રથમથી તૈયારીઓ કરવા લાગ્યા. એકસ્ટ્રીમીસ્ટ પક્ષ તો આ અધુરા સુધારાથી અસંતોષી હોઈ, લગભગ અલગ જ રહ્યો; તેઓએ નિરાશ થવાથી પોતાની હિંસાત્મક ચળવળ ચાલુ જ રાખી. તેમાં અધુરામાં પુરૂં મોર્લેએ બંગાળાના વિભાગ રદ કરવાની ના પાડી.

## એડવર્ડનું અવસાન

ઈ. સ. ૧૯૧૦ ના મે માસની ૭મી તારીખે સાતમા એડવર્ડનું અવસાન થયું. એમની પછી એમના પુત્ર પાંચમા જ્યોર્જ શહેનશાહ થય

લોર્ડ મોર્લે અને લોર્ડમિંટોએ કારભાર પણ લગભગ સાથે જ છોડયે

---

ગોખલે સોસાયટીમાં જોડાયા. લગભગ ૧૮ વર્ષ સુધી સ્વયંસેવક તરીકે કો જની સેવા બજાવી. દરમ્યાન ખંત ઉત્સાહ અને ધીરજથી એમણે હિન્દુસ્તાન આર્થિક સ્થિતિનો બારીક અભ્યાસ કર્યો. ૧૮૯૭માં Currency કમિ આગળ જુબાની આપવા મુંબઇના પ્રતિનિધિ તરીકે તેઓ ઈંગ્લાંડ ગયા. ઢ લની સચોટતા, પોતાના મંતવ્ય માટે ડગલે ને પગલે આંકડા અને તે મોટે ભાગે સરકારી રિપોર્ટમાંથી લીધેલા—નો આધાર, વિશાળ જ્ઞાન, ઉંડે અભ્યાસ—આ સઘળાને લીધે ઈંગ્લાંડના આંકડા–શાસ્ત્રીઓએ ગોખલે માટે ઉંચો મત બાંધ્યો. સને ૧૯૦૦માં ગોખલે મુંબાઈની પ્રાંતિક કાઉન્સીલના સભ્ય નિમાયા, ત્યાં એમણે સરકારની મહેસૂલ પદ્ધતિની સખત ઝાટકણી કાઢી ૧૯૦૨માં તેઓ સુપ્રીમ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય થયા. અંદાજપત્ર એમના ભાષણોએ લૉર્ડ કર્ઝન જેવા વાઇસરોયને ચકિત કર્યા. પ્રાથમિક કેળવ ફરજીયાત કરવા માટે ગોખલેએ ઘણો પ્રયાસ કર્યો. ૧૯૦૫ની બનારસની મહ સભાનું પ્રમુખ–સ્થાન એમને આપવામાં આવ્યું. તેઓએ દક્ષિણ આફ્રિકા વસતા હિન્દીઓની હાડમારીનો પણ સારો અભ્યાસ કર્યો. એમણે માતૃભૂમિ સેવા કરનારા પુરૂષોને તાલીમ આપવા માટે ‘Servants of India Socie ‘હિન્દુસ્તાનના સેવકોનું’ મંડળ સ્થાપ્યું. તેને અંગે તેમજ બીજી ૦ પ્રવૃત્તિઓના બોજાને લીધે ગોખલેની તબીયત લથડી અને ૧૯–૨–૧૫ને તેમનું અવસાન થયું.

## ૨
## લૉર્ડ હાર્ડિંજ ૧૯૧૦-૧૯૧૬
### નામદાર શહેનશાહનો દિલ્હીમાં રાજ્યાભિષેક

૧૯૧૧ ના ડીસેંબરની ૧૨ મી તારીખે શહેનશાહ પાંચમા જ્યોર્જનો દિલ્હીમાં રાજ્યાભિષેક થયો. શહેનશાહે બંગાળાના ભાગલા રદ કર્યા અને કેળવણી માટે પચાસ લાખ રૂપીઆની ગ્રાન્ટ જાહેર કરી.

### મહાન યુરોપીય યુદ્ધ

૧૯૧૪ ના ઑગસ્ટ માસમાં યૂરોપમાં એક મોટા યુદ્ધની શરૂઆત થઈ. એક પક્ષમાં જર્મનિ, ઑસ્ટ્રીઆ અને તુર્કસ્તાન હતા. બીજા પક્ષમાં ઈંગ્લાંડ, રશીયા, ફ્રાન્સ અને બેલ્જિઅમ જોડાયા. હિન્દે પોતાની વફાદારી સંપૂર્ણ રીતે બતાવી આપી. મોર્લે-મિન્ટો સુધારાથી ઉત્પન્ન થયલો અસંતોષ લોકો ઘડીભર ભૂલી ગયા અને સામ્રાજ્યના કટોકટીના સમયમાં સર્વ પ્રકારનો ભોગ આપવા તૈયાર થયા. દેશી રાજાઓએ પણ સામ્રાજ્યને પોતાનાથી બનતી મદદ કરી.

### લૉર્ડ હાર્ડિંજ વાઇસરૉય તરીકે

દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓને થતા અન્યાય માટે ત્યાંની યુનીઅન ગવર્નમેન્ટ સામે હાર્ડિંજે ભારે ઝૂંબેશ ઉઠાવી. બંગાળાના ભાગલા રદ કરાવવા બ્રિટિશ કેબીનેટને એ સમજાવી શક્યો. વળી અસાધારણ સંજોગોમાં પણ એ પોતાના મનનું સમતોલપણું જાળવી શકતો. એના ઉપર ૧૯૧૨માં બોમ્બ ફેંકવામાં આવ્યો તોપણ એણે પોતાની ઉદાર રાજ્યનીતિ ચાલુ રાખી. આથી હાર્ડિંજ ઘણો જ લોકપ્રિય વાઈસરૉય થયો. ૧૯૧૬ માં જ્યારે એ ઇંગ્લાંડ ગયો ત્યારે હિન્દની પ્રજાએ તેમજ દેશીરાજાઓએ એને અપૂર્વ માન આપ્યું.

## ૩
## લૉર્ડ ચેમ્સફર્ડ ૧૯૧૬-૨૧
### મહાન યુદ્ધ અને હિન્દુસ્તાન

લૉર્ડ ચેમ્સફર્ડ હિન્દ આવ્યા ત્યારે યુરોપીય યુદ્ધ ચાલુ જ હતું.

ચારે બાજુએ સ્વતંત્રતા અને આત્મનિર્ણયના સિદ્ધાંતોની વાતો થઈ રહી હતી. યુદ્ધ દરમ્યાન હિન્દે જે અમૂલ્ય સેવા બજાવી હતી તેની કદર કરવાની બ્રિટિશ મુત્સદ્દીઓને જરૂર જણાઈ. **લીગ ઓફ નેશન્સ** (League of Nations) માં હિન્દીઓને સ્થાન મળ્યું. પહેલી બેઠકમાં સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહા તથા બીકાનેરના મહારાજાની નિમણૂક થઈ. વર્સેલ્સના સંધિપત્રપર પણ આ બે હિન્દીઓને સહી કરવાનું માન મળ્યું.

**રાષ્ટ્રીય ચળવળ:—**

મહાન યુદ્ધે આડકતરી રીતે રાષ્ટ્રીય ભાવનાને વેગ આપ્યો. હિન્દીઓએ યુદ્ધ સમયે મોટો ભોગ આપ્યો હતો. પંદર લાખ શૂરા લડવૈયાઓ ઇંગ્લંડની મદદે મોકલ્યા હતા. બેલ્જિઅમને પગતળે કચડી નાંખીને જર્મન લશ્કર ફ્રાન્સની સરહદ નજીક આવી પહોંચ્યું હતું; ફ્રાન્સ અને ઈંગ્લાંડના હોસકોસ ઉડી ગયા હતા. આવે સમયે હિન્દના સૈનિકો ફ્રાન્સમાં ઉતર્યા અને સરહદ પર અજીત દિવાલની માફક ખડા રહી દુશ્મનોના હુમલાને ખાળ્યા. આ જ ક્ષણથી, યુદ્ધનું વલણ બદલાયું અને ઈંગ્લાંડનો જય થયો. સૈનિકોના ભોગ ઉપરાંત ગરીબ હિન્દે હદ ઉપરાંત આર્થિક સહાય પણ કરી હતી. તેથી વિજય પછી સઘળાને એમ લાગતું કે ઇંગ્લાંડ કંઈ નહિ તો હિન્દની વફાદારી પૂરતું પણ ઉદાર વલણ લેશે. હિન્દના રાષ્ટ્રનેતાઓએ સ્વતંત્રતા અને આત્મનિર્ણયની માંગણી કરવા માંડી. મિસિસ બેસન્ટના નેતૃત્વ હેઠળ Home Rule હોમરૂલ—સ્વરાજની ચળવળ જોસભેર ચાલવા લાગી. ઈ. સ. ૧૯૧૬ માં લખનૌમાં મળેલી મહાસભાએ મોડરેટ—વિનિત અને એકસ્ટ્રીમીસ્ટ-ઉદ્દામ પક્ષોને જોડી દીધાં. વળી મહાસભા તથા મુસ્લીમ લીગે કોમી ભેદો બાજુએ મૂકી સુધારાની સંયુકત યોજના બહાર પાડી. પરંતુ સરકારને Home Ruleની ચળવળ રાજદ્રોહી લાગી. તેથી મિસિસ બેસન્ટ તથા તેના બે ગોઠીઆઓને મદ્રાસમાં નજર કેદ કરવામાં આવ્યા.

**૧૯૧૭ની જાહેરાત:—**

બ્રિટનના મુત્સદ્દીઓ ઉપર આની અસર થઈ. પરિણામે હિન્દી પ્રધાન મી. મોન્ટેગ્યુએ ઑગસ્ટ ૧૯૧૭માં એક અગત્યનું જાહેરનામું બહાર પાડ્યું. તેમાં જણાવવામાં આવ્યું કે (૧) હિન્દને બ્રિટિશ સામ્રાજ્યના એક પરિપૂર્ણ અંગ તરીકે ગણવામાં આવશે. (૨) જવાબદાર રાજ્યતંત્રના હક આપવાને હિન્દના રાજ્યતંત્રમાં હિન્દીઓનું પ્રમાણ વધારવામાં આવશે. (૩) હિન્દમાં ધીમેધીમે જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાનું બ્રિટિશ સરકારનું ધ્યેય રહેશે.

**મોન્ટફર્ડ સુધારાઓ ૧૯૧૯**

હિન્દી ધારાસભાઓને વધુ પ્રતિનિધિત્વવાળી કરીને તેનું કદ વધારવામાં આવ્યું અને સીધી ચૂંટણીની રીતિ સ્વીકારવામાં આવી. બ્રિટિશ પાર્લામેન્ટનું અનુકરણ કરી હિન્દની વડી ધારાસભાના બે વિભાગ–Council of State or Upper Chamber અને Legislative Assembly or Lower Chamber –કરવામાં આવ્યા. પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજાને જવાબદાર તંત્ર દાખલ કરવાના હેતુથી વિષયોના બે વિભાગ કરી, એકને પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં મૂકવામાં



લૉર્ડ મૉન્ટેગ્યુ

આવ્યો અને બીજાનો કારભાર અસલ મુજબ ચાલુ રહ્યો.આ બે વિભાગો અનુક્રમે **સુપ્રત વિષયો** Transferred Subjects અને **અનામત વિષયો** Reserved Subjects તરીકે ઓળખાય છે. અનામત વિષયો ગવર્નર અને તેની કારોબારી સભાના હાથમાં રહ્યા. તે માટે તેઓ ધારાસભાને નહિ પરંતુ બ્રિટિશ રાજસભાને જવાબદાર ગણાય. સુપ્રત વિષયોનો કારભાર પ્રજાના પ્રતિનિધિઓમાંથી નિમાયલા પ્રધાનોના હાથમાં મૂકવામાં આવ્યો. પ્રધાનો સદરહુ વહીવટ માટે ધારાસભાને જવાબદાર ગણાય. આ પ્રમાણે પ્રાંતોમાં દ્વિમુખી કાર્યવાહી—Dyarchy દાખલ કરવામાં આવી. (વધુ વિગત માટે જુઓ ભાગ આઠમો પા. ૨૨૫–૩૦૨)

**રોલેટ કાયદા અને પંજાબ પ્રકરણ ૧૯૧૯**

રાજદ્રોહની તપાસ માટે મી. રોલેટના પ્રમુખપણા હેઠળ એક સમિતિ નિમવામાં આવી. તે સમિતિના રીપોર્ટ પર આધાર રાખીને હિન્દની સરકારે બે બીલો રજુ કર્યાં. એ બીલ પ્રમાણે સરકાર કોઈ પણ માણસને વગર તપાસે દેશનિકાલ કરી શકે. એ બીલો "રોલેટ બીલ્સ" અથવા "કાળા કાયદા"ને નામે પ્રસિદ્ધ છે.સદરહુ બીલની સામે હિન્દની પ્રજાએ સખત વાંધો લીધો. ચારે દિશામાં એ સામે ઘણો પોકાર થયો. પણ સરકાર મક્કમ રહી અને પ્રજાના



લૉર્ડ ચેમ્સફર્ડ

વિરોધ તરફ લક્ષ ન આપીને પ્રજામતની દરકાર કર્યા વિના તેમાંનું એક બીલ વડીધારાસભામાં પોતાની બહુમતીથી પસાર કર્યું. એ બીલની ચર્ચા સમયે ધારાસભાના બીન-સરકારી સભાસદોએ પોતાનો સખત વિરોધ દર્શાવ્યો અને કેટલાએકે તો ધારાસભામાંથી પોતાના રાજીનામાં પણ આપ્યાં. એ બીલ પસાર થતાં આખા હિન્દમાં મોટો ખળભળાટ થઈ રહ્યો. મુંબઇ ઇલાકામાં અને ઉત્તર હિન્દુસ્તાનમાં ઘણી જગ્યાએ તોફાનો થયાં. પંજાબના લોકો સૌથી વધારે ગુસ્સે થયા. ગાંધીજીએ સરકારના કેટલાક અન્યાયી કાયદા અને હુકમોનો અનાદર કરનારી "સત્યાગ્રહ" ની ગંભીર ચળવળ શરૂ કરી. ગાંધીજીને પંજાબ જવાનો મનાઈ હુકમ મળ્યો. તેનો તેમને અનાદર કર્યો. તેથી એમને મથુરામાં અટકાવવામાં આવ્યા. એ સમાચાર વીજળીની માફક આખા હિન્દમાં પ્રસર્યા. પંજાબમાં પરિસ્થિતિ એટલી ગંભીર થઈ ગઇ કે ત્યાં લશ્કરી કાયદો (Martial Law) જાહેર કરવામાં આવ્યો, તેમજ લોકોને એકઠા થતા અટકાવવાનો મનાઈ હુકમ બહાર પાડવામાં આવ્યો. એ હુકમનો ભંગ કરીને લોકો એપ્રિલ માસની ૧૩મી તારીખે અમૃતસરના જલીયાનવાળા બાગમાં મોટી સંખ્યામાં ભેગા થયા. જનરલ ડાયર ત્યાં એક નાનું લશ્કર લઇને આવ્યો. પૂરતી ચેતવણી આપ્યા વિના એ નિર્દોષ લોકોના ટોળાપર એણે બંદુકનો મારો શરૂ કર્યો જેને પરિણામે સેંકડો લોકો ત્યાં ને ત્યાં મરણ પામ્યાં. અનેક નિર્દોષ લોકોને અને વિદ્યાર્થીઓને અમલદારોએ ઘણા જ હેરાન કર્યા. લોકોને પેટ ઘસડીને પણ ચલાવ્યા. પંજાબના આ અત્યાચાર સામે દેશમાં દરેક સ્થળે પોકાર થઈ રહ્યો. પણ ગાંધીજીએ લોકોને સંપૂર્ણ શાંતિ જાળવવા વિનંતિ કરી અને તેની અસર સારી થઈ. એ અત્યાચાર સામે પોતાનો સખત વિરોધ દર્શાવવાને વાઇસરોયની કારોબારી સભાના એક સભ્ય સર શંકરન નાયરે રાજીનામું આપ્યું. પ્રજામાં એટલો બધો અસંતોષ ફેલાયો કે પંજાબપ્રકરણની તપાસ કરવા સરકારને એક કમિશન નિમવું પડયું. કમિશનમાં હિન્દીઓ પણ

હતા. તપાસને અંતે કમિશનના અભિપ્રાયમાં મતભેદ પડ્યો. એક બાજુએ હિન્દી સભાસદોનો અભિપ્રાય અને બીજી બાજુ યુરોપીઅન સભાસદોનો અભિપ્રાય. આથી લોકોમાં સરકાર સામે અસંતોષ અને વિરોધની લાગણી વધારે તીવ્ર બની.

## અસહકાર

મહાન યુદ્ધમાં તુર્કીએ જર્મનિનો પક્ષ લીધો હતો. યુદ્ધને અંતે તુર્કી શરણ થયું અને સેવ્રેની સંધિ થઈ. એ સંધિથી મુસલમાનોમાં ઘણો જ અસંતોષ ફેલાયો. મુસલમાનોના અસંતોષમાં હિન્દુઓએ પણ દિલસોજી જાહેર કરી. પંજાબમાં બનેલા બનાવોની તપાસ માટે સરકાર તરફથી નિમવાગાં આવેલી સમિતિના યુરોપીઅન સભાસદોના રિપોર્ટથી હિન્દમાં ઘણો અસંતોષ પેદા થયો હતો. બાદ એ જ વિષયપર બ્રિટિશ પાર્લામેન્ટમાં પુષ્કળ ચર્ચા થઈ અને ઉમરાવોની સભામાં જનરલ ડાયરના કૃત્યને વધુમતીથી વખાણવામાં આવ્યું. આથી મહાત્મા ગાંધી તથા બીજા હિન્દના નેતાઓને સખત આઘાત થયો. જ્યાંસુધી પંજાબ અને ખિલાફતને માટે સંપૂર્ણ ન્યાય ન મળે ત્યાંસુધી નવા રાજ્યબંધારણનો અસ્વીકાર કરવા અને સરકારના રાજકારભારમાં કોઇપણ પ્રકારનો સહકાર ન કરવા ગાંધીજીએ પ્રજાને ઉપદેશ કર્યો. ઈ. સ. ૧૯૨૦ ના ઑગસ્ટ માસની પહેલી તારીખથી અહિંસાત્મક અસહકારની ચળવળ શરૂ થઇ. તે જ દિવસે મુંબઈમાં લોકમાન્ય તિલકનો સ્વર્ગવાસ થયો. અસહકારના ઠરાવ મુજબ નેતાઓએ લોકોને સરકારના ઈલ્કાબો, સરકારી નોકરી અને સરકારી શાળાઓ છોડવા તથા ધારાસભાનો બહિષ્કાર કરવા ઉપદેશ કર્યો.

## અસહકારના પ્રણેતા મહાત્મા ગાંધી

સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ને દિવસે એટલે ૨–૧૦–૧૮૬૯ ને રોજ મોહનદાસ ગાંધીનો પોરબંદર (સુદામાપુરી)માં જન્મ થયો.

પિતાનું નામ કરમચંદ ગાંધી. ગાંધીકુટુંબ ત્રણ પેઢી થયાં પોરબંદરમાં કારભારું કરતું. પાછળથી કરમચંદ ગાંધીને પોરબંદર છોડવું પડેલું. ત્યારપછી તેઓ રાજકોટના દિવાન થયા. મોહનદાસનો વિદ્યાભ્યાસ મોટો ભાગે રાજકોટમાં જ થયલો. ૧૮૮૧ માં કસ્તુરબાઇ સાથે મોહનદાસના લગ્ન થયા. ૧૮૮૭ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી તેઓ ભાવનગર સામળદાસ કૉલેજમાં દાખલ થયા. ૧૮૮૮ માં ઇંગ્લાંડ ગયા. ત્યાં તેઓ ખ્રિસ્તિ ધર્માચાર્યો તેમજ અન્ય ગૂઢ વિચારકોના સમાગમમાં આવ્યા. ૧૮૯૧ માં બેરીસ્ટર થઇ હિન્દ આવ્યા. રાજકોટમાં વકીલાત કરતા હતા તે દરમ્યાન એક કામમાં રાજકોટના પોલીટીકલ એજન્ટે એમનું અપમાન કર્યું. તે ઉપરથી મોહનદાસે એના ઉપર કેસ માંડવાનો વિચાર કર્યો. પણ સર ફીરોઝશાહે એમને અટકાવ્યા. તેઓએ કહ્યું:–"તું બ્રિટિશ અમલદારને ઓળખતો નથી...કેસ કરવામાં તને દોકડો એક નહિ મળે અને તું ખુવાર થશે..." આ શીખામણ ગાંધીને કડવી ઝેર જેવી લાગી. તે સંબંધમાં આત્મકથામાં ગાંધી જણાવે છે. "હું અપમાન ભૂલી તો ન જ શક્યો પણ મેં તેનો સદુપયોગ કર્યો. 'આવી સ્થિતિમાં ફરી કોઈ દિવસ નહિ મૂકાઉં. કોઈની સિફારસ આમ નહિ કરૂં.' આ નિયમનો કદી ભંગ નથી કર્યો. આ આઘાતે મારી જિંદગીનું સુકાન બદલ્યું."

દરમ્યાન એમના એક અસિલને સલાહ આપવા માટે એમને દક્ષિણ આફ્રિકા જવું પડ્યું. ત્યાં ગોરાઓનો સખત વિરોધ હોવા છતાં તેઓ સુપ્રીમ કોર્ટમાં એડવોકેટ તરીકે દાખલ થયા. ૧૮૯૪માં 'નાતાલ હિન્દી મહાસભા'ની સ્થાપના કરી. ૧૮૯૫માં ત્યાંના હિન્દીઓના હકના રક્ષણ માટે હિન્દમાં ચળવળ ચલાવી. આફ્રિકા પાછા જતાં ત્યાંના વિરોધીઓને હાથે રચાએલા કારસ્થાન પ્રમાણે કિનારા પર ઉતરતાં જ એમનું ખૂન થતું ત્યાંના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે અટકાવ્યું. ૧૮૯૯ની બોઅરની લડાઇમાં એમણે બ્રિટિશ સરકારને સહાય આપી.

લડાઈમાં ઘવાયલા યોદ્ધાઓની સારવાર કરનારી ટૂકડી ઉભી કરી. ૧૯૦૧માં તબીયત સુધારવા હિન્દ આવ્યા અને કલકત્તાની સત્તરમી મહાસભાની બેઠકમાં હાજરી આપી.

બીજે જ વર્ષે એમને વળી પાછા દક્ષિણ આફ્રિકા જવું પડ્યું. ત્યાંના હિન્દીઓનો એમના ઉપરનો પ્રેમ અને વિશ્વાસ વધતા ગયા એટલે એમણે આફ્રિકામાં જ રહેવાનું નક્કી કર્યું. થોડા સમયમાં 'ટ્રાન્સવાલ ઇન્ડીઅન એસોશીએશન' Transval Indian Association ની સ્થાપના થઈ. અને ૧૯૦૪માં ઇન્ડીઅન ઓપીનીઅન Indian Opinion નામનું પત્ર શરૂ થયું. આ સાપ્તાહિકનો બોજો મોટે ભાગે ગાંધીજીને શિર જ હતો. આત્મકથામાં ગાંધીજી જણાવે છે "જેમ અત્યારે 'યંગ ઇન્ડીઆ' અને 'નવજીવન' મારા જીવનના કેટલાક ભાગનો નિચોડ છે તેમ ઇન્ડીઅન ઓપીનીઅન હતું. તેમાં હું પ્રતિ સપ્તાહ મારો આત્મા રેડતો. ને હું જેને સત્યાગ્રહ રૂપે ઓળખતો હતો તે સમજાવવા પ્રયત્ન કરતો... મારે સારુ એ છાપું સંયમની તાલીમ થઈ પડ્યું હતું, મિત્રોને સારૂ મારા વિચાર જાણવાનું વાહન થઈ પડ્યું હતું...એ છાપા વિના સત્યાગ્રહની લડત ન ચાલી શકત. વાંચનાર વર્ગ એ છાપાને પોતાનું સમજી તેમાંથી લડતનું અને દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની હાલતનું ખરૂં ચિત્ર મેળવતો." દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ 'કૂલી' તરીકે ઓળખાય છે. આ 'કૂલીઓ'ને રહેવા માટે જે સ્થાન નોખું રાખવામાં આવે છે તેને 'કૂલી લોકેશન' કહેવાય છે. આ સ્થાનમાં અત્યંત ગંદકી એકઠી થતી, "ત્યાં સડક કે દીવાબત્તી તો હોય જ શેના?" એમની સ્થિતિ સુધારવા માટે ગાંધીજીએ તનતોડ મહેનત કરી. ૧૯૦૬માં ઝુલુ બળવા વખતે મુડદા ઉંચકનારાઓની સરદારી લીધી. 'એશીઆટીક લૉ' નામના કાયદા સામે ચળવળ શરૂ કરી. સત્યાગ્રહની લડત આરંભી; કેદ પકડાયા. થોડા સમય પછી 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું. સમાધાનની શરત સ્મટસે ન પાળી

એટલે ફરીથી લડત શરૂ થઇ. વળી પાછા કેદ પકડાયા. એમ દક્ષિણ આફ્રિકાની લડત ૧૯૧૪ સુધી ચાલી. ૧૯૧૫માં હિન્દ આવ્યા.

૧૯૧૫ના મે માસમાં તેઓએ 'સત્યાગ્રહ આશ્રમ'ની સ્થાપના કરી. ૧૯૧૭માં ચંપારણ્યની કુમકે ગયા. ૧૯૧૮માં ખેડા જીલ્લાના સત્યાગ્રહમાં સફળ થયા. તેજ સાલમાં લૉર્ડ ચેમ્સફર્ડના આમંત્રણથી દિલ્હીની યુદ્ધ પરિષદમાં ભાગ લીધો અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું. ૧૯૧૯માં 'નવજીવન' અને 'Young India' નું તંત્રીપદ સ્વીકાર્યું. તેજ વર્ષમાં રોલેટ કાયદા સામે સત્યાગ્રહનો આરંભ કર્યો. મોન્ટ–ફર્ડ સુધારાઓ સંતોષકારક ન હોવા છતાં સહકાર કરવાની સલાહ આપી. પરંતુ પંજાબના અત્યાચાર અને ખિલાફતના અન્યાયે એમની આંખ ઉઘાડી. ૧૯૨૦ની મહાસભામાં અસહકારનો ઠરાવ કરાવ્યો. ૧૯૨૧માં 'તિલક સ્વરાજ ફંડ'માં તેઓ એક કરોડ રૂપીઆ એકઠા કરી શક્યા. ૧૯૨૧ની અમદાવાદની મહાસભાની બેઠક વખતે ડીક્ટેટર ( Dictator ) નિમાયા. ૧૯૨૨માં બારડોલીમાં સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચોરાના અત્યાચારોને લીધે પડતી મૂકી. એજ વર્ષના માર્ચ માસની ૧૦મી તારીખે એમને પકડવામાં આવ્યા અને રાજદ્રોહના ગુના માટે છ વર્ષની સજા થઈ. ૧૯૨૪ ની શરૂઆતમાં એમની તબીયેત બગડી. ઓપરેશન ફતેહમંદ થયું છતાં તબીયેત નબળી પડેલી હોવાથી આરામની જરૂર હતી તેથી ફેબ્રુઆરી ૧૯૨૪માં એમને છોડી મૂકવામાં આવ્યા.

# ગાંધી યુગ

## ૧

## લૉર્ડ રીડીંગ ૧૯૨૧-૨૬

લૉર્ડ રીડીંગ ૧૯૨૧ માં વાઈસરૉય થયા. તેઓ તે વખતે ઈગ્લાં-ડના વડા ન્યાયાધીશ હતા.

**સ્વરાજ પક્ષ**

અસહકાર મંદ પડયા પછી બંગાળના ચિત્તરંજનદાસના નેતૃત્વ હેઠળ સ્વરાજ પક્ષની સ્થાપના થઈ. આ પક્ષનો આશય ધારાસભામાં જઈ ત્યાં સરકારના મુસદ્દાઓ પસાર નહિ થવા દેવાનો હતો. આ પક્ષમાં પંડીત મોતીલાલ નહેરૂ, વિઠ્ઠલભાઈ પટેલ વગેરે અગ્રગણ્યનેતાઓ જોડાયા. તેઓ પોતાના આશયમાં કેટલેક અંશે ફળીભૂત થયા.

**હિન્દી લશ્કર:-**

હિન્દના લશ્કરમાં હિન્દીઓને સ્થાન મળવું જોઇએ એ માગણીને પરિણામે વડા સેનાધિપતિએ, ૨૩ વર્ષમાં હિન્દના લશ્કરની આઠ ટુકડીઓ કેવળ હિન્દીઓની બને એવી યોજના બહાર પાડી. હિન્દના લશ્કરને રાષ્ટ્રીય બનાવવાની આ પ્રમાણે શરૂઆત થઈ.

**દેશબંધુદાસ અને સુરેન્દ્રનાથ બેનરજીનું અવસાનઃ-**

જુન ૧૯૨૫ માં સ્વરાજ પક્ષના નેતા ચિત્તરંજનદાસનું હૃદય બંધ પડવાથી મૃત્યુ થયું. આથી સ્વરાજ પક્ષ નબળો પડ્યો એટલું જ નહિ પણ હિન્દને મોટી ખોટ ગઈ. એજ વર્ષના ઑગસ્ટ માસમાં વિનિત પક્ષના આગેવાન સર સુરેન્દ્રનાથનું અવસાન થયું.

## ૨

## લૉર્ડ ઇરવીન ૧૯૨૬-

લૉર્ડ રીડીંગ પછી એપ્રીલ ૧૯૨૬માં લૉર્ડ ઈરવીન હિન્દના વાઇસરૉય થયા. એમનો કારભાર હજુ ચાલુ છે.

## સાયમન કમિશન અને તેનો બહિષ્કાર

૧૯૧૯ના 'હિન્દના કાયદા' મુજબ, બ્રિટિશ રાજસભાએ હિન્દને વધુ હક આપવાનો વિચાર કરવા પાર્લામેન્ટના સાત સભ્યોનું એક કમિશન નિમ્યું. સર સાયમન આ કમિશનના પ્રમુખ છે. કમિશનમાં એક પણ હિન્દીને ન નિમવામાં આવ્યો તેથી સર ચીમનલાલ સેતલવડ, સર તેજબહાદુર સપ્રુ જેવા મધ્યમ વિચારના વિનિતોએ પણ સદરહુ કમિશનનો સંપૂર્ણ બહિષ્કાર કર્યો. વડી-ધારાસભામાં પણ બહિષ્કારનો ઠરાવ પસાર થયો.



લૉર્ડ ઈરવીન

**બારડોલી સત્યાગ્રહ:-**

હિન્દી સરકારની મહેસૂલી પદ્ધતિ માટે કેટલા વર્ષો થયા પોકાર થઈ રહ્યો હતો. સને ૧૯૨૮માં શ્રી. જયકરના રિપોર્ટને આધારે બારડોલીમાં ૩૦ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો. આ વધારાની સામે બારડોલીના ખેડૂતોએ સખત વિરોધ દર્શાવ્યો. ખેડૂતોએ શ્રી. વલ્લભભાઈ પટેલની સલાહ લીધી. શ્રી. વલ્લભભાઈ અને મુંબાઈ સરકાર વચ્ચે લાંબો પત્રવ્યવહાર થયો. પરંતુ ખેડૂતની વ્યાજબી માંગણી સ્વીકારાવવાનો જરા પણ સંભવ ન માલમ પડયો એટલે એમણે ખેડૂતોને મહેસૂલ ન ભરવાની સલાહ આપી. સાથે સાથે આવી લડતમાં ઘણાં દુઃખ સહન કરવા પડશે એવી રીતની ચેતવણી પણ લોકોને આપી. ખેડૂતોને

લાગ્યું કે હવે તો આ માર્ગ લીધા સિવાય છૂટકો જ નથી એટલે તેઓએ તા. ૧૨-૨-૨૮ ને રોજ નીચે મુજબ ઠરાવ કર્યોઃ-

"બારડોલી તાલુકાના ખાતેદારોની આ પરિષદ ઠરાવ કરે છે કે અમારા તાલુકામાં લેવામાં આવતા મહેસૂલમાં સરકારે જે વધારો લેવાનો જાહેર કર્યો છે તે અયોગ્ય, અન્યાયી અને જૂલ્મી છે એમ અમારૂં માનવું છે. એટલે જ્યાં સુધી સરકાર ચાલુ મહેસૂલને પૂરેપૂરા મહેસૂલ તરીકે લેવા, અગર તો નિષ્પક્ષ પંચ મારફતે આ આંકણી ફરી તપાસવા તૈયાર ન થાય ત્યાં સુધી સરકારને મહેસૂલ મુદ્દલ ન ભરવું. અને તેમ કરતાં સરકાર જપ્તી ખાલસા વગેરે જે કાંઈ ઉપાયો લે તેથી પડતાં સઘળાં કષ્ટો શાંતિથી સહન કરવા.

જો વધારા વિનાના ચાલુ મહેસૂલને પૂરેપૂરા મહેસૂલ તરીકે લેવા સરકાર કબુલ થાય તો તેટલું મહેસૂલ બિનતકરારે તુરત ભરી દેવું."

આ મુજબ સત્યાગ્રહની લડાઇનો આરંભ થયો. સરકાર શરૂઆતમાં મક્કમ રહી. ચળવળને દાબી દેવા ઘણા પ્રયત્નો થયા. જમીન ખાલસા કરવામાં આવી. જપ્તીનો ત્રાસ પણ વધ્યો. ખેડૂતોના ઢોરોને ઘણું નુકસાન થયું. તેમ છતાં લોકો નિડર રહ્યા. વલ્લભભાઈ પટેલની તાલીમ અને તંત્રરચનાએ સર્વને ચકિત કર્યા. બારડોલીએ હિન્દુસ્તાનનું જ નહિ પણ આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું. આખરે મુંબાઈ સરકારને પ્રજાની માગણી વ્યાજબી લાગી અને તપાસ કમિટિ નિમવાનું જાહેર કરવામાં આવ્યું.

**લાલા લજપતરાયનું અવસાનઃ—**

૧૭મી નવેંબર ૧૯૨૮ને રોજ 'પંજાબનો સિંહ સૂતો.' એના અવસાનથી હિન્દને ભારે ખોટ ગઈ.*

*લાલા લજપતરાયનો જન્મ પંજાબના લુધિઆણા જીલ્લાના જગરાન નામના ગામમાં ઈ. સ. ૧૮૬૫માં થયો. એમના પિતા લાલા રાધાકૃષ્ણ સરકારી હાઇસ્કુલના ઉર્દુ શિક્ષક હતા. લજપતરાયે અઢાર વર્ષની ઉમરે કાયદાની પરીક્ષા પસાર કરી વકીલાત કરવા માંડી. તે સમયમાં પંજાબમાં આર્ય સમાજનું ઘણું જોર હતું. સ્વામી દયાનંદના લેખોની લાલા લજપતરાય પર ઘણી અસર થઈ.

## આજનું વાતાવરણ

જો કે ૧૯૨૪ પછી અસહકારનો વેગ ધીમો પડયો તોપણ આ ચળવળે પ્રજામાં અજબ પ્રકારની જાગ્રતિ ઉત્પન્ન કરી. પરદેશી રાજ્યની ઝૂંસરીમાંથી મુક્ત થવાની તમન્ના દરેક હિન્દીને હલમલાવી રહી. સર્વત્ર અસંતોષ ફેલાયો. દરમ્યાન બ્રિટિશ સરકારે ૧૯૨૭ ના ઑકટોબર માસમાં સાયમન કમિશનની જાહેરાત બહાર પાડી. સદરહુ કમિશનમાં એક પણ હિન્દીને સ્થાન ન મળવાથી હિન્દુસ્તાનને સખત આઘાત થયો. ઉદ્દામ પક્ષનું જોર વધવા લાગ્યું. ૧૯૨૭ ની

---

પરિણામે લાલા લજપતરાય આર્યસમાજમાં જોડાયા. અને ૧૮૮૬માં બીજા મિત્રોની મદદથી દયાનંદ ઍંગ્લોવેદીક કોલેજની સ્થાપના કરી. દરમ્યાન અસામાન્ય પ્રતિભા અને વક્તૃત્વ શકિતને લીધે વકીલના ધંધામાં તેઓએ સારી પ્રતિષ્ઠા મેળવી. સને ૧૮૮૮ ના સાલથી તેઓએ રાષ્ટ્રીય મહાસભામાં ભાગ લેવો શરૂ કર્યો. ૧૯૦૫ની બનારસની મહાસભા વખતે બંગાળના ભાગલા વિરૂદ્ધ લાલાજીએ સખત ઝૂંબેશ ચલાવી. સદરહુ મહાસભાએ વિલાયતમાં પ્રચાર કાર્ય કરવા માટે ગોખલે અને લાલાજીની નિમણૂક કરી. પોતાનું કાર્ય સમાપ્ત કરી લજપતરાય અમેરિકા ગયા અને ત્યાંની શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ કર્યો. ત્યાંથી પાછા ફર્યા કે તરત જ પંજાબની સરકારે ૧૯૦૭માં એમને દેશ નિકાલ કર્યા. આજે તો જેલ જવું સહેલું થઈ ગયું છે. પરંતુ જે સમયે જેલથી જનસમાજ ડરતી તે સમયે આ પંજાબના સિંહે મર્દાનગીથી જેલને વધાવી લીધી. થોડા મહિના પછી લજપતરાય છૂટયા અને સુરતની ઐતિહાસિક મહાસભામાં ભાગ લીધો. ૧૯૧૪માં જ્યારે લાલાજી અમેરિકાના પ્રવાસેથી પાછા ફરતા હતા ત્યારે બ્રિટિશ રાજ્યકર્તાઓએ તેમને હિન્દ આવતા અટકાવ્યા અને યુદ્ધ ચાલે ત્યાં સુધી હિન્દમાં આવવાની મનાઇ કરી. ૧૯૨૦માં તેઓને હિન્દ આવવાની રજા મળી. ૧૯૨૦ની કલકત્તાની ખાસ મહાસભાના પ્રમુખસ્થાનેથી તેઓએ પંજાબના અત્યાચાર વિરુદ્ધ સખત પોકાર કર્યો અને સરકાર સાથે અસહકાર કરવાની દેશને સલાહ આપી. ૧૯૨૧માં લાલાજી વળી પાછા પકડાયા. જેલમાંથી પાછા ફર્યા બાદ એમણે હિન્દુ સંગઠનનું કાર્ય હાથ ધર્યું. ૧૯૨૮માં વડીવારાસભામાં એમનો સાયમન કમિશનના બહિષ્કારનો ઠરાવ પસાર થયો. થોડા સમય પર એમણે 'Unhappy India'–દુ:ખી હિન્દ નામનું પુસ્તક બહાર પાડયું.

મદ્રાસની મહાસભાએ સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યો. ૧૯૨૮ ની શરૂઆતમાં હિન્દના જુદા જુદા પક્ષને એકત્ર કરવાના હેતુથી સર્વ પક્ષ સમિતિ (All Parties Conference) ની સ્થાપના થઈ. આ સમિતિએ પંડિત મોતીલાલ નહેરૂના અધ્યક્ષપણા હેઠળ એક નાની ઉપ-સમિતિ નિમી. દેશના મોટા ભાગને રૂચે એવું બંધારણ ઘડવાનું કાર્ય આ ઉપ-સમિતિને સોંપવામાં આવ્યું. સદરહુ સમિતિ –નહેરૂ સમિતિ–એ એક યોજના બહાર પાડી અને લખનૌ મુકામે ઑગસ્ટ ૧૯૨૮માં મળેલી સર્વપક્ષ સમિતિએ સદરહુ રિપોર્ટ મંજુર કર્યો. તદનુસાર '**સંસ્થાનિક સ્વરાજ્ય**' Dominion Status હિન્દના ધ્યેય તરીકે સ્વીકારવામાં આવ્યું. પરંતુ ઉદ્દામ પક્ષને આથી સંતોષ ન થયો. સદરહુ પક્ષના અગ્રગણ્ય નેતાઓ–શ્રીનિવાસ–આયંગાર, પંડિત જવાહરલાલ નહેરૂ, સુભાશચંદ્રબોઝ–એ જુદો પક્ષ સ્થાપ્યો. અને '**સ્વતંત્રતા**' Independence ની ચળવળ શરૂ કરી. ૧૯૨૮ ની કલકત્તાની મહાસભા વખતે આ પક્ષનું જોર વધી ગયું. ગાંધીજી અને પંડિત મોતીલાલ નહેરૂ **નહેરૂ રિપોર્ટ**ને વળગી રહેવા માંગતા હતા. પરંતુ ઉદ્દામ પક્ષના બળને લીધે તેમને નમતું આપવું પડ્યું. પરિણામે "એક વર્ષમાં એટલે ૩૧–૧૨–૨૯ સુધીમાં **નહેરૂ બંધારણ**માં જણાવ્યા મુજબ સંસ્થાનિક સ્વરાજ્યની માગણી બ્રિટિશ સરકાર ન સ્વીકારે તો ૧–૧–૩૦ થી હિન્દે સ્વતંત્રતા જાહેર કરવી" એ મતલબનો ગાંધીજીનો ઠરાવ મહાસભાએ કબુલ રાખ્યો. મહાસભાના ઠરાવે ઉભી કરેલી પરિસ્થિતિ વિષે બ્રિટિશ કેબીનેટ સાથે મસલત કરવા લૉર્ડ ઇરવીન ૧૯૨૯ ની શરૂઆતમાં ઇંગ્લાંડ ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી તેઓએ તા. ૩૧–૧૦–૨૯ ને રોજ એક અગત્યનું જાહેરનામું બહાર પાડ્યું. આ જાહેરનામામાં બે મુદ્દાઓ જાહેર કરવામાં આવ્યાઃ–(૧) બ્રિટિશ પાર્લામેન્ટનું ધ્યેય હિન્દ માટે Dominion Status–સંસ્થાનિક સ્વરાજ્યનું રહેશે. (૨) થોડા સમયમાં હિન્દના જુદા જુદા પક્ષના નેતાઓની એક ગોળમેજી પરિષદ-Round Table Conference-ભરવામાં આવશે.

આ જાહેરનામાના જુદા જુદા અર્થ કરવામાં આવ્યા. રાષ્ટ્રીય પક્ષે અમુક શરતોએ પરિષદમાં હાજરી આપવાનું કબુલ કર્યું. ગાંધીજીએ 'સહકારની શરતો' એ મથાળા હેઠળ નીચે મુજબ જણાવ્યું:— "ખરીતો સ્પષ્ટ રીતે સમજવાની આવશ્યકતા છે, નેતાઓનો સ્વીકાર બીનશરતી નથી. વિવેકની ભાષા વાપરી છે છતાં તેમાં દ્વિઅર્થ નથી; જો રાજદ્વારી કેદીઓ છૂટે, ડુમિનિયન સ્ટેટસની વાત નિઃસંદેહ થાય, જે પરિષદ બોલાવવાની છે તેમાં મહાસભાપક્ષને પ્રધાનપદ હોય, અને જે કાયદાની રૂએ પરિષદ પછી થવાનું છે તેનો ભાવરૂપે અમલ આજથી કરવામાં આવે તો જ પ્રજા તરફથી પરિષદમાં સહકાર અપાય. આ ચાર શરતોનું પૂર્ણપણે પાલન થાય તો મહાસભા તરફથી પૂરો સહકાર થવો જ જોઇએ એને વિષે મારા મનમાં મુદ્દલ શંકા નથી." તા. ૨૩–૧૨–૨૯ના રોજ વાઇસિરોય અને ગાંધીજી વચ્ચે મસલત થઇ. ગાંધીજીએ જણાવ્યું કે જો Dominion Status નું બંધારણ ઘડવા માટે ગોળમેજી પરિષદ ભરાવવાની હોય તો મહાસભાના પ્રતિનિધિઓ તેમાં હાજરી આપી શકે. લૉર્ડ ઇરવીન આવી રીતની કબુલાત આપી ન શક્યા એટલે સદરહુ મસલત પડી ભાંગી. ત્યારબાદ ૧૯૨૯ના ડીસેંબરમાં લાહોર મુકામે પંડિત જવાહિરલાલ નહેરૂના પ્રમુખપણા હેઠળ મળેલી મહાસભાએ જાહેર કર્યું કે મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવો. આ ઠરાવને અનુસરી ૨૬–૧–૩૦નો દિવસ "સ્વાતંત્ર્ય દિન" તરીકે ઉજવાયો. તા. ૧૪–૨–૩૦ને રોજ સાબરમતી મૂકામે મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિએ ગાંધીજીને સવિનય ભંગ કરવાની મંજૂરી આપી. કાયદાનો સવિનય ભંગ કરતાં પહેલાં તા. ૨–૩–૩૦ને રોજ ગાંધીજીએ વાઇસરોયને આખરનો પત્ર લખ્યો. આ પત્ર 'ધમકી નહિ પણ ધર્મકૃત્ય છે" એમ ગાંધીજીએ જણાવ્યું. વાઇસરોય સાહેબ તરફથી સંતોષકારક જવાબ ન મળવાથી ગાંધીજીએ તા. ૧૨–૩–૩૦થી સવિનય ભંગની ચળવળ શરૂ કરી.

# ભાગ આઠમો

# બ્રિટિશ હિન્દનું રાજ્યતંત્ર

## પ્રકરણ ૧ લું

## હિન્દીવજીર અને તેની સભા

બ્રિટિશ હિન્દ ઉપર રાજ્ય ચલાવવાની બ્રિટિશ 'રાજસભા'ને પૂર્ણ સત્તા છે અને તેથી એક મહાન દેશનું ભવિષ્ય સુધારવું યા બગાડવું એ પણ એ 'રાજસભા'ના જ હાથમાં છે. જ્યારથી હિન્દનું રાજ્ય બ્રિટિશ પ્રજાના હાથમાં ગયું છે ત્યારથી તેઓએ હિન્દી પ્રજાના લાભાલાભ, સુખદુઃખ વગેરેની જુમ્મેદારી પોતાને માથે એક ઇશ્વિરદત્ત ફરજ તરીકે વહોરી લીધી છે. આમ હોવાને લીધે બ્રિટિશ 'રાજસભા' જે તેમનું પ્રતિનિધિમંડળ છે તેણે પોતાનામાંનાજ એક અમલદારની હિન્દીવજીર તરીકે નિમણૂક કરી છે. આ અમલદાર બ્રિટિશ 'પ્રધાનમંડળ'નો એક સભ્ય છે અને હિન્દના રાજ્યવહિવટ માટે તે 'રાજસભા'ને જોખમદાર છે. હિન્દીવજીરને હિન્દની પરિસ્થિતિથી જાણકાર રહેવાને માટે હિન્દી સરકાર સાથે ચાલુ પત્રવ્યવહાર રાખવો પડે છે. અને બ્રિટિશ પ્રજા જેનો તે પ્રતિનિધિ છે તેના હિતને કશી પણ આંચ ન આવે એવા પ્રકારની રાજ્યનીતિ ગ્રહણ કરવાની હિન્દીસરકારને સૂચના કરતો રહે છે.

### બ્રિટિશ 'રાજસભા'ના અંકુશની શરૂઆત

હવે બ્રિટિશ 'રાજસભા'ની હિન્દીસરકાર ઉપરની આ સત્તા ક્યારથી અને કેવી રીતે શરૂ થઈ તેનું ઐતિહાસિક દૃષ્ટિએ ટુંક અવલોકન કરીશું. ઇ. સ. ૧૬૦૦ની સાલમાં હિન્દુસ્તાન સાથે વેપાર કરવાને ઉભી થયેલી મંડળીએ આશરે પોણીબસેં વર્ષ સુધી અનિયંત્રિતપણે વેપાર કર્યો અને કેટલેક અંશે રાજ્યસત્તા પણ ચલાવી; પરંતુ સને ૧૭૭૩માં

'રેગ્યુલેટિંગ એક્ટ' પસાર કરીને બ્રિટિશ 'રાજસભા'એ બંગાળાનો ગવર્નર અને તેની સભાના સભ્યોની નિમણૂક કરવાની સત્તા પોતાના હાથમાં લઇ 'કંપની'ની રાજકીય સત્તાપર અંકુશ મૂકવાની શરૂઆત કીધી. આ અંકુશ વધારવા માટે અને એક વેપારી મંડળીની રાજકીય સત્તા ઓછી કરવાના શુભ હેતુથી બ્રિટિશ 'રાજસભા'એ સને ૧૭૮૪માં 'પીટનો હિન્દી કાયદો' પસાર કર્યો. આ કાયદાથી 'કંપની'ની હિન્દના અમલદારો નિમવાની સત્તા સિવાય હિન્દના રાજ્યને લગતી બીજી સર્વે બાબતો 'રાજસભા'એ નિમેલા પોતાના છ માણસોના મંડળના અંકુશ નીચે આવી. આ વસ્તુસ્થિતિ સને ૧૮૫૭ના બળવા સુધી ચાલુ રહી. પરંતુ સને ૧૮૫૯ના કાયદાથી હિન્દના રાજ્ય ઉપરની સઘળી સત્તા ઈંગ્લાંડના રાજાના પોતાના હાથમાં આવી, અને તે સત્તા હિન્દીવજીર અને બ્રિટિશ 'રાજસભા' ચલ  છે.

## હિન્દીવજીર

હિન્દીવજીર નામદાર શહેનશાહના પાંચ મુખ્ય વજીરોમાંથી એક હોઇ તે 'રાજસભા' 'પ્રીવી કાઉન્સિલ' અને 'પ્રધાન મંડળ'નો પણ સભ્ય છે; પરંતુ બીજા વજીરોની પેઠે પોતાની સત્તાનો અમલ કરવામાં એકલો અને સ્વતંત્ર નથી. હિન્દની પરિસ્થિતિથી સાધારણ રીતે અજાણ્યો હોવાને લીધે એને મદદ કરવાને અને સલાહ આપવાને એક સભા નીમવામાં આવી છે.*

*આ સભાના સભ્યોનો તેમજ હિન્દીવજીરનો પગાર આજ સુધી હિન્દી તિજોરીમાંથી ચુકવાતો હતો. હિન્દી પ્રજાપર આ એક મોટો અન્યાય હતો; કારણકે હિન્દીવજીરના જેવો જ બીજો એક સંસ્થાનોનો વજીર છે તેનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી અપાતો હતો. પરંતુ સને ૧૯૧૯ના સુધારાથી હિન્દીવજીર અને હિન્દીનાયબ વજીરનો પગાર પણ બીજા વજીરોની પેઠે બ્રિટિશ તિજોરીમાંથી જ આપવો એમ ઠર્યું છે. આથી હિન્દી પ્રજાને ફાયદો થવા ઉપરાંત 'રાજસભા'માં 'અંદાજ પત્ર' ઉપરની ચર્ચા વખતે હિન્દીવજીર વગેરેના પગારની પણ મંજૂરી આપવાની હોવાને લીધે 'રાજસભા'ના સભ્યો હિન્દને લગતા સવાલોમાં વધુ ધ્યાન આપે એવું બનવાનો સંભવ છે.

હિન્દીવજીરના હાથ નીચે બે મદદનીશો છે; એક જાંથુકને માટે છે અને બીજાની પદવી તેના વડાની માફક 'રાજસભા'ના સત્તાધારી પક્ષની મુદ્દતપર આધાર રાખે છે. સાધારણ રીતે હિન્દીવજીર અને આ બીજો મદદનીશ 'રાજસભા'ના બે વિભાગો–આમની સભા અને અમીરોની સભામાંથી ગમે તે એકનો સભ્ય બની હિન્દને લગતી સઘળી બાબતોના ખુલાસા કરે છે.

## હિન્દીવજીર અને હિન્દી રાજ્યવહીવટ પર બ્રિટિશ 'રાજસભા'ની સત્તા

હિન્દીવજીર બ્રિટિશ 'રાજસભા'નો નિમેલો અમલદાર હોઈ બીજા સર્વે વજીરો પેઠે તે પણ પોતાના વજીર તરીકે કરેલાં સર્વે કાર્યો માટે સર્વોપરી 'રાજસભા'ને જવાબદાર છે. હિન્દી બાબતોથી 'રાજસભા'ના સભ્યો કેટલા અજાણ છે એ જગજાહેર છે; તે છતાં કાયદાની દૃષ્ટિએ તેમની સત્તા, જે સત્તાધારીઓની બેદરકારી જોતાં ઘણી ભયંકર કહેવાય, કેટલી મહત્ત્વની અને વિશાળ છે તે જાણવું નિરર્થક નથી. (૧) હિન્દીવજીર અને તેની સભાની સત્તાની મર્યાદા 'રાજસભા' બાંધે છે. (૨) બ્રિટિશ હિન્દના રાજ્યતંત્રનું બંધારણ એ 'રાજસભા'જ નક્કી કરે છે. (૩) હિન્દી સરહદની બહારની લડાઈનો ખર્ચ હિન્દની તિજોરીમાંથી આપવો કે નહિ એ 'રાજસભા'એ જોવાનું છે. (૪) વળી હિન્દીવજીરને, પગાર મંજૂર કરવાની તે ના પાડી શકે છે અને તેથી બ્રિટિશ રાજ્યતંત્ર 'જવાબદાર' હોવાથી, આડકતરી રીતે તેને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે. (૫) હિન્દને નામે લોન ઉભી કરવાની જે સત્તા હિન્દીવજીરને મળેલી છે તેના પર પણ રાજસભાનો અંકુશ છે.

### હિન્દીવજીરની સત્તા

'રાજસભા'નો આટલો બધો અંકુશ હોવા છતાં વ્યવહારમાં તે તદ્દન નહિ જેવો છે, અને ખરૂં જોતાં હિન્દીવજીરની સત્તા ઘણી વધારે

છે. (૧) હિન્દી ધારાસભાઓએ પસાર કરેલા સઘળા કાયદાઓને છેવટે એની મંજૂરી મેળવવી પડે છે. (૨) હિન્દે લડાઇમાં ઉતરવું કે નહિ તે એણે જોવાનું છે. (૩) વળી મોટી નહેર બાંધવી હોય અથવા નહેર ખોદવી હોય, મોટા પગારની નવી જગ્યા કાઢવી હોય, પગાર વધારવા હોય, સ્થાનિક સરકારો અથવા દેશી રાજ્યોને રકમ ધીરવાની હોય એ સર્વે ખર્ચોને માટે હિન્દીવજીરની પરવાનગી મેળવવી પડે છે.

## હિન્દીવજીરની સભા

હિન્દીવજીરની સભા તેણેજ નિમેલા આઠથી બાર સભ્યોની બનેલી છે. તેઓની નિમણૂક જે પહેલાં સાત વર્ષને માટે થતી હતી તે હવે ફક્ત પાંચજ વર્ષને માટે થાય છે; કારણકે સભાના હિન્દી સભ્યો, જેમની નિમણૂક સહુથી પહેલી લૉર્ડ મોર્લેએ કરી તેમને એક સામટો સાત વર્ષનો ઇંગ્લાંડનો વસવાટ કંઇક અગવડભર્યો થઇ પડયો. કોઇપણ સભ્યને તેની મુદ્દત દરમ્યાન દૂર કરવાને માટે રાજસભાના બંને વિભાગોએ મળીને એક એકત્ર અરજી નામદાર શહેનશાહને કરવી જોઇએ. સને ૧૯૧૯ના કાયદાની રૂએ આ સભાનું બંધારણ એવું નક્કી કરવામાં આવ્યું કે (૧) સભાના અડધોઅડધ સભ્યોએ હિન્દમાં ઓછામાં ઓછા દશ વર્ષનો વસવાટ કર્યો હોવો જોઇએ અને સભ્ય બનતી વખતે તેમણે હિન્દ છોડયાને પાંચથી વધુ વર્ષ થયા હોવા નહિ જોઇએ. આથી હિન્દી રાજકીય પરિસ્થિતિમાં થતા પ્રત્યેક ફેરફારથી માહિતગાર માણસો જ સભ્ય બની શકે છે. દરેક સભ્યને ૧૨૦૦ પાઉંડનું વર્ષાસન મળે છે અને હિન્દમાં વસવાટ કરી રહેલા સભ્યોને એ વર્ષાસન ઉપરાંત ૬૦૦

---

આમ છતાં સઘળી મહત્વની બાબતોમાં હિન્દીવજીર અને તેની સભા હિન્દીસરકારે આપેલી માહિતી ઉપરથી જ નિર્ણયપર આવે છે, જેથી સાધારણ રીતે ઘણુંખરૂં હિન્દી સરકાર પોતાની મરજી પ્રમાણે જ કામ કરે છે અને હિન્દીવજીર તો નામની સહી જ કરે છે. આથી વ્યવહારૂ દ્રષ્ટિએ જોતાં હિન્દી સરકાર જ હિન્દને લગતા આંતરિક પ્રશ્નોમાં સર્વોપરી છે એમ કહેવું સર્વથા વાજબી ગણાય.

પાઉંડ ભથ્થાના મળે છે. (૨) આ સભાના સભ્યોને 'રાજસભા'ના સભ્યો બનવાની બંધી કરવામાં આવી છે. કારણકે તેમને મુખ્યત્વે કરીને હિન્દી પ્રજાનું શ્રેય જોવાનું હોવાથી તેઓ બ્રિટિશ પક્ષવાદથી અલગ રહે એ વધુ ઇચ્છવા યોગ્ય છે. આ સભા મહિનામાં ઓછામાં ઓછી એક વખત તો મળવી જ જોઇએ. હિન્દીવજીર એ સભાનો પ્રમુખ છે અને એની ગેરહાજરીમાં એણે ઉપ-પ્રમુખ તરીકે નિમેલો સભ્ય સભાનું કામકાજ ચલાવે છે. જો કે સભાનું કામ સાધારણ રીતે સલાહ આપવાનું જ છે છતાં રાજકીયનીતિ નક્કી કરવામાં તેના અભિપ્રાયનું ઘણું વજન પડે છે. વળી હિન્દી નાણાંનો ખર્ચ કેવી રીતે કરવો, મોટા અમલદારોને બરતરફ કરવા અથવા તેમની નિમણૂક કરવી વગેરે બાબતોમાં હિન્દી વજીર એની સભાના મત પ્રમાણે જ ચાલવાને બંધાયેલો છે. આમ છતાં હિન્દની પરદેશીય રાજ્યનીતિ વગેરે કેટલીક મહત્ત્વની બાબતોમાં તેમ જ સભાના કામકાજને લગતા વિષયો ઘડવામાં હિન્દીવજીર એની સભાથી સ્વતંત્ર છે. જુદાજુદા નિયમો માટે કમિટિઓ નિમી તેમની મારફતે સભાનું કામકાજ થતું હતું પણ હાલમાં વ્યક્તિગત ખાતા સોંપવાની ભલામણ થઈ છે.

### તેનું કાર્ય અને સત્તા

આ ઉપરથી જણાશે કે હિન્દીવજીરની સભાનું કાર્ય બે પ્રકારનું છે–(૧) હિન્દીવજીર પર કાબુ રાખવો (૨) તેને અનુભવ–પ્રવીણ સલાહ આપવી. હિન્દીવજીરની સત્તા વિશાળ હોય તો જ સભાનું આ કાર્ય મહત્ત્વનું ગણાય. પરંતુ સને ૧૯૧૯ ના કાયદાથી હિન્દીવજીરની સત્તા વ્યવહારમાં ઘણી ઓછી થવાથી હવે એ સભાની જરૂરત વિષે ઘણી શંકા રહે છે.

### હિન્દીવજીર અને વાઇસરોય વચ્ચેનો સંબંધ

હિન્દીવજીર અને હિન્દના વાઇસરોય એ બેની વચ્ચેનો સંબંધ કયા પ્રકારનો હોવો જોઇએ એ બાબતની ચર્ચાનો ટૂંક ઇતિહાસ અત્રે આપવો અસ્થાને નહિ ગણાય. આપણે જોઇ ગયા તે મુજબ વાઇસરોય

હિન્દમાં રહેનારો હોઇ હિન્દની રાજકીય સ્થિતિથી પૂર્ણ વાકેફગાર હોવાથી સરકાર તરફથી જે કંઈ પગલું ભરવામાં આવે તે વિષે પહેલો વિચાર તો તેણે જ કરવો જોઇએ. પણ સાથે એ પણ જોવું જોઇએ કે વાઇસરૉય હિન્દની નોકરશાહીનો વડો હોઇ રાજ્યસત્તાના મદમાં તદ્દન આપખુદી પગલું ભરવાને લલચાય એ પણ બનવા જોગ છે. તો આ આપખુદ સત્તાને નિયંત્રિત કરવા માટે પ્રજામતને માન આપવાની રાજનીતિના સિદ્ધાંતોમાં રાચતો અને રાજ્યસત્તાના કેંદ્રથી દૂર રહેલો હિન્દી વજીર એક અતિ મહત્ત્વની વ્યકિત છે એની પણ ના કેમ પડાય ? આ દૃષ્ટિએ જોતાં વાઇસરૉયનું કામ અમુક પગલું કેવી રીતે ભરવું વિષે હિન્દીવજીરને સૂચના કરવાનું અને હિન્દી વજીરનું હિન્દી પ્રજાના હિત તરફ નજર રાખી તેમાં યોગ્ય સુધારો કરી સંમતિ આપવાનું માલૂમ પડે છે. પરંતુ કેટલાક બ્રિટિશ પક્ષવાદમાં મચી રહેલા અને બ્રિટિશ પ્રજાનુંજ શ્રેય જોનાર હિન્દી વજીરોએ વાઇસરૉયની બધી જ સત્તા પોતાના હાથમાં લઈ તેમને તો બિચારાને આડતીઆની દશામાં આણી મૂકયા હતા. દાખલા તરીકે સને ૧૮૭૦ માં ડયુક ઑફ આર્જીલે લૉર્ડ મેયોની, અને સને ૧૮૭૦માં લૉર્ડ સેલ્સબરીએ લૉર્ડ નૉર્થબ્રુકની આવી દશા કરી હતી. પરંતુ સને ૧૯૧૯ ના કાયદા પછી આ ચર્ચા ઘણી પુરાણી બની ગઈ છે. હિન્દી ધારાસભાઓની સત્તા જેમ વધતી જાય તેમ હિન્દી વજીરની સત્તા ઓછી થાય એ સિદ્ધાંત હવે ગ્રહણ કરવામાં આવ્યો છે અને જ્યારે એકલા હિન્દને લગતીજ બાબત હોય ત્યારે હિન્દી સરકાર અને હિન્દી પ્રજા જો એકમત હોય તો હિન્દી વજીરે આડે ન આવવું એવી ગોઠવણ થઈ છે.

### હાઈ કમિશ્નર

જ્યારે હિન્દી વજીર અને તેની સભાનો પગાર હિન્દી તિજોરીમાંથી ભરપાઈ થતો હતો ત્યારે હિન્દી વજીર ઉપર્યુકત રાજકીય કામો ઉપરાંત હિન્દી સરકારના આડતીઆ તરીકે કામ કરતો હતો. હવે હિન્દી વજીરનો

પગાર બ્રિટિશ સરકાર આપતી હોવાથી આ આડતનું કામ કરવાને કર્યુ કમિટિની ભલામણ મુજબ સને ૧૯૧૯ ના કાયદાથી લંડનમાં એક હિન્દી હાઈ કમિશ્નર નિમવામાં આવ્યો છે. તેની નિમણુક વાઇસરોય પાંચ વર્ષને માટે કરે છે, અને તેનો પગાર હિન્દી તિજોરીમાંથી અપાય છે. હિન્દી સરકારને માટે સાહિત્યોની ખરીદી કરી તેને ભરી રાખવા ઉપરાંત તે હિન્દના વ્યાપારની અને ઇંગ્લાંડમાં રહેતા હિન્દી વિદ્યાર્થીઓના હિતની સંભાળ રાખે છે. આ છેલ્લી બે બાબતોને માટે હાઈ કમિશ્નરને બે મદદનીશો આપવામાં આવ્યા છે.

## પ્રકરણ ૨ જું

## વાઇસરોય અને તેની કારોબારી સભા

"હિન્દી રાજ્યતંત્રનું નામ નોકરશાહી છે, કારણ કે અમલદારો, હિન્દનો વાઇસરોય સુદ્ધાં, હિન્દના પગારદાર નોકરો છે અને તે નોકરોની મરજી પ્રમાણે રાજ્ય ચલાવે છે." આ નોકરશાહીના મુખ્ય બે વિભાગ પાડવામાં આવ્યા છે:–(૧) વડી સરકાર, જે વાઇસરોય અને તેની કારોબારી સભાની બનેલી છે. (૨) પ્રાંતિક સરકાર જેમાં પ્રાંતના સૂબા અને તેના કાર્યવાહી મંડળનો સમાવેશ થાય છે.

### વાઇસરોય

વાઇસરોય એ હિન્દમાં ખુદ શહેનશાહની સત્તાનો અધિકારી છે. નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે રાજતખ્તને બક્ષેલી ખાસ સત્તા તે વાપરી શકે છે. મહાન મુગલોના ઉત્તરાધિકારી તરીકે તે પણ તેમના

જેટલાં જ દમામ અને સત્તા દાખવે છે. નોકરશાહીનો વડો હોવાથી તે આખા હિન્દ ઉપર વિશાળ સત્તા ભોગવે છે. વડા પ્રધાનના કહેવાથી નામદાર શહેનશાહ તેની નિમણૂક કરે છે. સાધારણ રીતે તે પાંચ વર્ષને માટે નિમાય છે, જે મુ । રમ્યાન પણ અમુક વખત માટે રજા લઇ તે ઇંગ્લાંડ જઈ આવી શકે છે. જો કે તેની નિમણૂક વડા પ્રધાનની સલાહથી નામદાર શહેનશાહ કરે છે તોપણ હિન્દી વજીર હિન્દના રાજ્યવહીવટ માટે રાજસભાને જવાબદાર હોવાથી વાઇસરોયને હિન્દી વજીરના સર્વે હુકમ માનવા પડે છે. વળી હિન્દી વજીરને સામાન્ય દેખરેખ અને કાબુ રાખવાની અને જરૂર પડે તો વાઇસરોયની રાજનીતિનો અસ્વીકાર કરવાની યોગ્ય સત્તા આપવામાં આવી છે.

## તેની સત્તાનું ઐતિહાસિક નિરુપણ

હવે વાઇસિરોયની વિશાળ સત્તાનું કંઇક ઐતિહાસિક નિરુપણ કરીએ. સને ૧૭૭૩ના રેગ્યુલેટિંગ એક્ટથી બંગાળામાં અમલ ચલાવવાને માટે પહેલી જ વખત એક ગવર્નર જનરલ અને ચાર સભાસદોને મુંબઈ અને મદ્રાસ ઇલાકા ઉપર પૂર્ણ સત્તા સાથે નિમવામાં આવ્યા. આ કાયદાની રૂએ વૉરન હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો અને ત્યાર પછી આ નિમણૂક નામદાર શહેનશાહની સંમતિથી 'કંપની' કરી શકે એમ ઠર્યું. સન ૧૭૮૪ના 'પીટ'ના કાયદાથી અને ૧૭૯૩ના કાયદાથી બંગાળાનો મુંબઈ અને મદ્રાસ ઇલાકાપરનો અંકુશ વધ્યો. મુંબઇ અને મદ્રાસ સરકાર ગવર્નર જનરલને પૂછ્યા સિવાય કોઇપણ વિગ્રહમાં ઉતરી શકે નહિ. પરંતુ સને ૧૮૩૩માં તેના વ્યાપારી હકકો સઘળા નાશ પામ્યા પછીજ 'કંપની'એ રાજકીય બાબત તરફ ધ્યાન આપવા માંડયું અ બંગાળાના ગવર્નર જનરલને આખા બ્રિટિશ હિન્દનો ગવર્નર–જનરલ બનાવી તેને મુલ્કી તેમજ લશ્કરી સર્વે બાબતો પર સત્તા આપવામાં આવી. સને ૧૮૫૩માં બંગાળા માટે જુદો લે. ગવર્નર નિમી ગવર્નર જનરલને સમસ્ત હિન્દ ઉપર સામાન્ય દેખરેખ

રાખવા છૂટો રાખવામાં આવ્યો. સને ૧૮૫૮માં જ્યારે હિન્દનું રાજ્ય 'કંપની બહાદુર' પાસેથી બ્રિટિશ રાજસભાના હાથમાં ગયું ત્યારે ગવર્નર્સ-જનરલને વાઇસિરોયની પદવી મળી અને સને ૧૯૧૨માં હિન્દનું પાટનગર કલકત્તાથી ખસેડી દિલ્હી લઈ જવામાં આવ્યું.

## વાઇસરોયની પસંદગી

વાઇસિરોયની પસંદગી ઘણુંખરૂં ઇંગ્લાંડના પ્રતિષ્ઠિત, બાહોશ, અને રાજકાર્યકુશળ અમીર વર્ગમાંથી થાય છે. સાધારણ રીતે હિન્દની સાથે અંગત પરિચયમાં નહિ આવેલા હોય એવા માણસોને પસંદ કરવામાં આવે છે. આમ હોવાનું કારણ એમ કહેવાય છે કે વાઇસરોયનું કામ તેની કારોબારી સભાના સભ્યોએ રજુ કરેલી બાબતોપર નિર્ણય આપવાનું જ હોવાથી એ જેમ તટસ્થ અને નિષ્પક્ષપાતી બની શકે તેમ સારૂં. કારણકે હિન્દી સનંદી નોકરીમાં જોડાઈ સરકારી ખાતાની ઘરેડમાં પડી થોડાંક વર્ષ અનુભવ મેળવી પારંગત બનેલો અમલદાર તે ચીલામાંથી બહાર નીકળી જોઇએ તેટલી વિશાળ દૃષ્ટિએ ન્યાય આપવા અશક્ત નીવડે છે.

## વાઈસિરોયની સત્તા

હિન્દી રાજ્યતંત્રના અધ્યક્ષ તરીકે વાઇસિરોયની સત્તા ઘણા પ્રકારની છે. પરંતુ આ સત્તાનો ઉપયોગ તેના હિન્દી વજીર સાથેના સંબંધ ઉપર ઘણો આધાર રાખે છે. એટલેકે જો હિન્દી વજીર વાઇસિરોય સાથે સાધારણ રીતે એકમત હોય, અને મતફેર પ્રસંગે પણ પોતાનો જ કક્કો ખરો કરવાની ઉત્કંઠાવાળો નહિ હોય તો વાઇસિરોય પોતાનું ધાર્યું વગર હરકતે કરી શકે છે. પણ જ્યારે ડ્યુક ઑફ આર્જીલ અથવા લૉર્ડ સેલ્સબરી જેવા હિન્દીવજીરો, ૬૦૦૦ માઇલ દૂર રહી હિન્દનું તંત્ર એક હથ્થુ ચલાવવાની મહાકાંક્ષાવાળા હોય ત્યારે તો લૉર્ડ મેયો, લૉર્ડ નૉર્થબ્રુક અને ખુદ કર્ઝન જેવા પ્રતિભાશાળી વાઇસિરોયને પણ ક્યાં તો ફક્ત આડતીઆ જેવા બની જવું પડે છે અથવા તો સ્વમાનને ખાતર

રાજીનામું આપવું પડે છે. પરંતુ આવી રકઝક ઘણી મહત્ત્વની બાબતો વિષે જ થાય છે અને હિન્દી વજીરે પોતાનો અંકુશ વ્યવહારમાં બહુ ઢીલો કરી નાંખ્યો હોવાથી આવા બનાવ બનવાનો હવે બહુ સંભવ નથી. આવા અપવાદ બાદ કરતાં વાઇસરોય એની કારોબારી સભાની સંમતિથી (જે જવલ્લે જ તેને નથી મળતી) (૧) હિન્દનો પરદેશ સાથેનો સંબંધ સંભાળે છે (૨) સરહદપરની પ્રજાઓ સાથે કરાર કરે છે (૩) દેશી રાજાઓ સાથે યોગ્ય વર્તન ચલાવે છે અને (૪) દેશના કોઇપણ ભાગની આપ લે કરે છે; આ ઉપરાંત (૫) નવા પ્રાંતિક સૂબાઓ નિમવામાં તે શહેનશાહને સલાહ આપે છે, જ્યારે બીજી કેટલીક મહત્ત્વની નિમણૂકો તે પોતે જ કરે છે; (૬) હિન્દીવજીરની પેઠે પોતાની કારોબારી સભાના કાર્ય માટે આંતરિક નિયમો પણ તે ઘડે છે. વળી જો કે વડી ધારાસભાનું પ્રમુખપદ હવે એની પાસે રહ્યું નથી તોપણ (૭) ધારાસભાએ પસાર કરેલા ખરડાને મંજુર કરવાની તે ના પાડી શકે છે; (૮) જો એને લાગે કે કોઇપણ ઠરાવ યા ખરડાપરના વિવેચનથી બ્રિટિશ હિન્દની સુલેહ શાંતિને નુકશાન પહોંચવાનો સંભવ છે તો તેવી ચર્ચા તે એકદમ અટકાવી શકે છે. (૯) વડી ધારાસભાએ નામંજુર કરેલો ખર્ચ તે આપ-સત્તાથી મંજુર કરી શકે છે; અને (૧૦) અને કાયદાના જેટલા જ અસરકારક હુકમો આપસત્તાથી તે અમુક મુદત માટે બહાર પાડી શકે છે.

## અધિકારની રૂએ તેને મળેલું અભય

અમલદાર તરીકે આપેલી કોઇપણ સલાહ યા કરેલા કોઇપણ કાર્ય માટે વાઇસરોયને હિન્દની કોઇપણ હાઇકોર્ટથી પકડી કે કેદમાં પૂરી શકાય નહિ. તેમજ ચોરી અથવા રાજદ્રોહ શિવાય કોઇપણ ગુન્હા માટે તેના પર ફોજદારી કામ ચલાવી શકાય નહિ.

આવો જ નિયમ પ્રાંતિક સૂબાઓ, કારોબારી સભાના સભ્યો, અને પ્રધાનોની બાબતમાં પણ પાળવામાં આવે છે.

## વાઇસિરૉયની કારોબારી સભા

આપણે ઉપર જોઈ ગયા તેમ વાઇસરૉયની ઘણી સત્તા ગવર્નર જનરલ અને તેની કારોબારી સભાના એકત્ર હાથમાં સોંપવામાં આવી છે. ગવર્નર–જનરલને મદદ કરવાને બીજા ચાર સભ્યોની નિમણૂક થઈ ત્યારથી આ સભાની શરૂઆત થઇ. પણ તે વખતે એ સભાનું કામ બહુ જુદી રીતે ચાલતું. સભામાં ગવર્નર–જનરલ સુદ્ધાં સર્વેના મતની સરખી કિંમત હતી, અને બહુમતી રાજ કરતી. આ ભૂલ ભરેલી પદ્ધતિથી વૉરન હેસ્ટિંગ્સની કેવી કફોડી સ્થિતિ થઈ તે જાણીતું છે. પરંતુ લૉર્ડ કૉર્નવૉલીસના સમયમાં એ ભૂલ સુધારી ગવર્નર જનરલને મહત્વના વિષયોમાં એને યોગ્ય લાગે તો પોતાનીજ મરજી પ્રમાણે વર્તવાની સત્તા આપવામાં આવી અને સભાસદોની સંખ્યા ત્રણની કરી વડા સેનાધિપતિને ખાસ સભ્ય તરીકે નિમવામાં આવ્યો. વ્યક્તિગત જોખમદારી વિના આ સભ્યો એક સલાહકારક મંડળ તરીકેજ કામ કરતા. પરંતુ જેમ જરૂર જણાતી ગઇ તેમ રાજ્યવહીવટ માટે જુદાં જુદાં ખાતાઓ પાડી આ સભ્યોને તેમના જોખમદાર અધ્યક્ષ તરીકે નિમવા માંડયા. આ મુજબ સને ૧૮૩૩માં દેશના ધારા વગેરેને માટે એક સભ્યની નિમણૂક થઈ; પરંતુ ૧૮૫૩ સુધી બીજા સભ્યો પેઠે બધી બાબતોપર તે મત આપી શકતો નહિ. સને ૧૮૬૧ માં નાણાંખાતાનાં સભ્યની નિમણૂક થઇ અને લૉર્ડ કૅનિંગે અસલ પદ્ધતિને કોરે મૂકી હાલની વ્યક્તિગત ખાતની વહેંચણી દાખલ કરી એ પદ્ધતિને રૂઢ કરી. સને ૧૮૭૪ના કાઉન્સીલોના કાયદાથી જાહેર બાંધકામોના ખાતા માટે એક સભ્ય વધ્યો. લૉર્ડ કર્ઝને એ ખાતું કાઢી નાખી સને ૧૯૦૫ માં તેને બદલે વેપાર ઉદ્યોગનું ખાતું કાઢયું.

## હાલનું બંધારણ

આ પ્રમાણે હાલની વાઇસરૉયની કારોબારી સભા ૬ સાધારણ સભ્યો અને ખાસ સભ્ય તરીકે સેનાધિપતિની બનેલી છે. વાઇસરૉય

આ સભાનો પ્રમુખ છે અને ઉપ–પ્રમુખની પણ એજ નિમણૂક કરે છે. સભાસદોની નિમણૂક નામદાર શહેનશાહ કરે છે અને તેઓ ઘણું ખરૂં પાંચ વર્ષ સુધી એ દરજ્જો ભોગવે છે. સને ૧૯૧૯ ના કાયદાથી સભાસદોની કુલ સંખ્યાની મર્યાદા નીકળી ગઇ છે. સભાસદોમાંના ત્રણ જણે હિન્દમાં દશ વર્ષ સુધી શહેનશાહની નોકરી કરી હોવી જોઇએ; તેઓમાંનો એક હિંદુસ્તાન અથવા ઇંગ્લાંડનો દશ વર્ષનો અનુભવી ધારાશાસ્ત્રી હોવો જોઇએ; અને છેવટમાં તેઓમાંના ઓછામાં ઓછા ત્રણ જણ હિન્દી હોવા જોઇએ.

## કાર્યપદ્ધતિ

વાઇસરોયની કારોબારી સભાની કાર્યપદ્ધતિ ઘણે અંશે બ્રિટિશ પ્રધાન મંડળની કાર્યપદ્ધતિને મળતી આવે છે. સત્તા અને દરજ્જામાં ઘણી રીતે મોટો હોવા છતાં એક રીતે વાઇસિરોય વડા પ્રધાનને મળતો કહી શકાય, અને એની સભાના સભ્યો બીજા પ્રધાનોને મળતા ગણી શકાય. જો કે વાઇસિરોય પોતે પણ પરદેશીખાતાનો અધ્યક્ષ છે છતાં બીજાં ખાતાંઓ ઉપર પણ તે સામાન્ય દેખરેખ રાખે છે. સભામાં ચર્ચાતા પ્રશ્નોનો નિર્ણય બહુમતીથી કરવામાં આવે છે. સભાના કાર્યના નિયમો વાઇસિરોય ઘડે છે. અને આ નિયમાનુસાર થયલા નિર્ણયોને ગવનર–જનરલ અને તેની સભાના ઠરાવો તરીકે ઓળખવામાં આવે છે. ચર્ચામાં જ્યારે બંને બાજુએ સરખા મત પડે ત્યારે વાઇસરોયને પ્રમુખ તરીકે ‘નિર્ણયકારી મત’ (casting vote) આપવાની સત્તા છે; અને ઘણા મહત્ત્વના પ્રશ્નોમાં તો આખીયે સભાની વિરૂદ્ધ જઈ તેનો અમલ કરી શકે છે. વાઇસરોયે હિન્દીવજીરને પૂરેપૂરી હકીકતથી વાકેફ કરવો પડે છે.

## ખાતાંની વહેંચણી

કારોબારી સભાના કામની વહેંચણી વ્યકિતગત આઠ ખાતાઓ* પાડીને કરવામાં આવી છે.

### *(૧) રાજકીય અથવા પરદેશ ખાતું

આ ખાતું વાઈસરોયના પોતાના હાથમાં છે. પરદેશીય રાજનીતિ, સરહદ પરની જાતો, હિન્દનાં દેશીરાજ્યો અને અજમેર મેરવાડા, વાયવ્ય સરહદનો પ્રાંત અને બ્રિટિશ બલુચિસ્તાન જેવા તોફાની પ્રાંતો સાથે આ ખાતું સંબંધ ધરાવે છે.

### (૨) લશ્કરી ખાતું

આ ખાતાનો વહીવટ વડો સેનાધિપતિ કરે છે. તે હિન્દી સૈન્ય ઉપર દેખરેખ રાખે છે. વળી હિન્દી 'વૈદ્યકીય નોકરી' (I. M. S.) ઉપર પણ આજ ખાતું ધ્યાન રાખે છે.

### (૩) સ્વદેશ ખાતું

આંતરિક રાજકીય પરિસ્થિતિ, ન્યાય અને કાયદાનો અમલ, જેલ ખાતુ, પોલિસ ખાતું, જાહેર સુખશાંતિ ખાતું, આંદામાન ટાપુનો વહીવટ વગેરે સાથે સંબંધ રાખે છે. પરંતુ આમાંના છેલ્લા સિવાયના સર્વે વિષયો પર પ્રાંતિક સરકારોને ધ્યાન આપવાનું હોવાથી સ્વદેશ ખાતાના સભાસદને તો પ્રાંતિક સરકાર પર સામાન્ય દેખરેખ રાખવાનું જ રહે છે.

### (૪) નાણાં ખાતું

દેવું ટંકશાળ, જકાત, ખંડણી, સ્ટેંપ, અફીણ, મીઠું, સરકારી નોકરોના પગાર, રજા, પેન્શન, પ્રાંતિક સરકારની ઉપજ તેમજ ખર્ચ તરફ ધ્યાન રાખવાનું કામ વગેરેનો સમાવેશ આ ખાતામાં થાય છે. એ ઉપરાંત એ ખાતું ચલણ અને શરાફી કામકાજ સંબંધી પણ ઠરાવો કરે છે. વડી સરકારની ઉપજ તથા ખર્ચનો હિસાબ રાખવાનું અને વાર્ષિક અંદાજપત્ર તૈયાર કરવાનું કામ આ ખાતું કરે છે.

### (૫) રેલ્વે, વ્યાપાર, અને ધર્મવિષયક ખાતું

રેલ્વે બોર્ડ જે હિંદી રેલ્વેઓ ઉપર દેખરેખ રાખે છે તેને લગતું સઘળુ કામકાજ આ ખાતાનો સભાસદ કારોબારી સભામાં રજુ કરે છે. વળી આ ખાતું વેપારને લગતી ઘણીએ બાબતો, તેને લગતી નવીન અને જરૂરી માહિતી એકઠી કરીને જાહેર કરે છે. પોસ્ટ, તાર અને બીજા એવા વિષયોનો વહીવટ કરે છે; વળી ધર્મને લગતું જે કંઈ કામ કરવાનું હોય છે તે સઘળું આ ખાતું સંભળે છે.

## કાર્યવિધિ

'સામાન્ય રીતે દરેક ખાતાના સેક્રેટરી પોતાના ખાતાના તુમાર કાગળો તૈયાર કરી, પોતાના ખાતાના સભાસદ આગળ રજુ કરે. સામાન્ય બાબતોમાં સભાસદનો નિકાલ તે ગવર્નર–જનરલ અને તેની સભાના ચુકાદા તરીકે લેખાય છે. તદ્દન સામાન્ય બાબતોનો ફડચો સેક્રેટરી જાતેજ લાવી દે છે; અને તે પણ ગવર્નર–જનરલ અને તેની સભાના ચુકાદા તરીકે લેખાય છે. સભાસદ પોતાના ખાતાના અગત્યના તુમારના કાગળો પોતાના અભિપ્રાય સાથે વાઇસરોયને મોકલે છે. જો વાઇસરોય તેમાં થોડા ફેરફાર સાથે પણ સંમત થાય તો તે ઠરાવ પણ ગવર્નર–જનરલ અને તેની સભાનાં ચુકાદા તરીકે લેખાય છે. પણ જોખમદારી ખેડવાના કાગળો હોય અને વાઇસિરોય તે ખાતાના સભાસદ સાથે સંમત હોય તોપણ તે કાગળો સભાના બધા સભાસદોમાં અથવા જેની સલાહ લેવાની ખાસ જરૂર હોય તેટલા સભાસદોમાં ફેરવાવે છે; અને જે બાબતમાં વાઇસિરોય સભાસદ સાથે એકમત ન થાય

---

**(૬) ધારા ખાતું**

દેશને માટે કાયદાના મુસદ્દા તૈયાર કરવાનું અને વડી તેમ જ સ્થાનિક સરકારોને કાયદાની સલાહ આપવાનુ કામ કરે છે. વધુમાં તેને ધારાસભાના કામમાં સવિશેષ ભાગ લેવાનો હોય છે.

**(૭) કેળવણી, જાહેર તંદુરસ્તી, જાહેર જમીનને લગતું ખાતું**

આ સઘળા વિષયો પ્રાંતિક બન્યાથી વડી સરકારને એટલે આ ખાતા માટેના સભાસદને તો માત્ર સ્થાનિક સરકારોના એ વિષયના વહીવટ ઉપર દેખરેખ રાખવાનું જ રહે છે.

**(૮) ઉદ્યોગ અને મજુર વર્ગને લગતું ખાતું**

દેશનાં હુન્નરઉદ્યોગને અર્થશાસ્ત્ર, વિજ્ઞાન, વગેરેની મદદથી ઉત્તેજન આપવાનું કામ આ ખાતું કરે છે. અને તે સાથે ઉદ્યોગની ખીલવણીથી મજુરવર્ગ સંબંધી ઉત્પન્ન થતા સવાલોનો પણ આ ખાતું જ નિવેડો લાવવા પ્રયત્ન કરે છે.

તે કાગળો સભા સમક્ષ રજુ થાય છે અને તેનો નિકાલ સભામાં થાય છે. સભા અઠવાડીઆમાં એક વખત મળે છે. જરૂરી કાગળો જે હોય તે ખાતાનો સેક્રેટરી સીધા વાઇસરોય પાસે રજુ કરે છે અને તેનો નિકાલ

વાઇસરોય કરે છે અથવા તે ખાતાના સભાસદ પાસે નિકાલ કરાવવા મોકલે છે.

# પ્રકરણ ૩ જું

## પ્રાંતિક સરકાર

### બ્રિટિશ હિન્દના રાજકીય વિભાગો

રાજ્યવહીવટની સરળતાને ખાતર બ્રિટિશ હિન્દના **પંદર** વિભાગ કરવામાં આવે છે. તેમાંથી મુંબઈ, મદ્રાસ અને બંગાળા **ત્રણ ઇલાકાઓ,** અને સંયુક્તપ્રાંતો, પંજાબ, બિહાર ને ઓરિસા, મધ્યપ્રાંતો અને આસામ એ **પાંચ પ્રાંતો** એ દરેક 'ગવર્નર' ચલાવે છે. બ્રહ્મદેશ 'લેફ્ટેનન્ટ ગવર્નર'ના હાથ નીચે છે, જ્યારે વાયવ્યસરહદનો પ્રાંત, દિલ્હી, બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર–મેરવાડા, કુર્ગ અને આન્દામાન' એ દરેક 'ચિફ કમિશ્નર' ચલાવે છે.

### ઇલાકાના ગવર્નરો અને બીજા ગવર્નરો

ગવર્નરોને રાજ્યવહીવટમાં મદદ કરવાને કારોબારી સભા અને પ્રધાન મંડળ હોય છે. પરંતુ ઇલાકાના ગવર્નરો બીજા પ્રાંતોના ગવર્નરો કરતાં તેમની પ્રતિષ્ઠા તેમ જ વધારે પગારને લીધે વધારે મોટો ઓદ્ધો

ભોગવે છે. તેમની નિમણૂક નામદાર શહેનશાહ હિન્દી વજીરની સલાહથી ઈંગ્લાંડમાં રહેતા પ્રતિષ્ઠિત અને અનુભવી ગૃહસ્થોમાંથી કરે છે. જ્યારે બીજા ગવર્નરોને નિમતાં પહેલાં ગવર્નર જનરલને પૂછવામાં આવે છે અને તેમની નિમણૂક હિન્દી સનંદી નોકરીના અમલદારોમાંથી પણ થઈ શકે છે. ઈલાકાના ગવર્નરો હિન્દી વજીર સાથે સીધો પત્રવ્યવહાર કરી શકે છે. જ્યારે બીજા ગવર્નરો તેમ કરી શકતા નથી.

હિન્દી સરકારના એકચક્રીપણાનો સવાલ સને ૧૮૩૩થી ૧૯૧૯ સુધી ચર્ચાયો પરંતુ એ બાબતનો કંઈ ચોક્કસ નિર્ણય થયો નહિ. આ વિષયમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે ગવર્નર જનરલ જો લૉર્ડ કર્ઝન જેવો સત્તાનો શોખીન હોય તો પ્રાંતિક સરકારોને નજીવી બાબતોમાં પણ કનડયા કરે. અને એટલું તો આપણને પણ પ્રતીત થાય છે કે જ્યાં સુધી હિન્દી રાજ્યવ્યવસ્થાને માટે ગવર્નર–જનરલ, હિન્દી વજીર મારફતે બ્રિટિશ 'રાજસભા'ને સંપૂર્ણ રીતે જવાબદાર હોય ત્યાં સુધી આ એકચક્રીપણું આવશ્યક છે. આ એકચક્રીપણું ઓછું કરવાનો ફક્ત એક જ રસ્તો છે અને તે એ કે હિન્દી સરકાર 'રાજસભા'ને નહિ પરંતુ હિન્દી પ્રજાને જવાબદાર રહે.

## હિન્દી પ્રજાની રાજકીય જાગૃતિ અને રાષ્ટ્રીય ભાવનાનો જન્મ

પરંતુ સને ૧૯૦૫ના લૉર્ડ કર્ઝનના બંગભંગથી જન્મ પામેલી સ્વદેશીની ચળવળે જે રાજકીય જાગૃતિ હિન્દી પ્રજામાં આણી હતી તે આ મોર્લે–મિન્ટો સુધારણાથી કંઈ શમી ગઈ નહિ. એક વખત ઉત્પન્ન થયલું રાષ્ટ્રીય ચેતન થોડાક નામના હક્કો આપવાથી કંઈ નાશ પામે નહિ. સને ૧૯૧૪ના યુરોપીય વિગ્રહે એ બળતામાં ઘી હોમ્યું અને હિન્દી પ્રજાએ જવાબદાર રાજ્યતંત્ર મેળવવાની ઉત્સુકતા દર્શાવવા માંડી. આખા હિન્દુસ્તાનમાં સ્વરાજ્યની હાક વાગી રહી. બ્રિટિશ રાજસભાને હિન્દી પ્રજાની માંગણીઓ સાંભળવાની અને તેમને થોડે અંશે પણ સ્વીકારવાની ફરજ પડી. હિન્દી વજીર મી. મોંટેગ્યુએ

૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે 'રાજસભા'માં જાહેર કર્યું કે જવાબદાર રાજ્યતંત્રના હક્ક આપવાને હિન્દના રાજ્યવહીવટમાં હિન્દીઓનું પ્રમાણ વધારવાને તથા હિન્દુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ ગણવાને બ્રિટિશ સરકાર તત્પર છે. આ નિવેદનના સારરૂપ મોન્ટફર્ડ સુધારાઓ હિન્દુસ્તાનને મળ્યા અને તેમાં જણાવવામાં આવ્યું કે 'જવાબદાર રાજ્યતંત્ર, ક્રમશઃ સ્થાપવાને માટે પ્રાંતિક સરકારથી શરૂઆત કરવી. એમ પણ નક્કી કરવામાં આવ્યું કે પ્રાંતોને ધારા ઘડવામાં, રાજ્યવહીવટમાં અને નાણાં પ્રકરણમાં થોડેક અંશે સ્વતંત્રતા તરત જ આપવી. આ રીતે પ્રાંતોમાં ' દ્વિરાજક કાર્યવાહક પદ્ધતિ' દાખલ થઈ.

## 'દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિ'

હાલના સંજોગો જોતાં હિન્દુસ્તાનમાં પુરેપુરૂં જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવું એ એક જાતનું સાહસ જ કહેવાય, જ્યારે બીજી બાજુ સુધારાઓ નિષ્ફળ ન જાય તે માટે થોડીક પણ જવાબદારી દાખલ કરવી જોઇએ. આવી આ નવીન યોજનાના વિધાયકોની પરસ્પર વિરોધી માન્યતાઓ હતી. આ પદ્ધતિથી પ્રાંતિક કાર્યવાહી મંડળના બે વિભાગ પડી જાય છે. એક વિભાગ ગવર્નર અને તેની કારોબારી સભાનો છે અને તે 'રાજસભા'ને જવાબદાર છે; બીજો, ગવર્નર અને તેના પ્રધાનોનો છે અને તેઓ તેમની ધારાસભાને જવાબદાર છે.

## કારોબારી સભા

પ્રાંતિક કારોબારી સભા ગવર્નર અને બેથી ચાર સભાસદોની બનેલી છે. જો બે જ સભ્યો હોય તો તેમાંના એકે હિન્દુસ્તાનમાં બાર વર્ષ સુધી સરકારી નોકરી કરી હોવી જોઇએ. બીજો સભ્ય ધારાસભામાં અથવા બીજે કોઇ ઠેકાણે ખ્યાતિ પામેલો બિનઅધિકારી હિન્દી ગૃહસ્થ હોવો જોઇએ. જો એ સભામાં ઉપર જણાવેલી સરકારી નોકરીની યોગ્યતાવાળા બે સભ્યો હોય અને તેમાંનો એક પણ હિન્દી નહિ હોય તો તેમાં

બીજા બે બિનઅધિકારી હિન્દી સભ્યો પણ હોવા જોઇએ. નામદાર શહેનશાહ તેમને પાંચ વર્ષ માટે નિમે છે. તેમની હકુમતમાં સ્વાયત્ત (Reserved) તરીકે ઓળખાતા વિષયો છે.

આ વિષયોની વ્યવસ્થા માટે ગવર્નર–જનરલ પહેલાંની પેઠે જ હાલ પણ 'રાજસભા'ને જવાબદાર છે.

ગવર્નર કારોબારી સભાનો અધ્યક્ષ છે અને પોતાની ગેરહાજરીમાં એ જગ્યા સાચવવાને એક ૫–પ્રમુખ નિમે છે. ઘણુંખરું દરેક સભાસદ અમુક સ્વીકારાયલી નીતિ પ્રમાણે પોતાના વિષયની બાબતોનો નિર્ણય પોતે જ કરે છે. વળી જ્યારે બાબત મહત્ત્વની હોય અથવા મતભેદ પડતો હોય ત્યારે સભાની મીટીંગ બોલાવી તેનો ફડચો લાવવાની તે ગવર્નરને અરજ કરે છે. ગવર્નર આપસત્તાથી પણ સભા મેળવી શકે છે. [illegible]ણ રીતે ગવર્નર એની સભાની ઇચ્છા પ્રમાણે ચાલે છે. પરંતુ જ[illegible]મ લાગે કે તેમ કરવાથી એના પ્રાંતની સુલેહ શાંતિને ધોકો પહોંચશે તો તેના નિર્ણયને બાજુએ મુકવાની એને સત્તા છે. સભાએ કરેલા ઠરાવ ગવર્નરે તેની સભામાંથી કાઢેલા હુકમ તરીકે ઓળખાય છે.

## પ્રધાનો

ધારાસભાના ચૂંટાયેલા સભ્યોમાંથી ગવર્નર તેના પ્રધાનોની નિમણુક કરે છે, અને તેમને "સોંપાયલા" (Transferred) વિષયોનો વહીવટ સોંપે છે. તેઓ ધારાસભાના વિશ્વાસુ અને તેને દોરી શકે એવા હોવા જોઇએ. રાજાના પ્રધાનો રાજસભાના સત્તાધારી પક્ષકોના નાયકો હોવા જોઇએ એવી બ્રિટિશ રાજ્યબંધારણની પ્રણાલિકા પ્રમાણે આમ રાખવામાં આવ્યું છે. ફેર માત્ર એટલો જ છે કે હિન્દમાં આ કાયદાનો નિયમ છે જયારે ઇંગ્લાંડમાં એ માત્ર સંકેત જ છે. **હિન્દના પ્રધાનો કાર્યવાહી રાજ્યતંત્રના સભ્યો છે પણ કારોબારી સભાના સભ્યો નથી.**

તેમની જગ્યાની મુદ્દત ધારાસભાની મુદ્દત જેટલી એટલે કે ત્રણ વર્ષની છે. પ્રધાનોના વિચારણા અને કાર્ય એકત્ર રીતે થાય છે. ગવર્નર તેમને એક મિત્ર અને જાણકાર તરીકે સલાહ આપે છે. પ્રધાનો લોકનિયુકત હોવાથી, તેમના કાર્યથી રાજ્યવહીવટને હાનિ થતી હોય અથવા તો પ્રાંતમાં શાંતિનો ભંગ થવાનો સંભવ હોય તો જ ગવર્નર તેમની ઇચ્છા વિરૂદ્ધ જાય છે. અજ્ઞાન અથવા બિનઅનુભવથી પ્રધાનો કદાચ ખોટે રસ્તે ચઢી જતા હોય તો ગવર્નર તેમને સમજાવી શકે છે, પણ જો તેઓ ન સમજે તો પ્રણાલિકા એવી છે કે, તેણે તેમને તેમનો માર્ગ લેવા દેવો અને પછી જરૂર જણાય તો આપસત્તાથી તેમના નિર્ણયનો અસ્વીકાર કરવો. જો પ્રધાનને આ અસ્વીકાર બિન-જરૂરી યા અયોગ્ય લાગે તો તે રાજીનામું આપી શકે છે. વળી જો ગવર્નરને એમ લાગે કે અમુક પ્રધાન વારંવાર ખોટી રીતે કામ કરે છે અથવા તો ધારાસભાનો વિશ્વાસ તેણે ખોયો છે તો તેને એ દૂર કરી શકે છે. આવા બનાવ વખતે જો બીજા પ્રધાનો તેમજ ધારાસભા ગવર્નરના નિશ્ચય વિરુદ્ધ એ પ્રધાનને સબળ ટેકો આપે તો ગવર્નર તેમને સઘળાને રજા આપી, ધારાસભાને વિસર્જન કરી નવી ચૂંટણી કરાવી શકે છે. પરંતુ આ નવા પ્રધાનો પણ જુના દૂર કરાયલા પ્રધાનોના મતના જ હોય તો ગવર્નરને તેમનો મત સ્વીકારવો પડે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે ગવર્નરના હાથમાં બહોળી અને અગત્યની સત્તા હોવા છતાં આખરે એકત્રિત અને કૃતનિશ્ચય મતધારીઓને નમ્યા વગર તેનો છૂટકો નથી.

## પ્રધાનો અને ગવર્નરનો સંબંધ

આમ છતાં સાધારણ રીતે ગવર્નર પ્રધાનોની નીતિ તરફ સહાનુભૂતિ અને ક્ષમાની નજરથી જુએ છે, કારણ કે પ્રજાના પ્રતિનિધિ તરીકે રાજ્યવહીવટમાં તેઓ તદ્દન નવા જ છે એમ તે સમજે છે. ભૂલ તો શરૂઆતમાં સૌ કોઈ કરે, તેમ પ્રજાની ઓથવાળા પ્રધાનો પણ

કરે; પરંતુ અનુભવ વિના અને જવાબદારી સોંપ્યા વિના કંઈ શીખી શકાય નહિ એટલે આવી ભૂલ નિભાવ્યે જ છૂટકો.*

## કાર્યવાહી મંડળની એકત્ર સભા

આ દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિમાં દ્વિગુણિત સત્તાનો સમાવેશ થયેલો હોવાથી, કારોબારી સભા અને પ્રધાનો વચ્ચેની એકતા અને તેમના સહકાર ઉપર તેની સફળતાનો આધાર રહ્યો છે. તેમની વચ્ચેની આ એકતા અને સહકાર વધારવાને માટે આ બે વિભાગોને સાથે મેળવવાની ગવર્નર હમેશા ગોઠવણ કર્યા કરે છે. રોજનું સાધારણ કામ ઘણુંખરૂં ખાતાઓ મારફતે જ થાય છે, પરંતુ ઘણી મહત્ત્વની અથવા તો તટસ્થ બાબતોને માટે ગવર્નરના અધ્યક્ષપણા હેઠળ આખું કાર્યવાહી મંડળ મળે છે. પ્રધાનો કારોબારી સભાસદોને પ્રજાનું દૃષ્ટિબિંદુ અને તેમની ઇચ્છા જણાવે છે અને સભાસદો સરકારનો અનુભવપ્રવીણ મત દર્શાવે છે. આથી દરેક પક્ષ સામા પક્ષની દલીલ જાણી અને સમજીને જ નિર્ણયપર આવે છે. આટલું થયા પછી પણ દરેક પક્ષ પોતાનું ધાર્યું કરવાને મુખત્યાર છે. અનામત ખાતાંનો છેવટનો નિર્ણય અને તેની જવાબદારી કારોબારી સભાસદોને માથે છે. જ્યારે 'સોંપાયલા' વિષયોનો ફડચો પ્રધાનો જ આણે છે. જો કોઈ પણ બાબત ઉપરના અધિકાર વિષે મતભેદ હોય અથવા તો તે બંને પક્ષના અધિકારમાં આવતી હોય તો તે વિષેની જવાબદારી કોણે લેવી તે ગવર્નર નક્કી કરે છે.

---

*** 'સોંપાયલા' વિષયનો કામ ચલાઉ વહીવટ**

પ્રધાન જો રાજીનામું આપે તો ગવર્નર કોઈ બીજાને એ જગ્યાએ નિમવાનો પ્રયત્ન કરે છે. પણ જો તેમ ન બની શકે તો ગવર્નર પોતે જ થોડા સમયને માટે એક પ્રધાન તરીકે તે વિષયનો વહીવટ કરી શકે છે. પરંતુ આવી બાબતમાં, 'અમુક સંજોગો ઉભા થવાથી પોતાને પ્રધાનપણું લેવાની જરૂર પડી' એવું પ્રમાણપત્ર ગવર્નરને ગવર્નર જનરલ અને તેની કારોબારી સભાપર મોકલવું પડે છે. વળી બીજો પ્રધાન નિમાય ત્યાં સુધી જ આવી પરિસ્થિતિ ચાલુ રહી શકે છે. કારણકે હિન્દીવજીર અને તેની સભાની સંમતિ વિના ગવર્નર પોતે લાંબા સમયને માટે અથવા હંમેશને માટે 'સોંપાયલા' વિષયનો વહીવટ કરી શકતો નથી.

## કાર્યવાહક મંડળ અને ધારાસભાનો સંબંધ

કાર્યવાહક મંડળનો ધારાસભા સાથેનો સંબંધ અંતરઆત્માના અવાજને માન આપીને જેમ બને તેમ ઓછા ઘર્ષણથી એકતા સધાય એવા પ્રકારનો રાખવામાં આવ્યો છે. ધારાસભામાં પ્રધાન ગવર્નર સાથે મળીને પોતે લીધેલા પગલાનો બચાવ કરે છે. અમુક પગલું તેણે લીધું એ જ બતાવી આપે છે કે રાજીનામું આપવા કરતાં એવું પગલું લેવું તેને વધારે વ્યાજબી લાગ્યું. તેથી બ્રિટિશ બંધારણની રીતિને અનુસરીને, કાર્યવાહી મંડળમાં પડેલા મતભેદ વિષે બિલકુલ પણ ઇસારો કર્યા વિના, છેવટના નિર્ણયને પોતાનો જ ગણી તે બાબતમાં સરકારનો પક્ષ લઈ ધારાસભામાં બચાવ કરવાને તે ઉભો થાય છે. કારોબારી સભ્યોએ લીધેલાં પગલાં વિષે પણ ધારાસભામાં તે વિરુદ્ધમાં બોલતો નથી. કારોબારી સભ્યોને પણ પ્રધાનો તરફ આવું જ વર્તન રાખવું પડે છે. પરંતુ આ નવીન પદ્ધતિ એક મધ્યસ્થ માર્ગ હોવાથી તેણે એક તદ્દન નવી જ પ્રણાલિકા ચાલુ કરી છે. જો કે બંને વિભાગો ધારાસભામાં પરસ્પર વિરુદ્ધતા દેખાડી શકતા નથી છતાં પણ તેઓ પરસ્પર ટેકો આપવાને બંધાયલા નથી. જે નીતિમાં તે માનતો નથી તેને ભાષણથી અથવા મતથી ટેકો આપવો એ જોખમદાર પ્રધાનને માટે અશક્ય છે. છતાં કોઈક વખત એવું બને કે ધારાસભાની ટીકા સામે પ્રધાનને સરકારનો બચાવ કરવો પડે અને તેથી ધારાસભા ખીજવાઈને તેનામાં પોતાનો અણવિશ્વાસ જાહેર કરે. આવે વખતે પ્રધાનની સ્થિતિ ખરેખર કફોડી થઈ પડે છે. ધારાસભાએ જો પ્રધાનની વિરુદ્ધ જ વલણ લીધી હોય તો તેને રાજીનામું આપ્યે જ છૂટકો. કારોબારી સભાના સભ્યો ધારાસભાને જવાબદાર ન હોવાથી તેમની આવી કઢંગી સ્થિતિ થતી નથી.

## ગવર્નરની ફરજો

આ ઉપરથી જણાશે કે દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિમાં ગવર્નરનું સ્થાન જેટલું દુર્ઘટ છે તેટલું જ માનનીય છે. પ્રધાનો અને કારોબારી

સભ્યોને જોડનાર તે 'રૂપેરી ગ્રંથી' (Silver Link) છે: તેમની વચ્ચે સુયોગ સાધવો એ એનું કર્તવ્ય છે. સંપૂર્ણ જવાબદારી સાથે એ બંને વિભાગોને દોરનાર અને તેમની નીતિ બનાવનાર પણ આજ વ્યક્તિ છે. પ્રાંતિક સરકારની આંતરિક વ્યવસ્થા માટેના નિયમો પણ એ જ ઘડે છે. વળી સ્થાનિક સરકારના અધિષ્ઠાતા તરીકે તેણે સારી રીતે રાજ્યવહીવટ ચલાવવો જોઇએ; લોકોને ધાર્મિક સહિષ્ણુતા, સહકાર અને પરસ્પર સ્નેહદૃષ્ટિ રાખવા વિષે શીખવવું જોઇએ; ટુંકમાં તેમની ઉન્નતિ અને સુખ માટે ગવર્નરે સતત્ પ્રયાસ કરવો જોઇએ. હિન્દને ગમે ત્યારે પણ જવાબદાર રાજ્યતંત્ર આપવાનું હોવાથી મતદારો પોતાની ફરજ તથા જવાબદારી સમજે એમ તેણે કરવું જોઇએ અને પોતાની હકુમતમાં કોઇપણ મનુષ્ય અથવા જાતિને, ધર્મ, પૈસા કે બીજાં કોઇ પણ કારણે અન્યાય ન થાય તે તરફ લક્ષ આપવું જોઇએ.

## હિન્દી અને પ્રાંતિક સરકાર વચ્ચેનો સંબંધ

સને ૧૯૧૯ના કાયદાએ હિન્દી અને પ્રાંતિક સરકાર વચ્ચેના સંબંધમાં ઘણો ફેરફાર કરી નાખ્યો છે. પહેલાંની ધારાસભાનું કદ નાનું હતું, તેમાં લોકોનું પ્રતિનિધિત્વ પણ થોડું હતું અને સરકારની રાજનીતિપર અસર કરવાની તેમની શક્તિ અલ્પ હતી. દરેક બાબતમાં હિન્દી સરકાર, હિન્દી વજીર મારફત બ્રિટિશ રાજસભાને જવાબદાર હતી. આવી સ્થિતિમાં જો હિન્દી સરકાર પ્રાંતિક સરકારપર કંઇક વધુ પડતો જાપતો રાખે તો તેમાં અસ્વાભાવિક જેવું કાંઈ નહોતું. પરંતુ પ્રાંતિક સરકારનું ખાસ ફરિયાદનું કારણ તો નાણાં પ્રકરણ અને હિસાબી ખાતાપરનો અંકુશ હતો; વળી પ્રાંતિક ધારાસભામાં કોઈ પણ ખરડો દાખલ કરવા માટે અથવા પસાર કર્યા પછી મંજુર કરવા માટે હિન્દી સરકારને પૂછવું પડતું. ઇલાકા સિવાયના પ્રાંતોપરનો જાપતો તો આથી યે વધારે હતો. પરંતુ આ નવા કાયદાથી લોકશાસનનું તત્ત્વ દાખલ થવાથી હવે પહેલાનો અંકુશ જતો રહ્યો છે. પ્રાંતિક સરકાર હવે કેટલેક અંશે લોકોને

જવાબદા થવાથી તેને ધારા ઘડવામાં, નાણાં પ્રકરણમાં અને રાજ્ય વહીવટની બાબતમાં થોડી ઘણી સ્વતંત્રતા મળી છે. તેટલે જ અંશે 'રાજસભ' એટલે કે હિન્દી વઝીરને, હિન્દી સરકારપરનો અંકુશ પણ ઓછો થયો છે.

નાણાં પ્રકરણમાં ઉપજના જે વિષયોની આવક હિન્દી અને ાંતિક સરકાર વચ્ચે અમુક પ્રમાણમાં વહેંચી લેવામાં આવતી તેવા 'વિભાગી વિષયો"ની પદ્ધતિ હવે કાઢી નાખવામાં આવી છે, અને તેને બદલે અમુક વધુ વિષય. . . ખી જ આવક પ્રાંતોને સોંપી દેવામાં આવી છે. આથી હિન્દી અને પ્રાંતિક સરકાર બંને પોતપોતાનાં જુદા અંદાજપત્ર ધારાસભામાં રજુ કરી શકે છે. હિન્દી સરકારની રજા વગર, આપ સત્તાથી જે કરો પ્રાંતિક સરકાર નાંખી શકે તેનું એક પત્રક બનાવવામાં આવ્યું છે. પ્રાંતિક સરકારને જરૂર પડે તો તે પોતાની જ ઉપર દેવું કરી શકે પણ તે દેવું કરવાની વિગતો હિન્દી સરકાર નક્કી કરે છે. કાયદા બાંધવામાં અને રાજ્યવહીવટમાં પણ પ્રાંતોને ઠીક છૂટછાટ મળી છે.*

## પ્રાંતિક વિભાગો અને તેનો વહીવટ

પ્રાંતિક સરકારનું તંત્ર જોયા પછી આપણે હવે પ્રાંતના આંતરિક રાજ્યવહીવટનું તંત્ર જોઇએ. રાજ્યવહીવટની સરળતા માટે બ્રિટિશ

*આટલું છતાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે હિન્દનું રાજ્યતંત્ર હજુ કેન્દ્રસ્થ (Unitary) છે. સંગઠિત (Federal) નથી અને તેથી મધ્યસ્થ સરકાર માત્ર સલાહ આપીને અથવા ઉપર ટપકે દેખરેખ રાખીને બેસી રહે એ અહીં અસંભવિત છે. હિન્દી સરકાર પ્રાંતિક સરકારના કામમાં જરૂર પડે માથું મારી શકે છે અને તે આખા હિન્દને લગતી બાબતમાં એ પ્રમાણે કરે તો તેમાં કંઈ ખોટુંએ નથી. "સુપ્રત" વિષયોના વહીવટમાં પણ અમુક સંજોગોમાં હિન્દી સરકાર વચ્ચે આવી શકે છે; પરંતુ તેવા સંજોગો કવચિતજ આવે છે. ટુંકમાં પોતાની દખલગીરીથી પહેલાંની પેઠે પ્રાંતિક રાજ્યવહીવટમાં કોઈપણ જાતનો કચવાટ યા શિથિલતા ન આવે એ હિન્દી સરકારે ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

હિન્દમાં દરેક પ્રાંતને જીલ્લાઓમાં વહેંચી નાખવામાં આવ્યો છે. મુંબઈ અને બીજા કેટલાક પ્રાંતોના પહેલાં વિભાગો પાડી પછીથી તેમને જીલ્લામાં વહેંચી નાખેલા છે. આ વિભાગોનો ઉપરી કમિશ્નર કહેવાય છે. પરંતુ આખા હિન્દુસ્તાનમાં રાજ્યવહીવટના સામાન્ય નાનામાં નાના વિભાગ તરીકે તો જીલ્લાને જ ગણવામાં આવ્યો છે. હિન્દુસ્તાનમાં ૨૭૧ જીલ્લા છે, દરેક જીલ્લાનું સરાસરી ક્ષેત્રફળ ૫૦૦૦ ચો. મા. છે; અને તેની વસ્તી આશરે ૧૦ લાખ માણસની છે. જીલ્લાના પેટાવિભાગ તાલુકાઓ છે અને તાલુકો ઘણાંએક ગામો મળીને બને છે.

## જીલ્લાનો કલેક્ટર

જીલ્લાનો ઉપરી કલેક્ટર છે અને તે જીલ્લાની ઉપજ માટે મુખ્ય અમલદાર છે તેમ જ તે પહેલા દરજ્જાનો મૅજિસ્ટ્રેટ પણ છે. કલેક્ટર આપણી 'સરકાર માબાપ'નો પ્રતિનિધિ હોવાથી જીલ્લાના લોકો તેમની ફરિયાદોની દાદ મેળવવાને તેની જ પાસે જાય છે અને તેમની ઉન્નતિ એના હાથમાં જ છે એમ તેઓ માને છે. મહેસૂલી અમલદાર તરીકે તે પોતાના જીલ્લાની જમીનની મહેસૂલ માટે જોખમદાર છે; અને તેથી બંગાળા જેવો પ્રાંત જ્યાં જાથુ જમાબંધી છે ત્યાંના કલેક્ટરની નોકરી કરતાં, મુંબઇ જેવો પ્રાંત જ્યાં જમાબંધી અમુક વર્ષ માટે જ થાય છે ત્યાંના કલેક્ટરની ફરજો વધારે કપરી છે કારણ કે જમીનનું ગણોત જોતાં સરકારી મહેસૂલ વધારેઓછી અથવા દુષ્કાળ વખતે તદ્દન માફ કરવી પડે એમ છે કે નહિ તે એણે જોવાનું છે. જો ખેડૂત અને જમીનદાર વચ્ચે તકરાર પડે તો તેનો નીવેડો એણે આણવો પડે છે. દુષ્કાળના વખતમાં 'તગાવી' મદદ કોને અને કેટલી આપવી તે એ નક્કી કરે છે. જીલ્લાના એક મુખ્ય મૅજિસ્ટ્રેટ તરીકે એ જીલ્લા પોલિસનો ઉપરી છે અને જીલ્લાની સુલેહ અને સંરક્ષણ માટે જોખમદાર છે. વળી તેના જીલ્લામાં આવેલાં ગામડાંઓના વહીવટ માટે તે જવાબદાર હોવાથી તેનો ઘણો વખત આ ગામડાંઓની સુખાકારી, કેળવણી, કરકસર, ખેતી અને

તેમનાં વાણિજ્ય વગેરે પર દેખરેખ રાખવામાં જાય છે. આ કામગીરીથી ગામડાંઓની દશા નજરોનજર જોઇ તેમના પ્રશ્નોનો અભ્યાસ કરી નિકાલ આણવા માટે તે નિયમિત રીતે જીલ્લામાં ફરતો રહે છે. કલેક્ટરની આ બધી ફરજો જોતાં તે ઠરેલ પ્રકૃતિનો, લોકો તરફ સહાનુભૂતિવાળો અને ઉદ્યમી હોય એ જરૂરનું છે.

## જીલ્લાના પેટાવિભાગો અને તેના ઉપરીઓ

કલેક્ટરના હાથ નીચે 'આસીસ્ટંટ' અને 'ડેપ્યુટી' કલેક્ટરો હોય છે અને તેઓમાંના દરેકના તાબામાં જીલ્લાના પેટાવિભાગોમાંનો એક હોય છે. આ વિભાગોમાંના પાછા તાલુકાઓ હોય છે, અને આ તાલુકાઓનો ઉપરી મામલતદાર કહેવાય છે. દરેક ગામડામાં ત્રણ મુખ્ય સરકારી માણસો હોય છે. (૧) પટેલ, મહેસૂલ ઉઘરાવે છે (૨) કુલકર્ણી, હિસાબ રાખે છે (૩) ચોકીદાર, ગામની ચોકી કરે છે. ગામડાનું આ પ્રકારનું બંધારણ ઘણા પુરાણા વખતનું છે, અને તે હજુ સુધી કાયમ રહ્યું છે.

## હિન્દી (સનદી) મુલ્કી નોકરી

હિન્દના રાજ્યવહીવટ માટે ઉંચી જવાબદારી ભરેલી જગ્યાઓ પર જે અમલદારોની નિમણૂક થાય છે તેઓ Indian Civil Servants કહેવાય છે. કંપની સરકારના વખતમાં એ અમલદારોને ડાયરેક્ટરોની મંડળી નિમતી હતી, અને નિમતી વખતે તેમની પાસે એક કરારનામું લખાવી લેવામાં આવતું હોવાથી તેઓ સનદી (મુલ્કી) નોકરો (Covenanted Civil Servants) કહેવાતા. પરંતુ જ્યારે સને ૧૮૫૩માં ડાયરેક્ટરો પાસેથી આ હક છીનવી લેવામાં આવ્યો ત્યારે એ જગ્યાઓ માટે હરીફાઈ કરવાની રીત દાખલ કરવામાં આવી એટલે કરારનામાની રીતનો અંત આવ્યો. પરંતુ પરીક્ષા ઇંગ્લાંડમાં જ લેવાતી અને તેથી બહુ જ થોડા હિન્દીઓ એનો લાભ લઇ શકતા. સને ૧૮૩૩માં (સનદી) મુલ્કી નોકરીના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા,

હિન્દી, પ્રાંતિક અને સબૉર્ડિનેટ. **હિન્દી નોકરી** માટે ઇંગ્લાંડમાં હરીફાઇથી પરીક્ષા લેવાતી. **પ્રાંતિક નોકરી** માટે શિક્ષિત હિન્દીઓની હરીફાઇથી પરીક્ષા લેવાતી અથવા તો સબૉર્ડિનેટ નોકરીમાંથી ધીમે ધીમે ઉંચે ચઢાવીને આ નોકરીમાં દાખલ કરતા. **સબૉર્ડિનેટ** નોકરીમાં ઘણુંખરૂં હિન્દીઓ જ હોય છે. પરંતુ **મોન્ટફર્ડ સુધારાથી હિન્દી નોકરી** માટે (૧) લંડનમાં હરીફાઇથી પરીક્ષા લેવાય છે (૨) હિન્દુસ્તાનમાં પણ એવી જ પરીક્ષા જુદી લેવાય છે (૩) એ ઉપરાંત સરકાર નિમણૂક કરે છે (૪) અને પ્રાંતિક નોકરીમાંથી એ નોકરીમાં ચઢાવવામાં આવે છે. પરંતુ આટલાથી હિન્દીઓ સંતોષ પામ્યા નહિ તેથી સને ૧૯૨૪માં '**લી** કમિશન' નિમવામાં આવ્યું. તેણે એવી ભલામણ કરી છે કે હિન્દી (સનદી) મુલ્કી નોકરીમાં પંદર વર્ષ સુધીમાં અડધોઅડધ અમલદારો હિન્દી હોવા જોઇએ, અને પ્રાંતિક નોકરીમાં પણ ૨૫ વર્ષમાં હિન્દી અને યુરોપીઅનોનું એ જ પ્રમાણ આવવું જોઇએ. 'સુપ્રત' વિષયોની બાબતમાં હિન્દી પ્રધાનો સઘળી નિમણૂકો કરી શકે અને અનામત ખાતાઓની બાબતમાં સર્વે નિમણૂકો હિન્દીવજીરના અંકુશમાં રહેશે.

## રેગ્યુલેશન અને નૉન-રેગ્યુલેશન પ્રાંતો

ઈ. સ. ૧૮૩૪ સુધી કંપની સરકારની હકુમતમાં જે પ્રાંતો હતા તેમનો વહીવટ ત્યાંના અધિકારીઓ પોતે જ ઘડેલા નિયમો પ્રમાણે ચલાવતા. પરંતુ ત્યાર પછી કંપનીના અધિકારમાં જે વધુ મુલક આવતો ગયો તેને માટે સમાન અર્થવાહી પરંતુ આથી વધારે સરળ નિયમો ઘડવામાં આવ્યા. આથી કંપનીના મુલકના બે વિભાગ પડયા:-(૧) જેનો વહીવટ અસલના નિયમો પ્રમાણે થતો હતો તે-આ વિભાગમાં મુંબઇ, મદ્રાસ અને બંગાળા એ ત્રણ ઇલાકાઓ અને આગ્રાપ્રાંત છે; (૨) જે મુલક કંપનીની સત્તા નીચે પાછળથી આવ્યો અને જ્યાં સરળ નિયમોથી રાજ્યવહીવટ ચાલતો તેનો બનેલો વિભાગ-એમાં (૧) માં નહિ આવેલા બ્રિટિશ હિન્દના સર્વે ભાગોનો સમાવેશ થાય છે. સિંધ મુંબઇ ઇલાકામાં

અને અયોધ્યા આગ્રા સાથે પાછળથી જોડવામાં આવ્યા હતા અને તેથી તેઓ પણ આ બીજા વિભાગમાં ગણાય છે. પરંતુ સને ૧૯૧૯ ના નવા કાયદાથી ઘણાખરા પ્રાંતોનું સરખી જાતનું જ બંધારણ થવાથી પહેલાની ભિન્નતા હવે રહી નથી. મોટા મોટા આઠ પ્રાંતોને ધારાસભા તેમ જ કારોબારી સભા મળવાથી હવે આ પ્રાંતોનો એક વિભાગ બને છે. બાકીના પ્રાંતો જેમનો વહીવટ હિન્દી સરકાર તેની કારોબારી સભા મારફતે કરે છે તેમનો બીજો વિભાગ બને છે અને તેમાં વાયવ્યસરહદનો પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર–મેરવાડા, દિલ્હી, કુર્ગ અને આન્દામાનના ટાપુઓનો સમાવેશ થાય છે.

# પ્રકરણ–૪ થું

# સ્થાનિક સ્વરાજ્ય

## પ્રાચીન હિન્દની સ્વશાસિત સંસ્થાઓ

હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનો પ્રદેશ પ્રથમ પાશ્ચાત્ય વિદ્વાનોએ ખેડેલો હોવાથી અને તેમણે આપેલું ચિત્ર બહુધા એક તરફી હોવાથી સાધારણ રીતે લોકમાન્યતા એવી થઈ ગઈ છે કે હિન્દીઓ વ્યકિતગત અને આપખુદ સત્તાને ચાહનારા છે અને તેમને બંધારણી રાજ્યસત્તા કે સ્વરાજ્ય ગમતું નથી તેમ તેમને તેનું કશું ભાન પણ નથી. પરંતુ હાલમાં હિન્દમાતાના કેટલાક વિદ્વાન પુત્રોએ પ્રાચીન સ્વદેશી ઇતિહાસનું મૌલિક સાધનો વડે અધ્યયન કરી કેટલાંક અમૂલ્ય પુસ્તકો લખીને પ્રકટ કરી સિદ્ધ કરી આપ્યું છે કે યૂરોપીય પ્રજા જ્યારે જંગલી

અવસ્થામાં હતી ત્યારે આર્યાવર્તમાં નાનકડાં કેટલાંએ પ્રજાસત્તાક રાજ્યો પ્રસરેલાં હતાં. વિન્સેન્ટ સ્મિથ જેવા હિન્દના પ્રાચીન ઇતિહાસના પ્રખર અભ્યાસક યૂરોપીય હોવા છતાં કેટલાક દાખલા ટાંકી આ મતને ટેકો આપે છે. મહાન સિકંદરે પોતાની સ્વારી વખતે હિન્દુસ્તાનમાં ઘણુંયે નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો દીઠાં હતાં. અને ચંદ્રગુપ્તના દરબારમાં આવેલા ગ્રીક એલચી મેગેસ્થેનીસે હિન્દમાં એવાં ૧૧૮ રાજ્યો હોવાનું લખ્યું છે. એટલું જ નહિ પણ એ તો કહે છે કે જે પ્રકારનું લોકશાસન તે વખતે હિન્દુસ્તાનમાં ચાલતું હતું તે પ્રશંસાને પાત્ર હતું અને હિન્દુઓના સદ્‌ગુણ અને તેમનું વર્તન સામાને છક કરી નાંખે તેવાં હતાં. મધ્યકાલીય હિન્દુ અને મુસલમાની કાળમાં પણ આ નાનકડાં પ્રજાસત્તાક રાજ્યો—જે થોડાંક આત્મશાસિત ગામડાંઓનાં જૂથના જ બનેલાં હતાં—તેઓ જ પુરાણા વખતથી ચાલી આવેલી રીત પ્રમાણે આંતરિક વ્યવસ્થા જાળવતાં અને ન્યાય આપતાં, અને હિન્દુ સંસ્કારિતાને અણીશુદ્ધ જાળવી રાખનાર પણ તેઓ જ હતાં. પાટનગરમાં થતાં પરિવર્તનો માત્ર ઉપરનાં જ વાવાઝોડાં હતાં અને સ્થાનિક સ્વરાજ્યનો આ નિર્મળ વહેળો તો પોતાને માર્ગે પૂર્ણ શાંતિથી અખંડિત વહ્યો જતો હતો. એલ્ફીન્સ્ટન અને સર ચાર્લ્સ મેટ્કાફ જેવાઓએ ઈ. સ.ની ૧૯મી સદીમાં પણ સ્વદેશી ગ્રામ્ય પંચાયતોની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. અને હિન્દ સ્વરાજ્યનું બીજ એ સંસ્થાઓમાં જ રહેલું છે એવો મહત્ત્વનો અભિપ્રાય તેમણે આપેલો છે.

### તેમનું બંધારણ

ગામના મોટા મોટા કેટલાક વડીલોની મંડળી જે 'પંચાયત' કહેવાતી તે ગામનો વહીવટ ચલાવતી. ચોકીદાર, હિસાબી કારકુન, કાસદ, કુંભાર, વગેરે આ ગામડાની સરકારના અમલદારો હતા અને તેમને પગારપેટે જમીન આપવામાં આવતી, અથવા તો ગામની જમીનના કુલ પાકમાંથી અમુક હિસ્સો તેમને આપવામાં આવતો. પરંતુ કંપની સરકારના

એકચક્રીપણાએ આ પંચાયતોની અવદશા કરી અને તે ધીમે ધીમે અદ્રષ્ટ થઈ. સર્વે સંસ્થાઓ આદર્શ હતી એમ કહેવાનો હેતુ નથી પણ જો તે બગડેલી સંસ્થાને સુધારી હોત તો હિન્દ સ્વરાજ્યના એકના એક બીજનો આ પ્રમાણે નાશ ન થાત. ગામડાંઓના સત્તાધીશો તરફના અણવિશ્વાસને લીધે તેમની મહેસૂલી અને ફોજદારી સત્તા ઝૂંટવી લેવામાં આવી અને તેથી સત્તા વગરની નામની સંસ્થાઓનો નાશ થયો. પરંતુ ચાલુ જમાનામાં બ્રિટિશ સરકારે જ્યારે હિન્દુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો ત્યારે આ ગ્રામ્ય પંચાયતોનો પુનરુદ્ધાર કરવાની તેને ખાસ જરૂર જણાઈ. આથી રાજ્યવહીવટનો બોજો ઓછો કરવાના અને હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવાના કર્તવ્યને સરળ કરવાના આ હેતુથી આ પંચાયતોને પાછી અસ્તિત્વમાં લાવવાને સરકાર મહેનત કરી રહી છે.

## મ્યુનિસિપાલિટીઓની ઉત્પત્તિ અને વિકાસ

હાલમાં હિન્દુસ્તાનમાં જે પદ્ધતિ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનો ચાલે છે તેને ઉપર્યુક્ત સ્વદેશી સંસ્થાઓ સાથે કંઈ પણ સંબંધ નથી. એ બ્રિટિશ સરકારે દાખલ કરેલી પાશ્ચાત્યપદ્ધતિ છે. (૧) કંપની સરકારના રાજ્યની શરૂઆતમાં કલકત્તા, મદ્રાસ અને મુંબઈ એ શ[illegible]ને મ્યુનિસિપાલિટીના જેવું કંઈક બંધારણ કરી આપવામાં આવ્યું હતું. અંગ્રેજી સંસ્થાઓની નકલ કરીને અહીં પણ 'મેયર' વગેરે અધિકારીઓ નિમ્યા હતા. આ મ્યુનિ.ઓને શહેરની કેળવણી, સુખાકારી વગેરે માટે દેખરેખ રાખવાની અને શહેરમાં જતી આવતી ચીજોપર કર નાખવાની સત્તા હતી. (૨) સને ૧૮૫૦માં આ હિન્દુસ્તાનમાંની મ્યુનિ.ઓને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો અને ઘણા પ્રાંતોમાં તે પ્રમાણે મ્યુનિ.ઓ સ્થાપી તેમાં લોકનું પ્રધિનિધિત્વ કંઈક અંશે દાખલ કરવામાં આવ્યું. (૩) સને ૧૮૫૬માં મ્યુનિ. ના વહીવટ માટે સરકારે કમિશ્નરો નિમ્યા. પરંતુ સન ૧૮૭૦ના લૉર્ડ મેયોના ઠરાવથી આ પદ્ધતિમાં સુધારો કરવામાં આવ્યો, અને ત્યારથી મ્યુનિસિપલ

વહીવટમાં સ્થાનિક પ્રજાને આગળ પડતો ભાગ લેવાને સરકારે ઉત્તેજન આપવાની નીતિ અખત્યાર કરી. (૪) સને ૧૮૮૧માં લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્ય વિષે તેનો પ્રખ્યાત ઠરાવ પ્રકટ કર્યો. આ ઠરાવથી મ્યુનિ. ની આવક માટે ઘણાં સ્થાનિક સાધનોપર કર નાંખવાની છૂટ આપવામાં આવી. તે આવક લોકોપયોગી કામોમાં વાપરવાની હતી. જો કે સ્થાનિક મ્યુનિ. ને સોંપવા જેવી કેટલીક બાબતો સરકારે પોતાને હસ્તક જ રાખી હતી તો પણ મ્યુનિ. ઓનો મૂળ હેતુ રાજ્યવહીવટની સરળતા નહિ પરંતુ લોકોને રાજકીય વિષયોમાં રસ લેતા કરવા અને તેમને સ્વરાજ માટે લાયક બનાવવા એ હતો. મ્યુનિસિપાલિટી એ સ્વરાજ્યનું પ્રથમ પગથિયું છે એમ પહેલીવાર જાહેર કરનાર આ ઉદાત્તચરિત મહાન વાઇસરૉયની હિન્દી પ્રજા ઋણી છે. આ જ ઠરાવપરથી સને ૧૮૯૩નો કાયદો ઘડવામાં આવ્યો, અને તેણે સ્થાનિક સંસ્થાઓના બંધારણમાં ફેરફાર કરી તેમની સત્તા તેમ જ કાર્યો વધાર્યાં. પ્રજાનું પ્રતિનિધિત્વ વધારવામાં આવ્યું; શહેરની જે પોલિસ ઉપર મ્યુનિ.નો બિલકુલ કાબુ નહતો છતાં તેનો ખર્ચ મ્યુનિ. પાસે લેવામાં આવતો તે હવે બંધ થયું પણ એવી શરતે કે એટલી જ રકમ મ્યુનિ. શહેરની કેળવણી, વૈદ્યકીય મદદ, જાહેર કામો, વગેરેમાં ખરચે.

**'કૉર્પોરેશન્સ'**

મુંબઈ, મદ્રાસ અને કલકત્તા કંપની સરકારના ખાસ મથકો હોવાથી ત્યાંની મ્યુનિ. જુનામાં જુની છે અને હજુ પણ બ્રિટિશ હિન્દમાં એ ત્રણ મુખ્ય હોઈ 'કૉર્પોરેશન'ને નામે ઓળખાય છે. તેમનું બંધારણ સ્થાનિક સરકારે પસાર કરેલા ખાસ કાયદાથી ઘડાયેલું છે. આ ત્રણેમાં મુંબઈની 'કૉર્પોરેશન'નું બંધારણ સૌથી વધારે લોકશાસિત છે.*

---

*** મુંબઇની કૉર્પોરેશન**

મુંબઇની કૉર્પોરેશનનું હાલનું બંધારણ સને ૧૯૨૩ ના કાયદાની રૂએ થયુ છે. તેમાં ૧૦૬ સભ્યો છે, જેમાંના ૭૬ શહેરના ભાડા ભરનારાઓએ ચૂંટેલા પ્રતિનિધિઓ છે. શહેરના મંડળો જેવાં કે દેશી વેપારી મંડળ, બામ્બે

## શહેરોની મ્યુનિ. ઓનું બંધારણ

શહેરોની મ્યુનિસિપાલિટીમાં $\frac{4}{5}$ સભ્યો ચૂંટાયલા છે અને $\frac{1}{5}$ સરકારના નિમેલા છે. ઘણુંખરૂં સભ્યો પોતામાંના જ એકને પ્રેસિડન્ટ તરીકે ચૂંટી કાઢી નિમે છે અને તેઓ જ મ્યુનિ.ના મુખ્ય કાર્યવાહી અમલદાર જેને ચીફ ઓફીસર કહેવામાં આવે છે તેની નિમણૂક કરે છે. ઉંમર, મીલકત અને દરજ્જો જોઈને મત આપવાનો અધિકાર આપવામાં આવે છે.

---

ચેમ્બર ઓફ કૉમર્સ, યુનિવર્સિટિ અને મીલમાલિકોનું મંડળ એ દરેકના એક એક એ પ્રમાણે ચાર, ૧૬ સરકારના નિમેલા સભ્યો. આ ૯૬ સભાસદો મળી બીજા ૧૦ સભ્યોને પસંદ કરે છે. કૉર્પોરેશન પોતામાંના જ એક સભાસદને 'પ્રેસિડન્ટ' તરીકે ચૂંટી કાઢે છે, પરંતુ તેનું કાર્યવાહી કામ તો સરકારનો નિમેલો કમિશ્નર તરીકે ઓળખાતો અમલદાર કરે છે. એને મદદ કરવાને ૧૬ સભ્યોની એક 'સ્ટેન્ડીંગ કમિટિ' નિમાય છે. ભારે બહુમતીથી કૉર્પોરેશન કમિશ્નરને દૂર કરી શકે છે. ૧૦) અથવા તેથી વધુ ભાડું ભરનાર મુંબઇના સર્વે રહીશો મ્યુનિ. ચૂંટણીમાં મત આપી શકે છે. સ્ત્રીઓ મત આપી શકે છે તેમ કૉર્પોરેશનના સભ્ય પણ થઇ શકે છે.

### કલકત્તાની કૉર્પોરેશન

કલકત્તા કૉર્પોરેશનનું હાલનું બંધારણ સને ૧૯૨૨ના કાયદા પ્રમાણે ઘડાયું છે. તેમાં કુલ ૯૦ સભ્યો છે, જેમાંના ૭૫ મતદારોએ ચૂંટેલા છે જ્યારે સરકારે નિમેલા સભ્યોની સંખ્યા ૧૦ છે. અને આ ૮૫ સભ્યો બીજા ૫ આલ્ડરમેનોને ચૂંટી કાઢે છે. રૂા. ૧૨) નો કર ભરનાર કલકત્તાના સર્વે રહીશોને મ્યુનિ. ચૂંટણીમાં મત આપવાનો હક છે. કૉર્પોરેશનના પ્રમુખને 'મેયર' કહે છે અને કૉર્પોરેશનનો જ નિમેલો માણસ સરકારની મંજુરી પછી મુખ્ય કાર્યવાહી અમલદાર તરીકે કામ કરે છે.

### મદ્રાસની કૉર્પોરેશન

મદ્રાસની કૉરપોરેશનનું હાલનું બંધારણ સને ૧૯૧૯ના કાયદા પ્રમાણે છે. કુલ સભ્યોની સંખ્યા ૫૦ની છે, જેમાંના ૪૧ ચૂંટાયેલા છે અને ૯ સરકારના નિમેલા છે. સભ્યો પોતામાંના એકને પ્રેસિડન્ટ તરીકે ચૂંટી કાઢે છે, જ્યારે મ્યુનિ. કમિશ્નર જે મુખ્ય કાર્યવાહી અમલદાર છે તેની નિમણૂક સરકાર કરે છે અને તેને મદદ કરવાને મ્યુનિ. સભ્યોની ચાર સ્ટેન્ડીંગ કમિટિઓ નિમાય છે. દરેક કર ભરનાર મત આપી શકે છે.

## સરકારી અંકુશ

આ સંસ્થાઓ ઉપરનો સરકારનો કાબુ ઓછો થવા છતાંએ હજુ. ઘણો છે, અને તે અંકુશ જીલ્લા–કલેકટર અથવા તેજ વિભાગના કમિ- શ્નર મારફત વપરાય છે. સરકારની પરવાનગી વિના મ્યુનિ. ઓથી મોટું જાહેર દેવું કરી શકાય નહિ. વળી મ્યુનિ. ના નાણાં, હિસાબ અને મોટા કારોબારી અમલદારોની નિમણૂક પર ખાસ અંકુશ રાખવામાં આવે છે. મ્યુનિ. માં અંધેર હોય અથવા તે તેની સત્તાનો દુરુપયોગ કરે છે એમ સરકારને લાગે તો મ્યુનિ. ને અમુક વખત માટે બરતરફ **'સસ્પેંડ'** કરી પોતાના માણસો નિમી સરકાર સ્થાનિક વહીવટ ચલાવી શકે છે. સરકારના અંકુશને વધુ પડતો ગણી સ્થાનિક સ્વરા- જ્યના ભલા માટે તે ઓછો કરવાની ભલામણ થઈ છે.

## મ્યુનિસિપાલિટીની ફરજો

મુંબઇ ઇલાકાની મ્યુનિ. ઓ માટેના સને ૧૯૦૧ના કાયદા પ્રમાણે નીચેનાં કામ તેમને ફરજીઆત છે. (૧) દીવાબત્તી, (૨) રસ્તા વાળવા, અને પાણીનો છંટકાવ, (૩) આગથી રક્ષણ કરવું, (૪) નુકસાનકારક અને જોખમકારક વેપાર ધંધાને અટકાવવા યા નિયમમાં રાખવા, (૫) રસ્તા વચ્ચે અને ચકલાઓમાં હરકત કરતી વસ્તુઓને દૂર કરવી, (૬) જોખમકારક મકાનો દૂર કરવાં યા ખરીદી લેવાં. (૭) ગંદકીવાળા સ્થાનોને ચોકખા કરાવવાં, (૮) મડદાંઓને બાળવા દાટવાની વ્યવસ્થા રાખવી, (૯) જાહેર રસ્તાને પાકા કરવા અને બરાબર રાખવા, (૧૦) નાળાં બંધાવવાં, (૧૧) મ્યુનિ. હદની નિશાની રાખવી, (૧૨) જાજરૂ, ગટર, હમામખાનાં, ધોવાની જગ્યાઓ, હવાડા અથવા હોજ, તળાવ, કતલખાનું, બંધ બાંધવા, ઘરના નંબર પાડવા, શેરીનાં નામ પાડવાં, શીતળા ટાંકવા, પ્રાથમિક કેળવણી, મરકીના પ્રસંગોએ લોકોને દવા વગેરેની સગવડ, દુકાળ અને તંગી વખતે દુઃખશમનના ઉપાય, દવાખાનાં ઇસ્પિતાલો અને પાણી પૂરાં પાડવાં. વગેરે કાર્યો ફરજ ગણીને કરવાનાં હોય છે.

મ્યુનિસિપાલિટીના મરજિયાત કામો: બાગ, મ્યુઝિયમ, પુસ્તકાલય, વિશ્રાન્તિ સ્થાનો, કચેરીના મકાન અને બીજાં જાહેર મકાનો, [illegible] [illegible]રમાં, વસતીપત્રક, સાચવણી, કુતરાંઓથી લોકોનું રક્ષણ, પ્રદર્શન, ધર્મશાળા, પ્રાથમિકથી આગળની કેળવણી, જાહેર માન આપવાં વગેરે ગણી શકાય.

### આવકનાં સાધનો

લોકોના પર ઘર, જાજરૂ, નળ વગેરેનો વેરો નાખીને આ બધાં કામો માટે જોઇતાં નાણાં મ્યુનિસિપાલિટી મેળવે છે.

### લોકલબોર્ડનું બંધારણ, આવકનાં સાધનો વગેરે

લૉર્ડ રિપનના ઉપર્યુકત ઠરાવ મુજબ શહેરની મ્યુનિસિપાલિટી પેઠે ગામડાંઓમાં લોકલબોર્ડની સ્થાપના થઈ છે. આ બોર્ડોમાં બિનસરકારી સભ્યોનું પ્રમાણ વધુ રાખવું, સરકારનો કાબુ અંદરખાનેથી નહિ પણ બહારથી રાખવો અને બની શકે ત્યાં સુધી તેનો અધ્યક્ષ પણ બિનસરકારી રાખવો—આવી સામાન્ય ભલામણો તે ઠરાવમાં હતી. સ્થાનિક સરકારોએ પરિસ્થિતિનો વિચાર કરી યોગ્ય ફેરફારો સાથે આ ભલામણોને અમલમાં મૂકી છે.

આ પ્રમાણે મદ્રાસ ઇલાકામાં એક ઉપર એક એમ ત્રણ જાતની સંસ્થાઓ છે. પહેલાં તો કેટલાંક ગામડાંઓનાં જુથનાં 'મંડળો' બનાવી તેમનો કારભાર પંચાયતથી ચલાવાય છે. તેમના પછી તાલુકાબોર્ડો છે અને તેમની ઉપર જીલ્લાબોર્ડો છે. મુંબઈ ઇલાકામાં તાલુકા અને જીલ્લા બોર્ડો છે; ગ્રામ્ય પંચાયતો નહોતી તે હવે સ્થાપવામાં આવી છે. ઉત્તર હિન્દુસ્તાનમાં જીલ્લા બોર્ડો છે, પણ તેમની નીચેની સંસ્થાઓ ઘણી જૂજ છે. જીલ્લાબોર્ડોમાં મોટેભાગે ઠેકાણે લોકોના પ્રતિનિધિઓની બહુમતી હોય છે અને એ બોર્ડનો અધ્યક્ષ પણ સરકારે નિમેલો કે નહિ

એ સ્થાનિક સરકારની મુનસફી પર નાખવામાં આવ્યું છે. એમ છતાં ઘણુંખરૂં તાલુકાબોર્ડનો અધ્યક્ષ મામલતદાર અને જીલ્લાબોર્ડનો અધ્યક્ષ કલેકટર હોય છે. જીલ્લાબોર્ડનાં કાર્યો ઘણેભાગે શહેરની મ્યુનિસિપાલિટીને મળતાં છે અને તાલુકાબોર્ડ પોતાની સરહદમાં એજ કામો જીલ્લાબોર્ડની દેખરેખ હેઠળ કરે છે. તે માટે જોઈતા પૈસા માટે જમીન મહેસૂલમાં રૂપીએ એક આનો લોકલ ફંડનો લેવામાં આવે છે. રસ્તાના તેમજ નાળાં તથા પૂલનાં નાકા ઉપર પણ નાકાવેરો લેવામાં આવે છે. જરૂર વખતે સરકાર પણ મદદ કરે છે.

## સ્થાનિક સ્વરાજ્ય વિષે સરકારની હાલની નીતિ

સ્થાનિક સ્વરાજ્ય વિષેની સરકારની હાલની નીતિ મી. મોંટેગ્યુના તા. ૨૦મી ઓગસ્ટ સને ૧૯૧૭ના પ્રખ્યાત નિવેદન અનુસાર ઘડાઈ છે. લોકોને રાજકીય શિક્ષણમાં મદદરૂપ થઈ પડે એવા આશયથી હિન્દી સરકારે તેના તા. ૧૦મી મે સને ૧૯૧૮ ના ઠરાવમાં નીચે જણાવેલી કેટલીક મહત્વની બાબતો વિષે પોતાની નીતિ જાહેર કરી છે.

(૧) સ્થાનિક સંસ્થાઓના વહીવટમાં સરકારે જેમ બને તેમ ઓછો કાબુ રાખવો અને એ બંનેનાં કામોને સ્પષ્ટતાથી જણાવવાં. કાબુ ઓછો કરવાને લોકોનું પ્રતિનિધિત્વ વધારવું અને કર નાંખવામાં, અંદાજ પત્રમાં અને બીજાં કેટલાક કામો માટે જોઇતી સરકારની પરવાનગીની મુસીબતો દૂર કરવી. (૨) મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડમાં લોકોના પ્રતિનિધિઓની બહુમતી રાખવી અને લઘુમતવાળાનું હિત સાચવવા તેમના પ્રતિનિધિઓની સરકારે નિમણૂક કરવી. (૩) બોર્ડમાં લોકોનું પ્રતિનિધિત્વ વધે તે સાથે મતદારોની સંખ્યામાં પણ વધારો કરવો. (૪) જ્યારે મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ તરીકે કોઈ અમલદાર ચૂંટાયો હોય ત્યારે ચૂંટણીનો આધાર બિન–સરકારી સભ્યોની બહુમતીપર હોવો જોઈએ. (૫) મ્યુનિસિપાલિટીનો મુખ્ય કાર્યવાહી અમલદાર સરકારી જ હોવો જોઇએ એવું કંઈ જરૂરનું નથી. (૬) લોકલબોર્ડમાં પણ ચેરમેનની

ચૂંટણી થાય તો સારૂં અને જ્યાં એમ ન બની શકે ત્યાં બિન–સરકારી સભ્યને નિમવો. (૭) સાધારણ બાબતોમાં મ્યુનિસિપાલિટીને કર વત્તા ઓછો કરવાની છૂટ આપવી. (૮) અમુક રકમ ઓછામાં ઓછી સિલકમાં રાખે ત્યાં સુધી તેમનાં અંદાજપત્રમાં સરકારે દખલગીરી કરવી નહિ. (૯) સરકારની ગ્રાંટ જો અમુક રકમ માટેજ અપાતી હોય તો તેને તે કામમાં જ વાપરવી પણ જો તે સામાન્ય મદદ હોય તો તેને માટે ખાસ નિયમ ન રાખતાં અમુક પ્રકારના ખર્ચમાં વાપરવી. (૧૦) ગામડાંઓમાં રાજકીય જાગૃતિ આણવા માટે **ગ્રામ્ય પંચાયતો**નો પુનરુદ્ધાર કરવો. આ પંચાયતોને બને તો તેમનાજ ગામની ફરિયાદોનો નિકાલ કરવાનું અને વહીવટ ચલાવવાનું સોંપવું. સ્થાનિક સરકારની દેખરેખ હેઠળ જરૂર લાગે તો તેમને કર નાખવાની પણ છુટ આપવી. પંચાયતે જ પોતાનો અધ્યક્ષ ચૂંટવો. પંચાયતોને ગામની સુખાકારી, પ્રાથમિક કેળવણી, નજીવી ફરિયાદોનો નિકાલ—આ મુખ્ય કામો સોંપવાં અને આ કામને માટે તેમના ગામના લોકલફંડના પૈસામાંથી તેઓ નાણાં મેળવી શકે અને જરૂર પડે તો આપમરજીથી વધુ કર પણ ઉઘરાવી શકે.

આ ઉપરથી જણાશે કે સરકારને હવે ગામડાંની સ્થિતિ સુધારવાની જરૂર માલમ પડી છે અને તે માટે બનતો યત્ન પણ થાય છે. બિચારા ગ્રામ્યજનો ! ક્યાં તેમની પ્રાચીન અને મધ્યકાલીન હિન્દની સ્વતંત્ર, સ્વાશ્રયી, ગૌરવવાળી, સાદી અને સુખી જિંદગી અને ક્યાં તેમની હાલની બધી તરફથી ચૂસાતી, અજ્ઞાનમાં ડૂબેલી, નીઃરસ, દુઃખમય જિંદગી ! હિન્દુસ્તાનનું પ્રારબ્ધ તેનાં ગામડાંઓમાં છે એ સરકારે હવે જાણ્યું છે પણ તે ઘણું મોડું જાણ્યું.

# પ્રકરણુ–૫ મું

## ધારાસભા

સંપૂર્ણ વિકાસ પામેલા સર્વ રાજ્યતંત્રોના મુખ્ય ત્રણ વિભાગ હોય છે:– (૧) કાર્યવાહી (૨) ધારાસભાઓ (૩) ન્યાયખાતું.

કાર્યવાહીમંડળ લોકશાસન માટે ધારાસભાએ ઘડેલા કાયદાઓનો અમલ કરે છે. ધારાસભાઓ કાયદા ઘડે છે તેમ જ રાજ્યનીતિ નક્કી કરે છે, અને ન્યાયખાતું આ કાયદા તેમ જ નિયમોના અર્થનું સૂચન કરેછે.

### ઐતિહાસિક સમાલોચના

સને ૧૮૩૩માં લૉર્ડ મેકોલેની હિન્દી સરકારના પહેલા ધારાશાસ્ત્રી તરીકે નિમણૂક થઈ ત્યાંસુધી કંપની સરકારના ગવર્નરો પોતાના જ ઘડેલા કાયદાઓને પોતે જ અમલમાં મૂકતા. પરંતુ આ કાયદાથી કાર્યવાહી અને ધારા ઘડનારો વિભાગ એ બંને જુદા પડવાની શરૂઆત થઈ. સને ૧૮૫૩ માં પહેલી હિન્દી ધારાસભા સ્થપાઈ તેમાં ગવર્નર–જનરલ, સેનાધિપતિ, કાઉન્સીલના ચાર સભાસદો, ચાર પ્રાંતોના નિમેલા ચાર સભ્યો અને કલકત્તાની કોર્ટના બે ન્યાયાધીશો મળી કુલ ૧૨ સભાસદો હતા. **સને ૧૮૬૧ના હિન્દી ધારાસભા સંબંધી કાયદાથી** રાજ્યતંત્રને કેંદ્રાપગામી (decentralized) અને હિન્દીમય બનાવવાનાં ખાસ તત્ત્વો દાખલ કરવામાં આવ્યાં. મુંબઈ અને મદ્રાસને ચારથી આઠ સભ્યોની ધારાસભાઓ આપવામાં આવી, અને તેમાંના અડધોઅડધ સભાસદો ગવર્નરના નિમેલા બિન–સરકારી સભાસદો હતા. ગવર્નર–જનરલની ધારાસભામાં પણ આજ પ્રમાણે બિન–સરકારી તત્ત્વ દાખલ કરવામાં આવ્યું. આ ધારાસભાઓ વિષે નોંધવા જેવું એ છે કે તેમને ફક્ત કાયદા ઘડવાનીજ સત્તા હતી. હાલની ધારાસભાઓ પેઠે લોકોનો મત સરકાર સમક્ષ મૂકવો અથવા તો નોકરશાહીની આપખુદ સત્તાપર અંકુશ રાખવો એ તેમનું કામ નહોતું. **સને ૧૮૯૨ના**

**કાયદાથી** ધારાસભાના સભાસદોની સંખ્યામાં અને ખાસ કરીને બિન-સરકારી સભ્યોની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો. વળી કેટલીક પ્રાંતિક ધારાસભાના બિન-સરકારી સભ્યોને અને બીજી કેટલીક પ્રજાકીય સંસ્થાઓને વડી તેમજ પ્રાંતિક ધારાસભામાં સભાસદો ચૂંટીને મોકલવાની સત્તા આપવામાં આવી. આ ઉપરાંત સભાસદોને અમુક શરતે સવાલ પૂછવાની અને વાર્ષિક બજેટ ઉપર ફક્ત પોતાનો અભિપ્રાય જણાવવાની છૂટ આપવામાં આવી. ત્યારપછી **સને ૧૯૦૯માં મોર્લે-મિન્ટો સુધારા** પસાર થયા. આ સુધારાથી વડીધારાસભાના સભ્યોની સંખ્યા વધારીને ૬૦ની કરવામાં આવી અને તેમાંથી સરકારી અમલદારોની સંખ્યા ૨૮થી ઓછી રાખવાનું ઠેરવ્યું. પ્રતિનિધિત્વના સિદ્ધાંતનો પણ સ્વીકાર થયો અને ૨૭ જગ્યાઓ લોકોના ચૂંટેલા સભ્યોને માટે રાખવામાં આવી. પરંતુ આપણે આગળ જોઈ ગયા તે પ્રમાણે લૉર્ડ મોર્લેનો વિચાર હિન્દમાં જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાનો હતો જ નહિ એટલે અમલદારોની સ્પષ્ટ બહુમતી તો ચાલુજ રાખવામાં આવી. પ્રાંતિક ધારાસભાઓમાં પણ આજ પ્રમાણે સભાસદોની સંખ્યા વધારવામાં આવી; વળી સભાસદોને ઠરાવ રજુ કરવા, 'પોલ' માગવો અને સવાલો પૂછવા એ મહત્વના હકો વધુ છૂટ સાથે આપવામાં આવ્યા. આથી ધારાસભાને બજેટની ચર્ચા કરવાની છૂટ મળી. આમ છતાંએ ધારાસભાઓ પ્રમાણમાં નાની અને કાર્યવાહી સત્તા સામે તદ્દન નિર્બળ હતી. વળી સભ્યોની ચૂંટણીની પદ્ધતિ પણ ભૂલ ભરેલી હતી કારણકે એ સભ્યો અને સાધારણ પ્રજા એ બેની વચ્ચે નહિ જેવો સંબંધ હતો. **સને ૧૯૧૯ના મોન્ટ-ફર્ડ** સુધારાથી આ ત્રૂટીઓ દૂર કરવાનો પ્રયત્ન થયો. હિન્દી ધારાસભાઓને વધુ પ્રતિનિધિત્વવાળી કરવામાં આવી, તેનું કદ તેમજ પ્રજાતત્ત્વ વધારવામાં આવ્યું અને સીધી ચૂંટણીની રીતિ સ્વીકારવામાં આવી.

**મધ્યસ્થ ધારાસભાની દ્વિમુખી પદ્ધતિ**

અમેરિકા, ફ્રાંસ, સ્વીટ્ઝરલેંડ જર્મની વગેરે સર્વે પ્રજા જેમણે છેલ્લા બે એક સૈકામાં પોતાનું રાજ્યબંધારણ ઘડયું છે તેમણે બ્રિટિશ

રાજ્યતંત્રમાંના ધારાસભાના બે વિભાગ–દિવાને આમ અને દિવાને ખાસ–જોઇને પોતે પણ દ્વિમુખી ધારાસભાઓ રાખી છે. આ વિભાગોને સામાન્ય રીતે 'લોઅર' અને 'અપર ચેંબર' તરીકે ઓળખવામાં આવે છે. તેમાં 'લોઅર ચેંબર' સામાન્ય પ્રજાના મતનો પડઘો પાડે છે. સામાન્ય લોકોનો મત ક્યાં તો ઘણો જ ઉછાંછળો અથવા તો બહુ સંકુચિત હોવાથી તે મતને વિશાળ તેમજ વિચારશીલ અને ઠરેલ બનાવવાને માટે કંઇક અંકુશની જરૂર છે. આજ કારણથી 'અપર ચેંબર' એ રાજ્યના મિલકતવાળા વિદ્વાન અને સુશિક્ષિત વર્ગના પ્રતિનિધિઓની બનેલી હોય છે. આ પ્રમાણે દ્વિમુખી ધારાસભા રાખવાનો મૂળ હેતુ રાજ્યતંત્રને સુદૃઢ તેમજ પ્રગતિવાન બનાવવાનો છે.

## કાઉન્સીલ ઓફ સ્ટેટનું બંધારણ

'કાઉન્સીલ ઓફ સ્ટેટ' અથવા 'અપર ચેંબર'માં ૬૦ સભાસદો હોય છે, જેમાંના ૩૩ ચૂંટાયેલા છે. બાકીના ૨૭ જેમને વાઈસરોય નિમે છે તેમાંના વધુમાં વધુ ૨૦ સરકારી નોકરો હોઇ શકે. કાઉન્સીલનું કામકાજ ચલાવવાને વાઇસરોય એક પ્રમુખની નિમણૂક કરે છે. આ મંડળની મુદત પાંચ વર્ષની છે પણ વાઇસરોયને જરૂર જણાય તો આ મુદત વત્તી ઓછી કરી શકે છે. આ સભાના સભ્યોને ઑનરેબલ કહેવામાં આવે છે.

## લેજીસ્લેટીવ એસેમ્બલીનું બંધારણ

'લેજીસ્લેટીવ એસેમ્બલી' અથવા 'લોઅર ચેંબર' ૧૪૪ સભાસદોની બનેલી છે, તેમાંના ૧૦૩ પ્રજાના ચૂંટેલા છે અને બીજા ૪૧ જેને સરકાર નિમે છે તેમાંના વધુમાં વધુ ૨૬ સરકારી અમલદાર હોઇ શકે. સભાસદોની કુલ સંખ્યામાં વધારો થઇ શકે છે; પરંતુ ધોરણ એ રાખવામાં આવ્યું છે કે કુલ સંખ્યાના $\frac{5}{7}$ ચૂંટાયેલા અને બાકીનામાંના $\frac{1}{3}$ બિન-અધિકારી સભ્યો હોવા જોઇએ. સભાની મુદત ત્રણ વર્ષની છે; પરંતુ

વાઇસિરોય તે મુદતમાં ઘટાડોવધારો કરી શકે છે. પહેલા ચાર વર્ષ માટે પ્રમુખની નિમણૂક વાઇસરોયે કરી હતી, પરંતુ ત્યાર પછી એસેમ્બલી જ પોતામાંના એકને પ્રમુખ તરીકે ચૂંટે છે અને વાઇસિરોય તેને બહાલી આપે છે. આજ પ્રમાણે પ્રમુખની ગેરહાજરીમાં તેની જગ્યા સાચવવાને એક ઉપ–પ્રમુખ નિમાય છે. વાઇસરોય આ બન્ને સભામાં ભાષણ આપી શકે છે.

## કાઉન્સીલ ઓફ સ્ટેટનું સામાન્ય મતદાર મંડળ

કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય ચૂંટવા માટે નીચે જણાવેલી ગમે તે એક યોગ્યતા હોવી જોઇએ. કોઇ પણ ગૃહસ્થ (૧) જાગીરદાર અથવા સરદારવર્ગનો હોય અને વાર્ષિક રૂા. ૨૦૦૦)ની જમીન મહેસૂલ ભરતો હોય (૨) સરકારને રૂા. ૩૦,૦૦૦) અને તેથી વધુ આવક માટે આવક વેરો આપનો હોય (૩) વડી યા પ્રાંતિક ધારાસભાનો કોઈ પણ વખતે સભાસદ હોય. (૪) મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડના પ્રમુખ યા ઉપ–પ્રમુખનો હોદ્દો કોઇ પણ વખત ભોગવ્યો હોય. (૫) હિન્દની કોઈ પણ યુનિવર્સિટીનો ફેલો હોય.

## ખાસ મતદાર મંડળ

મતદારોના આ સામાન્ય મંડળ સિવાય મુંબઈ, બંગાળ અને બ્રહ્મદેશ એ દરેકની **'યુરોપીયન ચેંબર ઓફ કૅામર્સ'.** અને **પંજાબના શીખ લોકોને** દરેકને એક ખાસ પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો છે.

## લેજીસ્લેટીવ એસેમ્બલીનું સામાન્ય મતદાર મંડળ

'લેજીસ્લેટીવ એસેમ્બલી'ના સભ્યને ચૂંટવાની યોગ્યતા માટે ચૂંટનાર માણસ ૨૧ વર્ષથી ઉપરનો બ્રિટિશ પ્રજામાંનો પુરૂષ હોવો જોઇએ. છ મહિનાની કેદની સજા પામેલો માણસ પાંચ વર્ષ સુધી મત આપી શકે નહિ. આ સામાન્ય લક્ષણો સિવાય ખાસ જગ્યા માટે

ખાસ યોગ્યતા નિયત કરવામાં આવી છે. અમુક વિભાગમાં માટે ચૂંટવાનો હક ધરાવનાર તેજ વિભાગનો રહીશ હોવો જોઇએ અને તે ક્યાં તો વાર્ષિક રૂપીઆ ૭૫) જમીન મહેસૂલ તરીકે (રત્નાગિરિ, પંચમહાલ, ઉત્તરસિંધ સરહદના પ્રાંતોમાં રૂા. ૩૭–૮–૦) અથવા આવકવેરો આપનાર હોવો જોઇએ.

## ખાસ મતદાર મંડળ

વળી પોતાના પ્રાંત માટે મત આપવાનો હક ધરાવતા સર્વે **યુરોપીયનોને** એસેમ્બલી માટે પ્રતિનિધિ ચૂંટવાનો હક છે.

આ ઉપરાંત પ્રાંતિક ચૂંટણીમાં **જમીનદારો** તરફના ખાસ પ્રતિનિધિ માટે મત આપનાર તેમ જ **હિન્દી વેપારીઓ** તરફથી ખાસ પ્રતિનિધિ ચૂંટનાર સર્વેને એસેમ્બલી માટે પોતાના વર્ગ તરફથી પ્રતિનિધિ ચૂંટવાનો હક છે.

## સભાસદો

આ સભાઓના સભાસદ બનવા માટે જે તે સભાના મતદાર હોવા પૂરતાં લક્ષણો હોવા ઉપરાંત અમુક માણસ ૨૫ વર્ષ અથવા તેની ઉપરનો હોવો જોઇએ અને તે સનદ છીનવી લીધેલો વકીલ અથવા દેવાળીઓ હોવો ન જોઇએ. વળી ૭ મહિનાની કેદની સજા પામેલો માણસ સભ્ય થઇ શકે નહિ. પણ આ માણસોને ગવર્નર–જનરલની મરજી હોય તો તે હક મળી શકે છે.

કોઇ પણ સરકારી અમલદાર ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાઇ શકે નહિ, અને જો કોઇ પણ સભાસદ સરકારી નોકરી સ્વીકારે તો ધારાસભાના તે વિભાગમાંથી તેની જગ્યા ખાલી કરવી પડે છે. કોઇ પણ સભાસદ એકી વખતે બન્ને વિભાગોનો સભ્ય બની શકે નહિ. આ ઉપરાંત હિન્દી સરકારના કારોબારી સભાના સભ્યો ગમે તે એક વિભાગના સભ્ય તરીકે નિમાય છે.

કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ઉપર પ્રમાણે ચૂંટાયેલા ગૃહસ્થોની સંખ્યા નીચે મુજબ છે.

| | | | | |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૫ | પંજાબ | ૩½ | } ૧ સભ્ય વારાફરતી |
| મુંબઈ | ૬ | બિહાર ને ઓરિસા | ૩½ | |
| બંગાળ | ૬ | મધ્ય પ્રાંતો | | ૧ |
| સંયુક્ત પ્રાંતો | ૫ | બ્રહ્મદેશ | | ૨ |
| આસામ | | | | ૧ |
| | | કુલ | | ૩૩ |

લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ઉપર પ્રમાણે ચૂંટાયેલા ગૃહસ્થોની સંખ્યા નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૬ | દિલ્હી | ૧ |
| મુંબઇ | ૧૬ | બિહાર ને ઓરિસા | ૧૨ |
| બંગાળ | ૧૭ | મધ્ય પ્રાંતો | ૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૬ | આસામ | ૪ |
| પંજાબ | ૧૨ | બ્રહ્મદેશ | ૪ |
| | | | ૧૦૩ |

## કોમી પ્રતિનિધિત્વ

કોમી પ્રતિનિધિત્વનું ધોરણ પહેલવહેલું સને ૧૯૦૯ના મોર્લે-મિન્ટો સુધારાથી દાખલ થયું અને પ્રાંતિક તેમ જ વડી ધારાસભામાં મુસલમાનોને માટે ખાસ બેઠક રાખવામાં આવી, કારણ કે મોસ્લેમ લીગની શરૂઆત થોડાં વર્ષો પહેલાં જ થયેલી હતી, અને નામદાર આગાખાનના પ્રમુખપણા નીચે મોસ્લેમ આગેવાનોના ડેપ્યુટેશને વાઈસરોય પાસે એ મુજબ માગણી કરી હતી. સને ૧૯૧૯ના કાયદાથી મુસલમાનો ઉપરાંત પંજાબમાં શીખો, મદ્રાસમાં હિન્દી ખ્રિસ્તીવર્ગ અને મુંબઈ, મદ્રાસ ને બંગાળમાંના યુરોપીયનોને ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું. વળી આ જ સિદ્ધાંત પ્રમાણે મદ્રાસમાં બ્રાહ્મણેતર વર્ગ અને દખ્ખણમાં મરાઠાઓને માટે અમુક જગ્યાની સંખ્યા અલાયદી

રાખવામાં આવી છે. વધુમાં અસંજ અને પછાતવર્ગ, મજુરવર્ગ વગેરેના પ્રતિનિધિઓને સરકાર જ નિમે છે. આવી રીતનું કોમી પ્રતિનિધિત્વ દૂર થવાની જરૂર છે. કારણકે એને લીધે હિન્દુ, મુસલમાન, બ્રાહ્મણ, અબ્રાહ્મણ વિગેરે કોમો વચ્ચે કડવાશ ઉભી થઈ છે.

## ધારાસભાની સત્તા

ધારાસભાના કાર્ય-વિષયોના ત્રણ પ્રકાર છે. (૧) ધારા ઘડવા (૨) મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા કરવી (૩) સવાલ પૂછી બાનમી મેળવવી.

(૧) બ્રિટિશ હિન્દમાં રહેના સર્વે લોકો માટે, હિન્દુસ્તાનના બીજા ભાગમાં રહેતી બ્રિટિશ રૈયત અને નોકરો માટે, હિન્દની બહાર ગયેલા હિન્દીઓ માટે, હિન્દી લશ્કર અને નૌકાસૈન્ય માટે વડી ધારાસભા ધારા ઘડી શકે છે. પરંતુ તેને અમુક હદમાં રહી કામ કરવું પડે છે, અને આ હદ બ્રિટિશ 'રાજસભા' નક્કી કરે છે. રાજસભાને પૂછ્યા વિના તેના ઘડેલા સને ૧૮૬૯ પછીના કોઈ પણ કાયદાને હિન્દી ધારાસભા છેડી શકે નહિ, તેમજ હિન્દી વજીરને હિન્દ માટે ઇંગ્લાંડમાં લોન ઉભી કરવાનું કહી શકે નહિ. ટુંકામાં 'રાજસભા'ની સર્વોપરી સત્તાને આંચ આવે એવું કોઈ પણ પગલું તે ભરી શકે નહિ.*

## ખરડો પસાર કરવાની વિધિ

કોઈ પણ ખરડાને ધારાસભાના બંને વિભાગોમાંથી પસાર કરવાની વિધિ બ્રિટિશ રાજસભામાં થતી વિધિને ઘણી રીતે મળતી છે. બંને વિભાગોમાંનો કોઈ પણ સભાસદ પોતાના વિભાગમાં ખરડો રજુ કરી શકે છે. બિન-અમલદાર સભાસદને પોતાનો ખરડો

---

*વળી ગવર્નર-જનરલની સંમતિ વિના પ્રજાકીય દેવું અથવા ઉપજ, ધાર્મિક હકો અને રિવાજો, લશ્કરી નિયમના અને પરદેશીય રાજ્યનીતિના સંબંધમાં, અથવા તો પોતાના અધિકારની બહારના પ્રાંતિક વિષય માટે અથવા સ્થાનિક સરકારે પસાર કરેલા કાયદા માટે અથવા તો ગવર્નર-જનરલે આપ-સત્તાથી બહાર પાડેલા હુકમ વિષે-વડી ધારાસભા કંઈ પણ કરી શકે નહિ.

રજુ કરવાની ખબર આપવી પડે છે અને આ ખબર આપતી વખતે તે ખરડો અને તેના હેતુ વગેરે સરકારને મોકલવા પડે છે. પછી આ મુસદ્દો જાહેર પ્રજાની જાણ માટે સરકારી ગેઝેટમાં છપાય છે. કેટલીક વખત આવી રીતે છપાયલા મુસદ્દાને પહેલી વારના વાંચનમાંથી પસાર થયેલા ગણવામાં આવે છે, નહિ તો છપાયા પછી અમુક મુદતે પ્રથમ વાંચન માટે રજુ થાય છે. તે વખતે તેનાં કારણો અને હેતુઓ પર ચર્ચા થઈ તેને વિચાર માટે હાથ ધરવો કે નહિ તે મત લઈ નક્કી થાય છે. ત્યારપછી ખરડો સીલેક્ટ કમિટિને સોંપવામાં આવે છે. સીલેક્ટ કમિટિ મુસદ્દાની દરેક કલમપર ચર્ચા કરી જે જે ફેરફાર કરવા યોગ્ય લાગે તે કરી કારણો સહિત પોતાનો રિપોર્ટ છપાવી ધારાસભાના દરેક સભાસદને પૂરો પાડે છે. ત્યારબાદ બીજા વાંચન માટે ધારાસભામાં તે ખરડો હાથમાં લેવામાં આવે છે. તે વખતે સભા તેની કલમે કલમની ચર્ચા કરે છે, અને મત લઈ સુધારાવધારા કરે છે. આ રીતે આખો મુસદ્દો બીજી વારના વાંચનમાંથી પસાર થાય છે. ત્યાર પછી તે ત્રીજી વારના વાંચન માટે રજુ થાય છે; તે વખતે દરેક કલમ ઉપર મત નથી લેવાતા પણ આખા બીલ ઉપરજ લેવાય છે, અને એ રીતે એક સભા એ ખરડાને ત્રીજી વારના વાંચનમાંથી પસાર કરી બીજી સભામાં મોકલી આપે છે. ત્યાં પણ તે આવીજ રીતે ત્રણવાર પસાર થાય છે. જો બંને મંડળોમાંથી તે કાયદો એક સરખો પસાર થાય તો ગવર્નર-જનરલની મંજુરી માટે મોકલવામાં આવે છે. સરકારે રજુ કરેલો કોઇ ખરડો બંને મંડળ અથવા એમાંથી એક મંડળ મંજુર કરવાની ના પાડે તો ગવર્નર-જનરલ પોતાની સત્તાથી તેને કાયદા તરીકે પસાર કરી શકે છે.*

---

* પરંતુ તેવા પ્રસંગોએ તે કાયદાની એક નકલ અમીરી અને આમની સભામાં આઠ દિવસ સુધી રજુ કરવી જોઇએ અને ત્યાં સુધીમાં રાજસભાએ તેની સામે કંઇ પણ પગલું ભરવું ન જોઈએ, અને શાહેનશાહે ત્યાર પછી મંજુરી આપેલી હોવી જોઈએ.

(૨) મહત્ત્વના પ્રશ્નોપર ચર્ચા કરવાની સત્તા ધારાસભાને સને ૧૮૯૨થી આપવામાં આવી છે. આ સત્તા ત્રણ રીતે વપરાય છે. ૧. કોઈપણ મહત્ત્વના જાહેર હિતને લગતા વિષયની ચર્ચા માટે સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત કરવી, ૨. જાહેરહિતનાં કામો માટે ઠરાવ લાવવા, ૩. અંદાજપત્ર ઉપર ચર્ચા કરવી.

૧. સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત ક્યાંતો સરકાર પાસેથી વધુ ખુલાસો મેળવવા માટે અથવા તો તેના પર સભાના તિરસ્કારની લાગણી બતાવવા માટે લાવવામાં આવે છે અને તે પ્રમુખની રજાથી રજુ થાય છે. અમુક રીતે સભાનો અભિપ્રાય જાણી લઇને પ્રમુખ તે મુજબ પોતાનો નિર્ણય આપે છે. પરંતુ આવી દરખાસ્ત સભાની એક બેઠકમાં એકજ વખત લાવી શકાય; વળી એ અરસામાં જ બનેલા કોઈ બનાવને લગતી તે હોવી જોઇએ. એજ વિષય ઉપર પહેલાં કોઇ વખત ચર્ચા થયલી હોવી જોઇએ નહિ, અને કોઈ ચર્ચા ચાલુ બેઠકમાં થવાની હોય અથવા જે વિષે સભામાં ઠરાવ લાવી શકાય તે વિષે આવી દરખાસ્ત રજુ કરી શકાય નહિ.

૨. સભામાં રજુ થઇ પસાર થતા ઠરાવો માત્ર મતદર્શરૂપે જ છે, અને તે કોઈ પણ રીતે બંધનકર્તા નથી. પરંતુ આ મતદર્શનની કિંમત સભાના પ્રતિનિધિત્વ પર આધાર રાખે છે. આવા ઠરાવ ગવર્નર–જનરલ અને તેની કારોબારી સભાને ભલામણ રૂપેજ લાવી શકાય અને તે ઠરાવ પરદેશીય સંબંધ, દેશી રાજાઓ અથવા કોર્ટમાં ચાલતા કામ વિષે હોવો જોઇએ નહિ. જાહેર હિતને નુકસાનકારક ગણી કોઈપણ ઠરાવની ગવર્નર–જનરલ મના કરી શકે છે. ઠરાવ રજુ થઇને પસાર થયા પછી તેની નકલ ગવર્નર–જનરલ ઉપર મોકલવામાં આવે છે.

## અંદાજપત્ર, 'ફિનૅન્સ બીલ'

૩. અંદાજપત્ર એ કાર્યવાહીએ ધારાસભા આગળ રજુ કરેલો જાહેર નાણાંનો હિસાબ છે. રાજ્ય ચલાવવાની સર્વ સત્તા નાણાંસ્થિતિ

પર આધાર રાખતી હોવાથી જાહેર નાણાં પર પ્રજાના પ્રતિનિધિઓને સર્વે પ્રજાશાસિત દેશોમાં સંપૂર્ણ સત્તા છે. આ સત્તા ઉપરથીજ રાજ્યવહીવટમાં પ્રજામતની કેટલી કિંમત છે તેની ગણતરી થાય છે. હિન્દીધારાસભામાં કેટલીક ખાસ બાબતો બાદ કરતાં અંદાજપત્રની બીજી બાબતો પર ધારાસભાની મંજુરી લેવાય છે.

## તે પસાર કરવાની વિધિ

"ફિનૅન્સ બીલ" પસાર કરવાની સત્તા વડી ધારાસભા અને કાઉન્સીલ ઑફ સ્ટેટને મળી છે. દેશી રાજ્યોની ખંડણી, દેવાનું વ્યાજ, લશ્કર, નૌકાસૈન્ય, પોલિટિકલ અને ધાર્મિક ખાતાં સિવાય, તેમજ રાજા કે હિન્દી વજીરે નિમેલા નોકરોના પગાર તેમજ ચીફ કમિશ્નરના પગાર સિવાય બીજા ખાતાંની માગણીઓ મંજુર કરાવવી પડે છે. દરેક માગણી માટે વધુમાં વધુ બે દિવસ અપાય છે અને આખા બીલ માટે વધુમાં વધુ પંદર દિવસ અપાય છે. તો પણ જે કંઈ કામ અધુરૂં રહ્યું હોય તે છેલ્લે દિવસે એક સામટું પાંચ વાગે માગણી તરીકે રજુ થાય છે અને તેના ઉપર મત લેવાય છે. કોઇપણ નવા કર નાખવા હોય તેને માટે પણ ધારાસભાની મંજુરી આવસ્યક છે. પણ જો કોઈ વખત બંને કે એક મંડળ ના પાડે અને વાઇસરોયને એમ લાગે કે લોકોના ભલા માટે એની જરૂર છે તો પોતે પોતાની સત્તાથી (Power of Certification) ફિનૅન્સ બીલનો અમુક ભાગ અથવા આખુંયે બીલ મંજુર કરી શકે છે.

(૩) ધારાસભાનું ત્રીજું મહત્ત્વનું કાર્ય સવાલો પૂછી સરકારનાં કાર્યો અને ભૂલો પર જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવાનું છે. જે ખાતાને લગતો સવાલ હોય તે ખાતાંના જ અમલદારને સવાલ પૂછી શકાય. પરદેશીય સંબંધ, દેશી રાજાઓ સાથેનો સબંધ અને કોર્ટમાં ચાલતા મુકદ્દમા વિષે સવાલો પૂછી શકાય નહિ.

## મોન્ટફર્ડ સુધારાથી થયેલા ફેરફારો

આગળ કહી ગયા તે મુજબ હિન્દમાં જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત પ્રાંતોથી કરવાની હોવાથી સને ૧૯૧૯ ના કાયદાથી પ્રાંતિક ધારાસભાના બંધારણમાં ઘણા મહત્ત્વના ફેરફારો થયા છે. (૧) પહેલાંની પેઠે ગવર્નર હવે ધારાસભાનો પ્રમુખ નથી. પરંતુ પહેલા ચાર વર્ષને માટે પ્રમુખની નિમણૂક ગવર્નરે કરી હતી અને ત્યાર પછી ધારાસભાના સભાસદો પોતામાંના જ એકને પ્રમુખ તરીકે ચૂંટી કાઢે છે. ઉપ–પ્રમુખની ચૂંટણી પણ એ પ્રમાણે જ થાય છે. તેમની મુદત ધારાસભાની મુદત જેટલી જ એટલે કે ત્રણ વર્ષની છે. (૨) ધારાસભાના સભાસદોની સંખ્યા ઘણી વધારવામાં આવી (૩) બિન–સરકારી ચૂંટાયેલા સભાસદોની બહુમતી દાખલ કરવામાં આવી. (૪) સીધી ચૂંટણીની રીત અખત્યાર કરવામાં આવી અને ચૂંટનારની સંખ્યા પણ વધારવામાં આવી, (૫) વળી જુદી જુદી કોમના, જુદા જુદા ધંધાઓના અને લઘુમતવાળા-ઓના પ્રતિનિધિત્વ માટે ખાસ ગોઠવણ કરવામાં આવી.

## પ્રાંતિક ધારાસભાની રચના

જુદા જુદા પ્રાંતોની ધારાસભામાં હાલમાં સભાસદોની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૨૭ | પંજાબ | ૯૩ |
| મુંબઈ | ૧૧૧ | બિહારને ઓરિસા | ૧૦૩ |
| બંગાળ | ૧૪૦ | મધ્ય પ્રાંતો | ૭૦ |
| સંયુકત પ્રાંતો | ૧૨૩ | આસામ | ૫૩ |

આમાંના વધુમાં વધુ ૨૦ ટકા સભાસદો સરકારી અમલદાર હોઇ શકે અને ઓછામાં ઓછા ૭૦ ટકા જેટલા ચૂંટેલા હોવા જોઇએ.

## મુંબઈની ધારાસભાની રચના

હવે આપણે મુંબઈની ધારાસભાનું બંધારણ તપાસીએ. કુલ ૧૧૧ સભાસદોમાંથી ૮૬ ચૂંટાયેલા છે અને ૨૫ સરકાર નિમે છે. ચૂંટાયલા ૮૬માંથી ૪૬ સામાન્ય પ્રજાએ અને ૨૯ અમુક કોમો તરફથી સામાન્ય રીતે ચૂંટાયેલા છે, જ્યારે ૧૧ અમુક ચોક્કસ રીતે ચૂંટી કાઢવામાં આવે છે. ૨૫ સરકારે નિમેલા સભાસદોમાંથી ૨૦ અમલદારો અને હોદ્દાની રૂએ નિમાતા સભ્યો હોય છે અને ૫ બિન–સરકારી સભ્યો હોય છે.

## સામાન્ય અને ખાસ મતદારમંડળ અને મતદારોની લાયકાત

મુંબઈની ધારાસભાના સભાસદની ચૂંટણીમાં મત આપનાર ૨૧ અથવા તેથી વધુ વર્ષનો, અનુન્મત્ત, બ્રિટિશ રૈયત ગણાતો પુરુષ હોવો જોઇએ. જો તેણે ૬ મહિનાની કેદની સજા ભોગવી હોય તો પાંચ વર્ષ સુધી તે મત આપી શકે નહિ. પ્રાંતિક ધારાસભાની રજાથી સ્ત્રીઓ પણ મત આપી શકે. આ સામાન્ય લક્ષણો સિવાય **શહેરોને માટે** રાખેલી જગ્યાના ઉમેદવાર માટે મત આપનાર, જ્યાંથી તે મત આપતો હોય ત્યાં ઓછામાં ઓછા ૬ મહિનાથી રહેતો હોવો જોઇએ; અને મુંબઇમાં રૂા. ૧૨૦), કરાંચીમાં રૂા. ૬૦) અને બીજે ઠેકાણે રૂા. ૩૬)નું વાર્ષિક ભાડું આવે એવા ઘરમાં રહેનાર અથવા એવા ઘરનો માલીક હોવો જોઇએ; અથવા તો આવકવેરો ભરતો હોવો જોઇએ; અથવા નિવૃત થયેલો લશ્કરી અમલદાર હોવો જોઇએ. **ગામડાંને માટે** રાખેલી જગ્યાના ઉમેદવાર માટે મત આપનાર, જ્યાંથી તે મત આપતો હોય ત્યાં ૬ મહિનાથી રહેલો હોવો જોઇએ અને રૂા. ૩૨)નું વાર્ષિક જમીન મહેસૂલ આપતો હોવો જોઇએ; (રત્નાગીરી, પંચમહાલ, ઉત્તર સિંધની સરહદના પ્રાંતમાં રૂા. ૧૬નું) અથવા તો મ્યુનિસિપલ હદમાં આવેલા વાર્ષિક રૂા. ૩૨)ના ભાડાના ઘરમાં રહેનાર અથવા તેનો માલીક હોવો જોઇએ. (રત્નાગીરી અને પંચમહાલમાં રૂા. ૨૪). **ખાસ મતદાર-મંડળ**

[illegible]થી મત આપવા માટે મત આપનાર જો **જમીનદાર** હોય તો વાર્ષિક રૂ. ૧૦૦૦ જમીન મહેસૂલ ભરનાર સરદાર અથવા ઇનામદાર હોવો જોઇએ. જો તે **વેપારી અથવા મીલ** માલેક હોય તો તેમના નક્કી કરેલાં મંડળોનો સભ્ય હોવો જોઇએ. જો તે **યુનિવર્સિટીની** જગ્યા માટે મત આપતો હોય તો તે સંસ્થાનો ફેલો અથવા સાત વર્ષ પહેલાંનો ગ્રેજ્યુએટ હોવો જોઇએ, કોમી જગ્યા માટે મત આપનાર ઉપર જણાવેલ મિલકત, વસાહત વગેરેનાં લક્ષણોવાળો હોવા ઉપરાંત, જે કોમને માટે તે મત આપતો હોય તેજ કોમનો હોવો જોઇએ.

આ બાબતમાં નીચેનું વર્ગીકરણ ઉપયોગનું થઇ પડશે.



**સભાસદોની લાયકાત**

ધારાસભાના ઉમેદવારમાં તેના મતદારનાં લક્ષણો તો હોવાં જ જોઇએ; પણ તે ઉપરાંત તે ૨૫ વર્ષ અથવા તે ઉપરનો હોવો જોઇએ અને સનદ છીનવી લીધેલો ધારાશાસ્ત્રી અથવા તો દેવાળીઓ હોવો ન જોઇએ.

## રાજ્યવહીવટના વિષયોની વહેંચણી

પ્રાંતિક રાજ્યવહીવટની જુદી જુદી બાબતોને વિષયવાર બે વિભાગોમાં વહેંચી નાંખવામાં આવી છે—મધ્યવર્તી વિષયો અને પ્રાંતિક વિષયો. આ વહેંચણીમાં હિન્દી વજીર અને તેની સભાની પરવાનગી સિવાય કંઇ પણ ફેરફાર કરી શકાય નહિ. અમુક વિષય કયા વિભાગનો છે તે ગવર્નર–જનરલ નક્કી કરે છે. **મધ્યવર્તી વિષયો**—એ આખા હિન્દને લગતા વિષયો છે અને તેમાં હિન્દુસ્તાનનું રક્ષણ, પરરાજ્યો તેમ જ દેશી રાજ્યો સાથેનો સંબંધ, રેલ્વે, તાર, પોસ્ટ વગેરે વહેવારના સાધનોનો સમાવેશ થાય છે. **પ્રાંતિક વિષયો**ને ખાસ કરીને સ્થાનિક બાબતો સાથે સંબંધ હોવાથી તેમાં સ્થાનિક સ્વરાજ્ય, નેહેરો બાંધવી, જાહેર સુખાકારી, જમીન મહેસૂલ, જાહેર કેળવણી વગેરે વિષયોનો સમાવેશ થાય છે આ પ્રાંતિક વિષયોને પાછા બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છેઃ–અનામત (Reserved) અને સુપ્રત (Transferred). **અનામત વિષયો**માં જમીન મહેસૂલ, દુકાળશમન, ન્યાયખાતું, પોલિસ, કેદખાનાં, સરકારી નોકરીનું ખાતું વગેરે આવી જાય છે અને તેમનો વહીવટ ગવર્નર અને તેની કારોબારી સભાના સભ્યો ચલાવે છે. આ વહીવટ માટે તેઓ ધારાસભાને નહિ પરંતુ બ્રિટિશ રાજસભાને જવાબદાર છે. **સુપ્રત વિષયોમાં** સ્થાનિક સ્વરાજ્ય, વૈદકીય ખાતું, જાહેર સુખાકારી, જાહેર બાંધકામ, જાહેર કેળવણી ખેતીવાડી આબકારી ખાતું વગેરે આવી જાય છે; અને તેમનો વહીવટ ધારાસભાને જવાબદાર પ્રધાનોના હાથમાં છે. કોઇ પણ બાબત **અનામત** અને **સુપ્રત** બંને ખાતાંઓને લગતી હોય તો તે માટે કોણે પગલાં લેવા તે નક્કી કરવાનું કામ ગવર્નરનું છે.

અનામત અને સુપ્રત વિષયો જોવાથી જણાશે કે પ્રજાની ઉન્નતિને લગતા અને જેમાં નાણાંની ખાસ જરૂર પડે તેવા વિષયો પ્રધાનોને સોંપવામાં આવ્યા છે. જ્યારે સત્તાવાળા અને મહેસૂલ એટલે નાણાં લાવનારા વિષયો ધારાસભાના અંકુશમાંથી મુક્ત રાખવામાં આવ્યા છે.

વડી ધારાસભા પેઠે પ્રાંતિક ધારાસભાના કામકાજના પણ ત્રણ વિભાગ પડી શકે. (૧) ધારા ઘડવા (૨) ચર્ચા અને વિચારણા કરવી (૩) સવાલો પૂછવા.

## ખરડો પસાર કરવાની વિધિ વગેરે

(૧) કોઈપણ ખરડો રજુ કરી તેને પસાર કરવાની વિધિ અહીં પણ લગભગ વડી ધારાસભાના જેવી જ છે. ત્રણ વાંચનમાંથી પસાર થાય છે. ત્યાર પછી ગવર્નરની મંજુરી માટે મોકલી આપવામાં આવે છે, જે પછી છેવટની મંજુરી માટે ગવર્નર-જનરલ પાસે જાય છે. ગવર્નરને જો એમ લાગે કે અમુક ખરડાથી તેના પ્રાંતની સુલેહશાંતિને હાનિ થશે તો તે ખરડાને પડતો મૂકવાની ધારાસભાને ફરજ પાડી શકે છે. વળી ગવર્નરની સલાહ મુજબ કોઈપણ ખરડો પસાર કરવાની ધારાસભા ના પાડે તો ગવર્નર આપસત્તાથી તેનો કાયદા તરીકે અમલ કરી શકે. પરંતુ એવા સંજોગોમાં તે ખરડાની એક નકલ ગવર્નર-જનરલ અને નામદાર શહેનશાહની મંજુરી માટે મોકલવી પડે છે. વળી મધ્યસ્થ વિષયોને લગતી કોઈપણ બાબતપર ખરડો પસાર કરવાને ગવર્નર-જનરલની પરવાનગી મેળવવી પડે છે.

## પ્રાંતિક અંદાજપત્ર

(૨) પ્રાંતિક ધારાસભામાં પણ વડી ધારાસભા પેઠે મહત્ત્વના વિષયોની ચર્ચા માટે સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત લાવી શકાય છે અથવા તેને માટે ઠરાવ પસાર કરી શકાય છે; અને તેને લગતા નિયમો પણ સરખા જ છે. પરંતુ 'દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિને' લીધે **પ્રાંતિક**

**અંદાજપત્ર** ઘડવામાં અને તેને પસાર કરવાની વિધિમાં ઘણો ફેર છે. જે જે વિષયો જેના તાબામાં હોય તેની સાથે મસલત કરી ગવર્નર અમુક નિશ્ચય પર આવે છે, અને તે મુજબ આખી કાર્યવાહીનું એક જ અંદાજપત્ર રજુ થાય છે. કંઈપણ કચવાટ યા ગેરસમજુતી ન થાય તે માટે કાર્યવાહીના બને વિભાગોની ભેગી સભા બોલાવવામાં આવે છે. સૌથી પહેલાં અનામત વિષયો માટે જોઈતી રકમ નક્કી થાય છે. ત્યારપછી જે વધે તે સુપ્રત વિષયો માટે વહેંચી આપવામાં આવે છે. જો પ્રધાનોને તે રકમ ઓછી લાગતી હોય તો તેઓ નવો કર નાખવાની દરખાસ્ત ધારાસભામાં મૂકી શકે છે. મતફેર પડવાને લીધે કારોબારી સભ્યો અને પ્રધાનો માંહોમાંહે ઉપજની વહેંચણી ન જ કરી શકે તો ગવર્નર લેખિત હુકમ આપીને દરેક વિષય માટે ઉપજનો અમુક ભાગ આપવાનું નક્કી કરે છે. આ પ્રમાણે અંદાજપત્ર નક્કી થયા પછી તે ધારાસભામાં રજુ થાય છે. સાધારણ રીતે રકમની માગણી ખાતાવાર થાય છે.

જે રકમ ઓછી કરી હોય તે સુપ્રત વિષયને લગતી હોય તો પ્રધાનોના કહેવાથી તે ફરીથી ધારાસભા આગળ મૂકવામાં આવે છે. પરંતુ આ તો માત્ર એક પ્રણાલિકા ખાતર જ છે; કારણ કે જો ધારાસભા મક્કમ રહે તો પ્રધાને તેટલી જ રકમમાં ચલાવવું પડે. અથવા તેમ ન બને તો રાજીનામું આપવું પડે. પરંતુ આવું જ કંઈ અનામત વિષયને માટે થાય તો ગવર્નર પોતાની સત્તાથી ધારાસભાની મરજી વિરુદ્ધ માગેલી રકમ મંજુર કરે છે. વળી જો ગવર્નરને એમ લાગે કે ધારાસભાએ નહિ સ્વીકારેલી કોઈ પણ માંગણીની રકમ પ્રાંતની સુલેહ-શાંતિ માટે જરૂરની છે તો તે પોતાની સત્તાથી માંગેલી રકમ આપે છે.

## ધારાસભાની અંદાજપત્ર વિષયક સત્તા

સરકારી લોનનું વ્યાજ, રકમ, કાયદા પ્રમાણે જે ખર્ચ ફરજીઆત છે તે માટે જોઈતી રકમ, નામદાર શહેનશાહ અને હિન્દી વજીરે નિમેલા

અમલદારોના પગાર અને પેન્શનની રકમ—આ સઘળાં ખર્ચ માટેની રકમ ધારાસભા પાસે મંજુરી માટે મૂકવામાં આવતી નથી.

### અંદાજપત્ર પસાર કરવાની વિધિ વગેરે

બજેટ પસાર કરવાની વિધિ બે ભાગમાં વહેંચાઈ જાય છે. પહેલાં બજેટ રજુ કરવામાં આવ્યા પછી અમુક દિવસો સુધી તેના પર સામાન્ય ચર્ચા થાય છે. ચર્ચાને અંતે નાણાંખાતાનો સભ્ય વળતો જવાબ આપે છે. બીજો વિભાગ માગણીઓ છૂટી છૂટી રજુ કરવાનો અને તે માટેની રકમ મંજુર કરવાનો છે. આ ભાગ માટે ૧૨ દિવસની મુદત રાખવામાં આવી છે. પસાર થયલા બજેટ પ્રમાણે સરકારે ખર્ચ કર્યું છે કે નહિ તે તપાસવા માટે વડી ધારાસભા પેઠે અહીં પણ એક કમિટિ નિમાય છે, જેમાંના ઓછામાં ઓછા ૩/૪ સભાસદો ધારાસભાના બિન–અધિકારી સભ્યોએ ચૂંટેલા હોય છે અને બાકીના સરકારે નિમેલા હોય છે.

(૩) વડી ધારાસભા પેઠે અહીં પણ સભાસદોને સવાલો અને અને તેની પુષ્ટિમાં વધુ સવાલો પૂછવાનો હક્ક છે અને તે માટેના નિયમો પણ સરખા જ છે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

## ન્યાય ખાતું

### ન્યાયપદ્ધતિ, ફોજદારી અને દિવાની

ન્યાયાસન આગળ જે બાબતો નિર્ણય માટે આવે છે તેમના સામાન્ય રીતે બે વિભાગો પડી જાય છે. આખા સમાજને હાનિકર્તા કાંઈ પણ કાર્ય થયું હોય તો તે ગુનો કહેવાય છે અને તેની દાદ મેળવી શિક્ષા કરાવવા માટે જે ફરિયાદ કરવામાં આવે છે તેવી ફરિ-

ગાહોનો પહેલો વિભાગ બને છે. હકકની તકરારનો નીવેડો આણવો હોય અથવા તો અંગત વેર વાળવા નુકસાન કર્યું હોય, આખર લીધી હોય તેની નુકસાની મેળવવા જે દાવા માંડવામાં આવે તેમનો બીજો વિભાગ બને છે. પહેલા વિભાગની ફરિયાદો ફોજદારી કહેવાય છે અને તેમનો નિર્ણય ફોજદારી કાયદા અને વિધિ (Indian Penal Code & Criminal Procedure Code) પ્રમાણે થાય છે. ફોજદારી કામોમાં સરકાર પોતે જ ફરિયાદી હોય છે અને ફરિયાદનો હેતુ ગુને-ગારને શિક્ષા કરાવવાનો હોય છે. બીજા વિભાગની ફરિયાદો દિવાની કહેવાય છે અને ચુકાદો દિવાની કાયદા અને વિધિ (The Civil Court Manual & Civil Procedure Code) પ્રમાણે અપાય છે. દિવાની ફરિયાદો ઘણુંખરું જરજમીન વિષેના હકો બાબત અથવા અંગત નુકસાન બાબત હોવાથી તેમનો હેતુ કોનો હક ખરો છે તે નકકી કરવાનો અથવા તો નુકસાની આપવાનો હોય છે.

## ન્યાયખાતાનો ઈતિહાસ

ઈ. સ. ૧૭૬૫માં બંગાળાની દિવાની મળ્યા પછી કલાઇવે 'દ્વિરાજક પદ્ધતિ' દાખલ કરી. તેમાં ફોજદારી કેસોનું કામ નવાબના હાથમાં હતું અને દિવાની કેસોનું કામ દેશી ન્યાયાધીશો મારફત કંપની કરતી. આ પદ્ધતિ નિષ્ફળ નીવડવાથી વૉરન હેસ્ટંગ્સે જીલ્લા કલેકટરને કાજી અને પંડિતની મદદથી દિવાની કેસો ચૂકવવાનું સોંપ્યું. આ ઉપ-રાંત અપીલ કરવાને માટે **સદર દિવાની અદાલત** નામની વરિષ્ટ કોર્ટ સ્થાપવામાં આવી. ફોજદારી ન્યાયાધીશો મુસલમાન જ હતા અને તે કેસોની અપીલ માટે **સદર નિઝામત અદાલત** સ્થાપવામાં આવી. ઇ. સ. ૧૭૭૩ના રેગ્યુલેટીંગ એકટથી કલકત્તામાં વરિષ્ટ કોર્ટ સ્થપાઇ, જેના મુખ્ય ન્યાયાધીશ અને ત્રણ મદદનીશ જજોની નિમણુક શાહેનશાહે કરી હતી. સને ૧૮૦૧ માં મદ્રાસમાં અને સને ૧૮૨૩ માં મુંબઇમાં પણ આવી કોર્ટો સ્થાપવામાં આવી. પરંતુ હજુ સુધી શિક્ષા

કરવાને અમુક ચોક્કસ કાયદાનું ધોરણ નહોતું. છેવટે સને ૧૮૩૩ માં **લૉર્ડ મેકૉલેની** પહેલા ધારાશાસ્ત્રી તરીકે નિમણૂક થઇ અને તેના પ્રયાસથી હિન્દી ફોજદારી કાયદો (Indian Penal Code) દિવાની અને ફોજદારી કેસ ચલાવવાના વિધિ દર્શાવતા કાયદા, (Civil and Criminal Procedure Codes) વગેરે સને ૧૮૬૦ માં તૈયાર થઇ અમલમાં આવ્યા. હાલમાં પણ એ કાયદાઓ પ્રમાણેજ કોર્ટમાં કામ ચાલે છે અને સજા થાય છે. સને ૧૮૬૧માં **હિન્દી હાઈકોર્ટોનો કાયદો** પસાર થયો અને તેથી મુંબઇ, મદ્રાસ અને કલકત્તા એ દરેકમાં એક હાઇકોર્ટ સ્થપાઇ. પછીથી અલ્હાબાદ, બિહાર, પંજાબ અને રંગુનમાં પણ એવી જ હાઇકોર્ટો સ્થાપવામાં આવી છે.

## હાઈકોર્ટનું બંધારણ

હાઇકોર્ટના જજોને ઇંગ્લાંડનો રાજા નિમે છે. હાઇકોર્ટનો ચીફ જસ્ટીસ બેરીસ્ટર હોય છે. હાઇકોર્ટના જજોની કુલ સંખ્યામાંથી ⅓, હિન્દમાં દશ વર્ષ નોકરી કરેલા અને તેમનાં ત્રણ વર્ષ તો ડીસ્ટ્રીક્ટ જજ તરીકે કામ કરેલા હિન્દી સનંદી નોકરો હોવા જોઈએ. આ ઉપરાંત ⅓, પાંચ વર્ષની વકીલાતના અનુભવવાળા બેરીસ્ટરો અથવા એડ્વોકેટો હોવા જોઇએ. હિન્દના વકીલો પૈકી દશ વર્ષની વકીલાતના અનુભવી માણસો જજ તરીકે નિમાઇ શકે છે. બધું મળીને હાઇકોર્ટના ૭૩ જજો પૈકી ફક્ત ૧૨ હિન્દીઓ છે.

## તેની સત્તા

મુંબઈ, મદ્રાસ અને કલકત્તા હાઇકોર્ટને એ શહેરોની હદમાંના દિવાની અને ફોજદારી મૂળ કામો સાંભળવાની સત્તા છે. અલ્હાબાદ હાઇકોર્ટને યુરોપીઅનોના ગુનાઓની ફરિયાદો સાંભળવા સિવાય આવી સત્તા નથી. આ ઉપરાંત હાઇકોર્ટને તેની નીચલી કોર્ટોમાંનાં દિવાની અને ફોજદારી કામોની અપીલો સાંભળવાની સત્તા છે.

આગળ જણાવી ગયા છીએ તે મુજબ ગવનર–જનરલ, ગવર્નર અને તેમની કારોબારી સભાના સભ્યો ઉપર તેમણે નોકરીને અંગે કરેલાં કોઇપણ કામ માટે હાઇકોર્ટમાં કેસ ચાલી શકે નહિ, તેમ જ તેમને કેદ કરી શકાય નહિ; હાઇકોર્ટના જજોને પણ આ જાતની મુક્તિ મળેલી છે. વળી હાઇકોર્ટને નીચલી કોર્ટનાં કામ પર સામાન્ય દેખરેખ રાખવાની સત્તા છે; અને તેથી નીચલી કોર્ટમાં રજુ થયલા સર્વે પુરાવા અને જુબાનીઓની હાઇકોર્ટની સગવડ માટે નોંધ લેવાય છે.

## પ્રિવિકાઉન્સીલ

આ ઉપરાંત ખુદ હાઇકોર્ટ અને જ્યુડિશ્યલ કમિશ્નરોના નિર્ણય ઉપર પણ લંડનમાં **પ્રિવિકાઉન્સીલની** જ્યુડિશ્યલ કમિટી આગળ અપીલ થઈ શકે છે. આ જ કારણથી આ જ્યુડિશ્યલ કમિટિને હિન્દુસ્તાન અને બ્રિટિશ સંસ્થાનોના કેસો માટે છેવટની વરિષ્ટ અદાલત તરીકે ગણવામાં આવે છે.

## પ્રાંતની ફોજદારી કોર્ટો

ઘણાખરા પ્રાંતોમાં ફોજદારી કોર્ટોના ૭ વર્ગ પાડવામાં આવ્યા છે.

(૧) હાઇકોર્ટ–જેમાં પ્રેસિડન્સી ટાઉનનાં મૂળ કામો અને નીચલી કોર્ટોમાંથી અપીલ આવે છે (૨) સેશન્સ કોર્ટ (૩) પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટની સત્તા ધરાવતા ડીસ્ટ્રીકટ મૅજિસ્ટ્રેટની કોર્ટો (૪) પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટોની અને કેટલાંક શહેરોમાં સીટી મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૫) બીજા વર્ગના મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૬) ત્રીજા વર્ગના મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૭) પહેલા, બીજા અને ત્રીજા વર્ગના માનદ મૅજિસ્ટ્રેટોની કોર્ટો.

## તેમની સત્તા અને બંધારણ

આ સઘળી કોર્ટોની સત્તા અને તેમનો એક બીજા સાથેનો સંબંધ એ વિષેની સર્વ માહિતી ક્રિમિનલ પ્રોસીજર કોડમાં આપેલી છે. દરેક જીલ્લામાં એક સેશન્સ કોર્ટ હોય છે અને તેના જજને

સેશન્સ જજ કરે છે. ફાંસીની સજા જોવે માટે હાઇકોર્ટની રજા મેળવવી પડે છે તે સિવાય બીજી કોઈપણ શિક્ષા આ કોર્ટ કરી શકે છે, જો કે એના નિર્ણય પર હાઇકોર્ટને અપીલ થઈ શકે છે. પ્રેસિડન્સી અને પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટો ૨ વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦) સુધીનો દંડ કરી શકે છે. બીજા વર્ગના મૅજિસ્ટ્રેટો ૬ મહિનાની સજા અને રૂા. ૨૦૦) સુધીનો દંડ અને ત્રીજા વર્ગના ૧ મહિનાની કેદ અને રૂા. ૫૦) સુધીનો દંડ કરી શકે છે. કલેકટરો અને આસિસ્ટંટ અને ડેપ્યુટી કલેકટરોને પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટની સત્તા હોય છે. મામલતદારો બીજા વર્ગના અને મુખ્ય કારકુનો ત્રીજા વર્ગના મૅજિસ્ટ્રેટ હોય છે.

સેશન્સ અને હાઇકોર્ટના સઘળા ફોજદારી કેસોની સુનાવણી **જ્યુરી અને 'એસેસરો'** રૂબરૂ થાય છે. સામાન્ય રીતે જ્યુરીના મત પ્રમાણે ચાલવાને જજ બંધાયેલો છે. જ્યારે એસેસરોના અભિપ્રાય મુજબ ચાલવાને તે બંધાયલો નથી. હાઇકોર્ટમાં જ્યુરી ૯ ગૃહસ્થોની બને છે જ્યારે બીજી કોર્ટમાં ૭ ગૃહસ્થોની બને છે. જો જ્યુરીનો મત સાવ ખોટો લાગે તો સેશન્સ જજ હાઇકોર્ટ ઉપર પુનરાવલોકન માટે એ કેસને મોકલી આપે છે. મોટાં શહેરોમાં અકસ્માતથી મરણ થાય તે સંબંધી તપાસ કરવાને 'કોરોનરની કોર્ટ' હોય છે. જ્યારે નાનાં શહેરોમાં આ કામ મૅજિસ્ટ્રેટના હુકમથી પોલીસ જ કરી લે છે.

## પ્રાંતની દિવાની કોર્ટો

દિવાની કોર્ટોના પાંચ વિભાગ પાડી શકાય છે. (૧) હાઈકોર્ટ (૨) જીલ્લા કોર્ટો (૩) સ્મોલ કૉઝીઝ કોર્ટ (૪) પહેલા વર્ગના સબૉર્ડિનેટ જજોની કોર્ટો (૫) બીજા વર્ગના સબૉર્ડિનેટ જજોની કોર્ટો.

## તેમનું કાર્ય

પ્રેસિડન્સી શહેરોમાં રૂા. ૨૦૦૦) સુધીના અને બીજાં શહેરોમાં તેથી ઓછી રકમના દાવાઓ ચૂકવવાને સ્મોલકૉઝીઝ કોર્ટ રાખવામાં

આવી છે, અને તે કોર્ટના નિર્ણય સામે અપીલ થતી નથી. મોટા દાવાઓ હાઇકોર્ટમાં અથવા ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં થઈ શકે છે. જીલ્લા જજ અથવા સેશન્સ જજ પોતાના હાથ નીચેની સબૉર્ડિનેટ જજોની કોર્ટોપર દેખરેખ રાખે છે.

## યુરોપીઅનોનો ન્યાય

દિવાની કામોમાં યુરોપીઅનોને કોઈ પણ પ્રકારના ખાસ લાભ આપવામાં આવ્યા નથી. પરંતુ ફોજદારી કામોમાં યુરોપીઅનોની આજ સુધી ભારે તરફદારી કરવામાં આવી છે. કંપની સરકારના વખતમાં તેમના કેસો ફક્ત ગવર્નરની આગળ જ ચાલતા. પાછળથી જ્યારે યુરોપીઅનો જજ તરીકે આવવા લાગ્યા ત્યારે તેમનો ન્યાય હાઇકોર્ટ જ કરી શકે એમ ઠર્યું. સને ૧૮૭૨માં સૌથી ઉંચા વર્ગના મેજીસ્ટ્રેટો અને સેશન્સ જજોને અમુક સંજોગોમાં યુરોપીઅનોનો ન્યાય કરવાની સત્તા આપવામાં આવી. સને ૧૮૮૩માં સ્થાનિક સરકારોની સંમતિથી વડી ધારાસભામાં **ઈલ્બર્ટ બીલ** રજુ કરવામાં આવ્યું. આ બીલમાં યુરોપીઅનોને સજા કરવાની સત્તા નીચલી કોર્ટોને આપવાની બાબત હતી. પરંતુ એંગ્લોઇન્ડિયનોના સખ્ત વિરોધથી છેવટે એવી માંડવાળ કરવામાં આવી કે જીલ્લા મૅજિસ્ટ્રેટ અથવા સેશન્સ જજના જેટલી સત્તા ધરાવતા કોઇપણ મૅજિસ્ટ્રેટ અથવા જજ રૂબરૂ યુરોપીઅન ગુનેગારને ખડો કરી શકાય; પરંતુ અડધો ભાગ યુરોપીઅન અથવા અમેરિકન હોય તેવી જ્યુરી માગવાનો હક તેને રહેશે. પરંતુ હાલમાં તેમને માટે નીચે મુજબ ખાસ નિયમો ઘડવામાં આવ્યા છે. (૧) પ્રેસિડન્સી શહેરની બહાર યુરોપીઅન બ્રિટિશ રૈયત ઉપર કોઈ પણ જજ યા મૅજિસ્ટ્રેટ ફટકા મારવાની સજા કરી શકે નહિ. (૨) પ્રેસિડન્સી શહેરની બહાર પહેલા વર્ગનો કોઈ પણ મૅજિસ્ટ્રેટ તેનો ન્યાય કરી શકે અને રૂા. ૫૦) સુધીનો દંડ થાય તેવા ગુના માટે ગમે તે વર્ગના મેજીસ્ટ્રેટ આગળ તેનો કેસ ચાલી શકે.

# પ્રકરણ ૭ મું

## જાહેર સહીસલામતી

દરેક દેશને બહારનો તેમજ અંદરનો એમ બે જાતનો ભય હોય છે. બહારનો ભય પરદેશી શત્રુની ચઢાઇનો અને અંદરનો ભય ચોર, લૂટારા, સ્થાનિક હુલ્લડ તથા બળવા વગેરેનો છે. આ ભયમાંથી પ્રજાજનોનું રક્ષણ કરવાને લશ્કર અને પોલીસની યોજના થઈ છે. લશ્કર પરરાજ્યો સામે લઢવાને ખપ લાગે છે અને પોલીસ આંતરિક સુલેહશાંતી જાળવે છે.

### હિન્દી લશ્કર

હિન્દુસ્તાનના લશ્કરના બે મુખ્ય વિભાગ પડે છે. (૧) જાથુકનું નિયમિત લશ્કર (૨) અણી પ્રસંગે ઉભું કરવામાં આવતું વધારાનું લશ્કર.

### (૧) જાથુકનું નિયમિત લશ્કર અને તેની વ્યવસ્થા

લશ્કરના આ વિભાગની વ્યવસ્થા તેમજ વહેંચણીમાં વખતો-વખત ફેરફાર કરવામાં આવ્યા છે. સને ૧૯૦૫ સુધી હિન્દી લશ્કર વાઇસરોયના તાબામાં હતું. પરંતુ તે સાલમાં સેનાધિપતિ લોર્ડ કીચનર અને વાઇસરોય લોર્ડ કર્ઝન વચ્ચે મતફેર પાડવાથી હિન્દી લશ્કર ઉપર છેવટનો કાબુ વાઈસરોયનો નહિ પરંતુ ઇંગ્લાંડના લશ્કરી વડાનો હોવો જોઇએ એમ નક્કી થયું. હાલમાં હિન્દી લશ્કરના ચાર વિભાગ–ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ–દિશાવાર કરવામાં આવ્યા છે. દરેક વિભાગ એક સંપૂર્ણ યુદ્ધસામગ્રીવાળું લશ્કર હોઈ જુદા જુદા સેનાધિપતિઓના તાબામાં છે. દક્ષિણવિભાગ વડા સેનાધિપતિના પોતાના તાબામાં છે. બાકીના ત્રણ સેનાધિપતિઓનો ઉપરી વડો સેનાધિપતિ છે અને તે વાઈસરોયની કારોબારી સભાનો સભ્ય હોઇ લશ્કરની આંતરિક વ્યવસ્થા માટે જવાબદાર છે.

મહાન વિગ્રહની આખરે આ લશ્કર ૨૭૫૦૦૦ સિપાઇઓનું બનેલું હતું અને તેમાંના ૨૩૨૦૦૦ બ્રિટિશ હતા. બ્રિટિશ ટુકડીઓ ગ્રેટબ્રીટન અને આયર્લેંડના સિપાઇઓની બનેલી છે. જ્યારે હિન્દી ટુકડીઓમાં મુખ્યત્વે કરીને શીખ, ગુરખા, રજપૂત, મરાઠા વગેરે લડાયક જાતિઓના માણસો છે.

**(૨) વધારાનું અનિયમિત લશ્કર અને તેનું બંધારણ**

**વધારાનું અનિયમિત લશ્કર** નીચેના પેટા વિભાગોનું બને છે–વૉલંટીઅરો; ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ; ઇમ્પીરીઅલ કેડેટકોર; સરહદનું લશ્કર, મીલીટરી પોલીસ; હિન્દનું મુલ્કી લશ્કર (ટેરિટોરિઅલ ફોર્સ) અને દેશી રીઝર્વ.

**વૉલંટીઅરોનું** સૈન્ય બિન–લશ્કરી માણસોનું બને છે. અને તેમને વર્ષમાં અમુક દિવસોએ લશ્કરી તાલીમ આપવામાં આવે છે. આ ઐચ્છિક સૈન્યનું કામ નિયમિત લશ્કરના અભાવે જરૂર પડે દેશની અંદર બંદોબસ્ત રાખવાનું છે.

**'ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ'** એ યુરોપીઅન ઢબે કેળવાએલું દેશી રાજાઓએ રાખેલું લશ્કર છે. અણીપ્રસંગે બ્રિટિશ સરકારને આ લશ્કરની પણ મદદ મળે છે; અને છેલ્લા મહાયુદ્ધમાં આ લશ્કરે પણ ઘણી કિમતી સેવા બજાવી હતી. દેશી રાજાઓના કુટુંબીઓને ઉંચી લશ્કરી તાલીમ આપવા માટે લૉર્ડ કર્ઝને **ઇમ્પીરીઅલ કેડેટકોર** નામની સંસ્થા સ્થાપી. તેમાં ૨૦ રાજકુમારોને બ્રિટિશ અમલદારો તાલીમ આપે છે અને તે શિયાળામાં મીરત અને ઉનાળામાં દહેરાદૂન હોય છે. વળી સરહદ ઉપરના પ્રાંતમાં, તેમ જ અસ્થિરતા પ્રવર્તતી હોય તેવા પ્રદેશમાં **સ્થાનિક જાતોમાંથી લશ્કરી પોલીસની** ફોજો બનાવી તેનાં થાણાં રાખ્યાં છે. તેઓ લશ્કરી સિપાઇની માફક કેળવાએલા હોય છે અને પોલીસનું કામ કરે છે. આ ઉપરાંત વાયવ્યસરહદ, આસામ અને બ્રહ્મદેશમાં **મીલીટરી પોલીસનો** ઉપયોગ થાય છે અને ત્યાંની તોફાની વસ્તીમાં તેઓ સુલેહશાંતિ જાળવે છે. આ

માણસો લશ્કરી સિપાઇઓ હોવા છતાં મુલ્કીસત્તા હેઠળ હોવાથી તેઓનું ઉપર્યુક્ત નામ પડયું છે. સ્વદેશના રક્ષણને માટે બિન–લશ્કરી પ્રજાજનો ને પણ લશ્કરી તાલીમ મળવી જોઇએ એવી હિન્દી પ્રજાની યોગ્ય અને સતત્ માગણીને માન આપીને સરકારે 'હિન્દનું મુલ્કી લશ્કર' એ નામના સૈન્યની યોજના કરી છે. પહેલાં તો એ સૈન્ય ફક્ત યુરોપીઅનો અને યુરેશિયનોનું જ બનેલું હતું. પરંતુ હવે હિન્દીઓ પણ તેમાં દાખલ થઇ શકે છે. થોડાક સમય સુધી તેમને નિયમિત તાલીમ અને કવાયત મળે છે અને પછી વર્ષમાં અમુક વખતે કવાયત વગેરે માટે અમુક સ્થળે બોલાવવામાં આવે છે. મહાવિદ્યાલયોના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોનું જે લશ્કર છે (University Corps) તેનો આમાં સમાવેશ થાય છે. વિદ્યાર્થીઓના લશ્કરની આવી ૮ ટુકડીઓ છે–મુંબઇમાં, મદ્રાસમાં, કલકત્તામાં, અલ્લાહાબાદમાં, લાહોરમાં, રંગુનમાં, પટનામાં અને બનારસમાં. આ ઉપરાંત પેન્સન ઉપર ગયલા હિન્દી સિપાઇઓ અને અમલદારોનું એક સૈન્ય બને છે, અને તેને **દેશી રીઝર્વ** કહે છે. આ સઘળા માણસોનો લડાઇ વખતે સરકાર ઉપયોગ કરી શકે છે.

## વડો સેનાધિપતિ

વડો સેનાધિપતિ, જે વાઇસરોયની કારોબારી સભાનો સભ્ય છે, તે હિન્દી સૈન્યનો ઉપરી છે. તેને મદદ કરવાને મોટા લશ્કરી અમલદારોનું એક મંડળ છે. ઇંગ્લાંડના લશ્કરી વડાની સાથે તે ચાલુ પત્રવ્યવહાર રાખે છે અને તેની નિમણૂક પણ ઇંગ્લાંડના લશ્કરી વડાની ભલામણ મુજબ નામદાર શહેનશાહ કરે છે. વળી ધારાસભામાં લશ્કરી અંદાજપત્ર રજુ કરનાર અને લશ્કરી–નીતિનો બચાવ કરનાર એ જ વ્યક્તિ છે.

## હિન્દી પ્રજા અને હિન્દી લશ્કર

પહેલાં તો હિન્દીઓમાંથી ફક્ત લડાયક જાતોના જ માણસો લઇ તેમનું લશ્કર બનાવાતું; બીજા હિન્દીઓને સ્વદેશનું રક્ષણ કરવામાંથી

બાતલ કરવામાં આવ્યા હતા. એટલું જ નહિ પણ તેમને સંપૂર્ણ રીતે શસ્ત્રરહીત અને નિર્માલ્ય બનાવવાના વ્યવસ્થિત પ્રયત્નો થયા હતા. આ સામે હિન્દી પ્રજાના પોકારથી થોડો વખત થયા એ બાબતમાં સરકારે પોતાની નીતિ સુધારવાનું યોગ્ય ધાર્યું છે. Indian Defence Force અથવા Territorial Force સ્થાપવા ઉપરાંત હિન્દી જુવાનોને લશ્કરી તાલીમ આપવા માટે દહેરાદૂનમાં એક લશ્કરી વિદ્યાલય ખોલવામાં આવ્યું છે. અહીં, ઈંગ્લાંડની સેંડહર્સ્ટની શાહી લશ્કરી કૉલેજમાં દાખલ થવા પૂરતી તૈયારી કરાવવામાં આવે છે; અને તે કૉલેજની પરીક્ષામાં પસાર થનારને હિન્દી લશ્કરમાં તરત જ ઉંચી પદવી આપવામાં આવે છે. આમ છતાં દેશી લશ્કરમાં પણ ઉપરી અમલદારો ઘણુંખરૂં યુરોપીઅન હોય છે. હાલમાં વડા સેનાધિપતિએ જણાવ્યું છે કે આઠ ટુકડીઓમાં ૨૩ વર્ષને અંતે બધા અમલદારો દેશી કરી દેવામાં આવશે. આ રીતે હિન્દનું બધું લશ્કર હિન્દીઓનું ક્યારે બનશે? વળી હિન્દી લશ્કરનું ખર્ચ ઈ. સ. ૧૯૦૪-૫ માં ત્રીસ કરોડ હતું તે વધીને ૧૯૨૨-૨૩માં ૬૭ કરોડ થયા. હિન્દને એવા મોટા લશ્કરની જરૂર નથી એમ પ્રજાના નેતાઓ માને છે અને ખર્ચ ઓછું કરાવવા માટે તેઓ બનતો પ્રયાસ કરે છે.

## હિન્દી નૌકાસૈન્ય

બ્રિટિશ હિન્દના દરીઆઇ વ્યાપારનું અને હિન્દના કિનારાનું બ્રિટિશ નૌકાસૈન્ય રક્ષણ કરે છે એ ઉપરાંત હિન્દનું પોતાનું નૌકાસૈન્ય પણ છે અને તેને 'Royal Indian Marine' કહે છે. આ નૌકાસૈન્ય ચાંચીઆ લોકોને પકડવામાં, બંદરોનું રક્ષણ કરવામાં, કેદીઓ રાખવાના ટાપુઓનું રક્ષણ કરવામાં, દીવાદાંડીઓની તપાસ રાખવામાં અને લડાઇમાં સાહિત્યો અને લશ્કરને લઇ આવજા કરવામાં ખપ લાગે છે. વળી એક નાના સરખા હવાઈ લશ્કર 'Air Force'ની પણ સ્થાપના થઈ છે. હાલમાં Royal Indian Marine ની પુનર્યોજના કરવાનું હિન્દી સરકાર તરફથી જાહેર થયું છે. બીજા દેશોની પેઠે

હિન્દ પણ પોતાના દરિયાઈ રક્ષણ માટે વ્યાપારનું હિત સાચવવાને માટે પોતાના જ નૌકાસૈન્ય પર આધાર રાખે એવો આ યોજનાનો હેતુ છે.

## હિન્દની 'પોલીસ'

દેશનું બહારથી રક્ષણ કરવાને માટે જેમ લશ્કર અને નૌકાસૈન્ય છે તેમ દેશની અંદરની વ્યવસ્થા જાળવવાને માટે 'પોલીસ ફોર્સ'ની યોજના થઈ છે. પોલીસ ફોર્સના મુખ્ય ચાર વિભાગ પડે છે–શહેર અને ગામડાંની પોલીસ; રીઝર્વ ફોર્સ મીલીટરી પોલીસ; રેલવે પોલીસ અને છુપી પોલીસ ખાતું.

**શહેર અને ગામડાંની પોલીસ** પોતાના શહેર અથવા ગામડામાં ગુનેગારોને પકડી તેમને સજા કરાવી વ્યવસ્થા જાળવે છે. **રીઝર્વફોર્સ** એ દરેક જીલ્લામાં અમુક સ્થળે, હુલ્લડ જેવા અણીના પ્રસંગે ખપ લાગે તે માટે રાખવામાં આવે છે. **મીલીટરી પોલીસ** આગળ કહી ગયા તે પ્રમાણે વાયવ્યસરહદના પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશમાં કામ કરે છે. **રેલવે પોલીસ** રેલવેની માલમત્તા સંભાળે છે અને રેલવે લાઈન અથવા સ્ટેશનની સરહદમાં થતા ગુનાઓની તપાસ રાખે છે. **છુપી પોલીસખાતું** (Criminal Investigation Department) ખાસ કરીને રાજદ્વારી લોકો વિષે માહિતી મેળવવામાં, રાજદ્રોહનાં કાર્યો પકડવામાં અને જેમાં જીલ્લા પોલીસને સમજણ ન પડે તેવા ગંભીર ગુનાઓની તપાસમાં હંમેશ પરોવાયલું રહે છે.

## પોલીસખાતું

પોલીસખાતાનું બંધારણ સને ૧૮૬૧ના પોલીસ એક્ટની રૂએ ઘડાયું છે. આ કાયદા પ્રમાણે જીલ્લા પોલીસનો ઉપરી District Superintendent of Police કહેવાય છે અને તેના પર જીલ્લાનો કલેક્ટર-સામાન્ય દેખરેખ રાખે છે. દરેક જીલ્લાને થાણાવાર વહેંચી નાખવામાં આવે છે. દરેક થાણાનો ઉપરિ એક હિન્દી પોલીસ અમલદાર

હોય છે અને તેના હાથ નીચે કોનસ્ટેબલ વગેરે બીજા પોલીસના માણસો હોય છે. દરેક પ્રાંતની પોલીસનો વડો Inspector General of Police કહેવાય છે અને તેના કામપર પ્રાંતિક સરકાર સામાન્ય દેખરેખ રાખે છે. કલકત્તા, મુંબઇ અને મદ્રાસ જેવાં મોટાં શહેરો માટે ખાસ પોલીસ હોય છે અને તેનો ઉપરિ 'પોલીસ કમિશ્નર' કહેવાય છે. વ્યવસ્થા માટે શહેરના વિભાગો અને પેટા વિભાગો કરેલા હોય છે, અને યોગ્ય અમલદારના તાબામાં હોય છે.

**જેલ**

દરેક જીલ્લાને મથકે એકેકી જેલ હોય છે. તે સિવાય પ્રાંતમાં યોગ્ય સ્થળોએ સેન્ટ્રલ જેલ પણ હોય છે. આખા પ્રાંતની બધી જેલોનો ઉપરિ ઇન્સ્પેક્ટર જનરલ I. M. S. (Indian Medical Servant) હોય છે. દરેક જેલનો ઉપરી જેલર કહેવાય છે. તે કલેક્ટર અને સિવિલ સરજ્યનની સલાહનો અમલ કરે છે. સિવિલ સરજ્યન બધા કેદીઓની તંદુરસ્તી તરફ લક્ષ રાખે છે. જેલમાં ઘણી જાતના ઉદ્યોગો હોય છે, અને એ ઉદ્યોગોમાંથી સરકારને સારૂં ઉત્પન્ન મળે છે. ગોરા કેદીઓને જેલ અને ઘરમાં જરી પણ ફેર પડે નહિ એવી સગવડ મળે છે. પણ દેશી કેદીઓને માટે તો જેલનું દ્વાર અને નરકનું દ્વાર બંને સરખાંજ હોય છે.

---

# પ્રકરણ ૮મું

## નાણાંખાતું અને જમીનમહેસૂલ

કંપની સરકાર વેપાર કરતી એટલે નાણાં કમાવવાનો ધંધો કરતી. તેના અમલ દરમ્યાન નાણાંખાતા જેવું કોઇ જુદું ખાતું ન હતું. પણ ઇ. સ. ૧૮૫૭ના બળવા પછી બ્રિટિશ રાજસભાએ હિન્દના રાજ્યવહીવટની જુમ્મેદારી પોતાને માથે લઇ કંપનીને રાજ્યસત્તાના

બોજામાંથી મુક્ત કરી. રાજ્યસભાએ હવે નાણાંખાતું જુદું અને વ્યવસ્થિત કરવાની જરૂર ધારી. હિન્દી સરકારના પહેલા ખજાનચી તરીકે મી. જેમ્સ વિલ્સનની નિમણૂક કરવામાં આવી. મી. વિલ્સન મોટા નાણુંશાસ્ત્રી હોઇ તેણે પોતાનું કાર્ય ઘણી બાહોશીથી બજાવ્યું.

## એકત્ર ખજાનો

આ વખતે હિન્દી નાણાંખાતાનો વહીવટ એકત્ર હિન્દુકુટુંબની રીતે ચાલતો હતો. બધા પ્રાંતોની આવક હિન્દી સરકારને ત્યાં જમા થતી અને તે સઘળા પ્રાંતોને ખર્ચ માટે અમુક પ્રમાણમાં રકમ વહેંચી અપાતી. આમાં જે પ્રાંત બહુ બૂમ મારતો તેને વધારે રકમ મળતી. આથી પ્રાંતોમાં ખરચાળ બની બૂમ મારવાની રીત થઇ પડી હતી.

## પ્રાંતિક ગ્રાંટ અને ખાતાંઓ

પ્રાંતોની આ બિનજવાબદાર સ્થિતિ દૂર કરવાને ઈ. સ. ૧૮૭૧ માં લૉર્ડ મેયોએ નીચેનાં ખાતાં પ્રાંતોને સોંપ્યાં:–કેળવણી; પોલીસ અને જેલ; જાહેર બાંધકામ; છાપખાનું; વૈદકીયનો થોડો ભાગ અને રજીસ્ટ્રેશન. પ્રાંતોને આ ખાતાંઓમાંથી આવતી આવક અને તે ઉપરાંત પહેલેથી નક્કી કરેલી રકમ ગ્રાંટ તરીકે વડી સરકાર તરફથી આપવાનું ઠર્યું. આમાંથી પ્રાંતો કરકસર કરી જે કંઇ બચાવે તેનો તેમની મરજી પ્રમાણે ઉપયોગ કરવાની છૂટ હતી.

## વિભાગી ખાતાંઓ

ઈ. સ. ૧૮૭૭માં લૉર્ડ લીટને સુધારો કરી ગ્રાંટ આપવાની પદ્ધતિ સદંતર બંધ કરી તેને બદલે આવક આવે એવાં ખાતાં પ્રાંતોને સોંપ્યાં અને સાથે ખર્ચાળ ખાતાં પણ થોડાં સોંપ્યાં. આવકનાં ખાતાંઓમાં પ્રાંતિક સરકારનો અમુક ભાગ ઠરવ્યો હતો એટલે જો પ્રાંતિક સરકાર આવક વધારે તો બંનેને ફાયદો થાય એમ હતું.

પરંતુ સને ૧૮૮૨માં લૉર્ડ રિપને મોટા ફેરફાર કરી પ્રાંતિક સરકાર જોડે નવેસરથી ખાતાંની વહેંચણી કરી, તે નીચે મુજબઃ—

| વડીસરકાર | પ્રાંતિક સરકાર | સહિયારાં અથવા વિભાગી |
|---|---|---|
| જકાત | કેળવણી | જમીન મહેસૂલ |
| વ્યવહારનાં સાધનો | પોલીસ | આવકવેરો |
| લશ્કરી | ન્યાય | આબકારી |
| પરદેશીય સંબંધ | રજીસ્ટ્રેશન | જંગલ |
| હોમ ચાર્જીઝ વગેરે | | સ્ટેમ્પ |

## વડી અને પ્રાંતિક સરકારના નાણાંપ્રકરણમાં સંપૂર્ણ જુદાઈ

સને ૧૯૧૯ના કાયદાથી આ વિભાગી ખાતાંઓની પદ્ધતિ છોડી દેવામાં આવી છે. અને બીજાં ખાતાંઓ પેઠે એ પણ વડી અને પ્રાંતિક સરકાર વચ્ચે વહેંચાઇ ગયાં છેઃ—

## ખાતાંઓનું હાલનું વર્ગીકરણ

હાલમાં વડી અને પ્રાંતિક સરકારનાં ઉપજનાં સાધનો અને ખર્ચના વિષયો નીચે મુજબ છેઃ—

### ઉપજનાં સાધનો

| વડી સરકાર | પ્રાંતિક સરકાર |
|---|---|
| ખંડણી | જમીન મહેસૂલ |
| અફીણ; મીઠું | આબકારી |
| રેલવે; ટપાલ; તાર | સ્ટેમ્પ |
| જકાત; આવકવેરો | રજીસ્ટ્રેશન |
| લહેણાનું વ્યાજ | જંગલ વગેરે |

## ખર્ચના વિષયો

| | |
|---|---|
| ઉપજ એકઠી કરવાનો ખર્ચ | આબકારી |
| દેવાનું વ્યાજ | વહીવટી ખર્ચ |
| ટપાલ, તાર અને રેલવે | પોલીસ; જેલ |
| વડી સરકારનો ખર્ચ | કેળવણી |
| લશ્કરનો ખર્ચ | નહેર, જાહેર બાંધકામ |
| હોમ ચાર્જીઝ વગેરે | દુકાળશમન |
| | સુખાકારી વગેરે |

**'હોમચાર્જીઝ'**

હિન્દી સરકારને માટે ઈંગ્લાંડમાં જે ખર્ચ થાય છે તેનો **હોમ-ચાર્જીઝ**માં સમાવેશ થાય છે. આ ખર્ચ મુખ્યત્વે કરીને હિન્દી હાઈ કમિશ્નર, તેના મદદનીશો અને તેમની ઑફીસોનો છે. તે ઉપરાંત નિવૃત્ત થયેલા બ્રિટિશ સનંદી નોકરોનું પેન્શન, ઇંગ્લાંડમાં કરેલા હિન્દી દેવાનું વ્યાજ વગેરે પણ આમાં જ ગણાય છે. આ હોમચાર્જીઝની રકમ હાલમાં આશરે ૩૦ કરોડ રૂપીઆની થવા જાય છે.

**પ્રજાકીય દેવું**

દેવાની શરૂઆત કંપની સરકારથી થઈ છે. તે દેવાના પૈસા સરકારે પ્રજા પાસેથી લઇને તેને સરકારનું દેવું મટાડી પ્રજાનું દેવું બનાવ્યું છે. સને ૧૯૨૩ ના માર્ચની આખરે સરકારનું દેવું ૭૮૧ કરોડ રૂપીઆનું હતું. તેમાં ૨૨૪ કરોડ રૂપીઆનું દેવું રાજ્યકારભાર ચલાવવા અને લડાઇઓ કરવા માટે કરવું પડેલું છે, અને બાકીનું ૫૫૭ કરોડ રૂપીઆનું દેવું રેલવે, નહેર વગેરે પૈસા કમાનાર ખાતાંઓ માટે કરેલું છે.

**જમીનમહેસૂલ**

હિન્દની વસતીના ૮૫ ટકા ખેતી અને તેને લગતા ઉદ્યોગો ઉપર જીવન ગુજારે છે. આ ખેતીપ્રધાન દેશમાં જૂના જમાનામાં ઉત્પન્નનો

અમુક ભાગ રાજાનો ગણાતો અને તે પાકમાં જ લેવાતો. મુગલાઈના વખતમાં ટોડરમલે પાકને બદલે પૈસામાં તે ભાગ લેવાનું ઠરાવ્યું, પાકની જાત નક્કી કરવામાં આવી, અને અમુક વર્ષના પાકની સરાસરી લઈને તે મુજબ મહેસૂલ નક્કી કરવામાં આવી. મુગલાઇના અંતમાં મોટા મોટા ઇજારદારો જમીન મહેસૂલ ઉઘરાવતા અને તેમાંનો નક્કી કરેલો ભાગ સરકારમાં ભરતા. કંપની સરકારે બંગાળામાં આ રીત ચાલુ રાખી અને જમીનદારોએ હંમેશને માટે વાર્ષિક અમુક રકમ જમીન મહેસૂલ તરીકે સરકારને આપવી એવું લૉર્ડ કૉર્નવૉલીસે સને ૧૭૯૩ માં નક્કી કર્યું. બંગાળામાં આ રીતે કાયમી જમાબંધી ચાલુ થઇ.

## જમીનદારી અને રૈયતવારી મહેસૂલપદ્ધતિ

ત્યાર પછી કંપનીના બીજા મુલકમાં સંજોગોને અનુસરીને જુદી જુદી પદ્ધતિ દાખલ થઇ. જમીનદારી અને રૈયતવારી એવી બે મુખ્ય પદ્ધતિઓ છે. જમીનદારીમાં એક જમીનદાર મોટી જમીનવાળો ખેડૂત છે, જે જમીન તે બીજા ખેડૂતો પાસે ખેડાવે છે. રૈયતવારીમાં દરેક ખેડૂત છે, જે જમીન તે ખેડે છે અને મહેસૂલ માટે સરકારને જવાબદાર છે. **જમાબંધી** પણ બે પ્રકારની છે:—કાયમી અને મુદત બંધી. કાયમી જમાબંધી બંગાળામાં જ છે. બીજે બધે મુદતબંધી એટલે અમુક વર્ષ માટે જ હોય છે.

## મહેસૂલની વસુલાત

મહેસૂલ ઉઘરાવવાનું કામ ગામના તલાટીનું મુખ્ય કામ ગણાય છે. જ્યારે સરકારના ધારવા પ્રમાણે ચાર આનીથી ઓછો પાક થાય ત્યારે મહેસૂલ મુલતવી રખાય છે અને છ આના થયો હોય તો અધું મહેસૂલ મુલતવી રખાય છે. મુલતવી રહેલું મહેસૂલ સારા વર્ષોમાં વસુલ કરાય છે.

# પ્રકરણ ૯ મું

## પ્રજોન્નતિકારક ખાતાંઓ

રાજ્યની સુવ્યવસ્થા અને પ્રજાની ઉન્નતિ એ બે રાજ્યવહીવટના વિશિષ્ટ ગુણો છે. આમાંનાં વ્યવસ્થા જાળવવાને યોજાએલાં સાધનો આપણે જોઈ ગયા. હવે ઉન્નિતકારક સાધનો જોઈશું. આ સાધનોમાં મુખ્યત્વે કરીને કેળવણીનો પ્રચાર, વ્યવસ્થિત દુકાળશમન; સુખાકારી અને જાહેર બાંધકામોનો સમાવેશ થાય છે.

### હિન્દી જાહેર શિક્ષણનો ઇતિહાસ

**કેળવણી**—અંગ્રેજો હિન્દમાં આવ્યા ત્યારે પ્રાચીન જાહોજલાલી અને સંસ્કૃતિ સાથે હિન્દની પ્રાચીન શિક્ષણપદ્ધતિ પણ લુપ્ત થવા આવી હતી. તક્ષશીલા અને કનોજનાં તો માત્ર નામ જ રહ્યાં હતાં. આ વખતે ખ્રિસ્તી પાદરીઓએ પોતાના ધર્મના ફેલાવા માટે ચોપડીઓ છાપવાનું પહેલવહેલું શરૂ કર્યું. લીટી સિવાયના ગુજરાતી અક્ષરો છાપવાનું અને લખવાનું તેમને આભારી છે. એટલે પાદરીઓએ જ હાલની કેળવણીની શરૂઆત કરી એમ નિઃશંકપણે કહેવું જોઇએ. સને ૧૮૧૩માં કંપની સરકારે કેળવણી માટે વાર્ષિક એક લાખ રૂપીઆ ખર્ચવાનું નક્કી કર્યું અને તે મુજબ ફારસી તેમ જ સંસ્કૃત શીખવાની શાળાઓ સ્થાપી. પરંતુ **સને ૧૮૩૫માં લોર્ડ મેકોલેએ** તેનો પ્રખ્યાત ખરીતો લખી બ્રિટિશ હિન્દમાં સરકારી શાળાઓમાં પાશ્ચાત્ય સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન અંગ્રેજી ભાષાદ્વારા આપવાનો કાયદો પસાર કરાવ્યો. વળી કંપની સરકારે અંગ્રેજી ભણેલા હિન્દીઓને નોકરીમાં લેવાનું ઠરાવ્યાથી અંગ્રેજી તરફ અભિરુચિ વધવા લાગી. પણ આ કેળવણીનો લાભ ફક્ત ઉંચ કોમો લેતી હતી તેથી **સને ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડે** તેના જાણીતા સંદેશાથી લૉર્ડ ડલહૌઝીને હિન્દની સઘળી પ્રજાને કેળવણી આપવાનો પ્રયાસ કરવાનું જણાવ્યું. આથી

**જાહેર શિક્ષણખાતાની** સ્થાપના થઇ અને કૉલેજ, અને માધ્યમિક તથા પ્રાથમિક શાળાઓ ખોલવામાં આવી. વધુમાં **લૉર્ડ કૅનિંગે સને ૧૮૫૭માં** મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની યુનિવર્સિટીઓ સ્થાપી અને તે પછી થોડા વખતમાં અલ્હાબાદ અને પંજાબમાં પણ સ્થપાઈ. ત્યાર પછી **સને ૧૯૦૪માં લૉર્ડ કર્ઝને હિન્દી યુનિવર્સિટીઓને કાયદો** પસાર કર્યો. આ કાયદાથી સરકારને જાપતો વધ્યો અને યુનિવર્સિટીની સેનેટમાં પ્રજા કરતાં સરકારના પ્રતિનિધિઓ ઘણી વધારે સંખ્યામાં નિમવામાં આવ્યા.

**સને ૧૯૧૭માં કલકત્તા યુનિવર્સિટી**નાં કાર્ય અને બંધારણમાં સુધારા સૂચવવા **સર માઇકલ સૅડલર**ના અધ્યક્ષપણા નીચે એક કમિશન નિમવામાં આવ્યું હતું અને તેણે યુનિવર્સિટીના શિક્ષણની વ્યવસ્થા તેમ જ પદ્ધતિમાં મોટા સુધારા કરવાની ભલામણ કરી હતી. **સને ૧૯૧૯ના સુધારાથી** કેટલાક અપવાદ સાથે કેળવણીના વિષયને પ્રધાનોને સુપ્રત કરવામાં આવ્યો છે. વળી **સને ૧૯૨૪માં** મુંબઇ સરકારે **મુંબઈ યુનિવર્સિટી**નાં બંધારણ અને શિક્ષણ પદ્ધતિમાં સુધારા સૂચવવાને **સર ચીમનલાલ સેતલવાડ**ના પ્રમુખપણા નીચે એક કમિટિ નિમી હતી. સદરહુ કમિટિની ભલામણોને અનુસરીને હાલ થોડા ફેરફાર કરવામાં આવ્યા છે.

હિન્દુસ્તાનમાં જાહેર શિક્ષણના નીચે મુજબ વિભાગો પાડવામાં આવ્યા છેઃ—

૧. પ્રાથમિક ૨. માધ્યમિક ૩. યુનિવર્સિટીનું ૪. હુન્નર અને ઔદ્યોગિક. ૫. જુદા જુદા ધંધાઓનું શિક્ષણ ૬. સ્રીકેળવણી ૭. અમુક ખાસ કોમોની કેળવણી

**પ્રાથમિકશાળા**

**પ્રાથમિક શિક્ષણ** એ આમવર્ગને કેળવવા માટે છે. આ શિક્ષણને ફરજીઆત તેમ જ મફત કરવાના પ્રયત્નો થાય છે. તદનુસાર

ફરજીઆત પ્રાથમિક કેળવણીના કાયદા પણ પસાર થાય છે. પ્રાથમિક શાળાઓ મ્યુનિસિપાલિટી અથવા લોકલ બોર્ડને હસ્તક ચાલે છે અને તેમાં વાંચન, લેખન, અને ગણિત, ઇતિહાસ ભૂગોળ જેવા સામાન્ય વિષયો શીખવાય છે.

## માધ્યમિકશાળા

**માધ્યમિકશાળાઓ**માં એક ઉપર એક એમ સાત વર્ગો પાડીને છેવટે મેટ્રિક અને સ્કુલ લીવીંગની પરીક્ષા, જે યુનિવર્સિટી તરફથી લેવાય છે તેમાં બેસવા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. આ શાળાઓ સરકારી તેમ જ ખાનગી હોય છે અને તેમાં વિદ્યાર્થીઓને ભિન્ન ભિન્ન વિષયોનું સામાન્ય જ્ઞાન મળે છે.

## કૉલેજ

મેટ્રિક પછી વધુ અભ્યાસને માટે **કૉલેજ** હોય છે. કૉલેજો સરકારી તેમ જ ખાનગી હોય છે અને તે સઘળી અમુક યુનિવર્સિટી સાથે સંબંધ રાખે છે. કૉલેજનો અભ્યાસક્રમ ચારથી છ વર્ષ સુધી પહોંચે છે એને તેમાં ગણિત, સાહિત્ય અને વિજ્ઞાન; ઇતિહાસ અને અર્થશાસ્ત્ર તર્કશાસ્ત્ર અને ફીલસુફી સામાન્ય રીતે શીખવાય છે. આ સિવાય વૈદકીય; હુન્નર–ઔદ્યોગિક, ખેતીવાડી વિષયક; વ્યાપારી; કાયદાની અને શિક્ષણશાસ્ત્રની કેળવણી માટે ખાસ કૉલેજો છે.

## યુનિવર્સિટી

હિન્દુસ્તાનમાં હાલમાં લગભગ ૨૦ યુનિવર્સિટીઓ છે. તેમાંની સરકાર પર એક યા બીજી રીતે આધાર રાખતી નીચે પ્રમાણે:—

કલકત્તા, મુંબઇ, મદ્રાસ, અલ્હાબાદ અને પંજાબની યુનિવર્સિટીઓ અસલ પદ્ધતિ પર ચાલે છે. જ્યારે પટણા, ઢાકા, રંગુન, લખનૌ, દિલ્હી; નાગપુર અને હાલમાં સ્થપાયલી આંધ્ર યુનિવર્સિટી, યુરોપની રેસીડેન્શ્યલ યુનિવર્સિટીની પદ્ધતિપર ચાલે છે. આ ઉપરાંત કાશીમાં હિન્દુ ધર્મનું ખાસ

શિક્ષણ આપતી હિન્દુ-યુનિવર્સિટી, અલીગઢમાં મુસ્લીમ ધર્મનું ખાસ શિક્ષણ આપતી મુસ્લીમ યુનિવર્સિટી; મ્હૈસૂર રાજ્યની મ્હૈસૂર યુનિવર્સિટી અને નિઝામ સરકારની હૈદરાબાદમાં ઓસમાનીઆ યુનિવર્સિટી છે.

૨. લોકોના જ પ્રયાસથી થયેલ અને તેમની જ મદદથી ચાલતી નીચે પ્રમાણે:—

ડૉ. ટાગોરની વિશ્વભારતી; હરદ્વાર ગુરુકુળ; પ્રો. કર્વેની પૂનામાં સ્થપાયેલી હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠ અને અમદાવાદમાં અસહકારને અંગે સ્થપાયેલી ગૂજરાત વિદ્યાપીઠ.

માધ્યમિક શાળાની છેવટની અને કૉલેજની લગભગ બધી જ પરીક્ષાઓ યુનિવર્સિટી તરફથી લેવાય છે, અને કૉલેજનો અભ્યાસક્રમ પૂરો કરનાર ફત્તેહમંદ વિદ્યાર્થીઓને પદવી આપવામાં આવે છે. આ ઉપરાંત યુનિવર્સિટીઓ અમુક વિષયોમાં ઉચ્ચ કક્ષાનું શિક્ષણ પણ આપે છે.

## સ્ત્રીકેળવણી

**સ્ત્રી-કેળવણી** તરફ હાલ તરત ખાસ ધ્યાન અપાય છે. સ્ત્રી-વકીલ, સ્ત્રી-ડાક્ટર, સ્ત્રી-શિક્ષકો વગેરે ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે. વળી સેવાસદન, વનિતાવિશ્રામ, વગેરે ખાનગી સંસ્થાઓ પણ એ જ દિશામાં કામ કરી રહી છે.

## ખાસ કોમોની કેળવણી

વળી યુરોપીઅનો, પછાત વર્ગો (જેમાં મુસ્લીમ, હિન્દી-ખ્રિસ્તી કોમો આવી જાય છે) અને અત્યંજ વર્ગની કેળવણી માટે પણ ખાસ સ્કૉલરશીપો અને બીજી સગવડો આપીને સરકાર એને ઉત્તેજન આપે છે.

## રાજકુમાર કૉલેજ

આ ઉપરાંત અજમેર, લાહોર અને ઇંદોરમાં દેશી રાજકુમારોને તેમને લાયક કેળવણી આપવાને ખાસ કૉલેજો સ્થાપવામાં આવી છે.

આગળ જણાવી ગયા તે મુજબ જાહેર કેળવણી પ્રાંતિક વિષય હોઇ તેનો વહીવટ પ્રધાન કરે છે. **કેળવણી ખાતાનો** ઉપરી 'ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન' કહેવાય છે અને તેના હાથ નીચે ઇન્સ્પેક્ટરો, ડેપ્યુટીઓ, શિક્ષકો વગેરે હોય છે. કેળવણી ખાતાની નોકરીમાં એક-એકથી ચઢતી એમ ત્રણ ગ્રેડ હોય છે. સૌથી ઉંચી આઇ. ઈ. એસ (Indian Educational Service) જેમાં મોટા પ્રમાણમાં યુરોપીઅનોની નિમણૂક થાય છે. ત્યાર પછી પ્રાંતિક નોકરી અને સૌથી નીચી 'સબૉર્ડિનેટ સર્વિસ કહેવાય છે.

**વ્યવસ્થિત દુકાળશમન**—એંશી ટકા જેટલા હિન્દીઓ એકલી ખેતી ઉપર જીવે છે અને ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી હિન્દી સરકારના બજેટને કેટલીક વાર વરસાદ પર રચાયલો સટ્ટો કહેવામાં આવે છે. આ જ કારણથી હિન્દુસ્તાનમાં દુકાળનો સંભવ ઝાઝો છે. વળી સામાન્ય ગરીબાઈ અને રોગને લીધે હિન્દના દુકાળો વધુ નાશકારક હોય છે. પરિણામે દુકાળશમનનું કામ તે હિન્દી સરકારની ખાસ ફરજ થઇ પડે છે, તેથી **સને ૧૮૭૮ થી દર સાલ દોઢ કરોડ રૂપીઆ દુકાળશમનફંડ** ખાતે કાઢવામાં આવે છે. જે પ્રદેશમાં દુકાળ પડયો હોય ત્યાંનાં લોકોનું દુઃખ ઓછું કરવામાં તે રકમ વપરાય છે.

## દુકાળશમનના ઉપાયો

આ કામોના મુખ્ય બે ભાગ પાડી શકાય (૧) દુકાળ અટકાવ-નારાં કાર્યો (૨) દુકાળના સમયમાં લોકોને રાહત આપનારાં કાર્યો.

પહેલા વિભાગમાં નીચેનાં કાર્યોનો સમાવેશ થાય છે.

(૧) વરસાદ ન પડે તો નહેરનાં પાણીથી પાક થઇ શકે એ હેતુથી નહેરો ખોદાવાય છે અને સુકાળવાળા પ્રદેશમાંથી દુકાળવાળા પ્રદેશમાં અનાજ લાવી શકાય એટલા માટે રેલવે બંધાવાય છે.

(૨) ખેડૂતોની **'સહકારી પેઢીઓ'** કાઢવામાં આવે છે જેમાંથી તેમને વખતો વખત મદદ મળી શકે છે.

(૩) ખેતીવાડીખાતાદ્વારા ખેતીનો સુધારો કરવા અને ઢોરોની જાત સુધારવા **'મૉડેલ ફાર્મ્સ'** ઠેકઠેકાણે કાઢવામાં આવ્યાં છે અને તેને લગતી શોધખોળ કરવા માટે પુસા (બિહાર)માં સરકાર એક સંસ્થા ચલાવે છે.

બીજા વિભાગમાં નીચેનાં કાર્યોનો સમાવેશ થાય છે.

(૧) દુકાળવાળા પ્રદેશમાં તળાવો ખોદવાનું, રસ્તાઓ બાંધવાનું, રેલવે બાંધવાનું કામ કરાવાય છે અને મજુરી પેટે ખાવાનું ખરીદાય એટલા પૈસા આપવામાં આવે છે.

(૨) અપંગ અને બાળકો માટે રસોડાં ખોલી ત્યાં ખાવાનું મફત અપાય છે. પડદે રહેનાર સ્ત્રીઓને તેમ જ ઉંચા કુટુંબના માણસોને અનાજ ગુપ્તદાન તરીકે અપાય છે.

(૩) ખેડૂતોને ખેતી કરવા શક્તિમાન થવા માટે **તગાવી** તરીકે પૈસા આપવામાં આવે છે; પરંતુ આ રકમ ઠરાવેલે હપ્તે સરકારને પાછી ભરવાની હોય છે.

(૪) વળી જમીનમહેસૂલ મુલતવી રાખવામાં આવે છે અથવા માફ થાય છે. મુલતવી રહેલી મહેસૂલ પાક સારો હોય તો બીજે વર્ષે વસુલ થાય છે નહિતો પછી તે માફ થાય છે.

## જાહેર સુખાકારી

આયુર્વેદિક અને યુનાની દવાઓ, વૈદ્ય અને હકીમો પ્રજામાં હતાં જ. આરોગ્યના નિયમો પણ પ્રજાના જીવનમાં ઉતરેલા હતા. પણ વચ્ચે એવો સમય આવ્યો કે પ્રજા અજ્ઞાનના અંધારામાં ડુબી, અને પરિણામે બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં દેશમાં અવ્યવસ્થા ઘણી હતી. પ્રજાના સુખ અને આબાદીને માટે વૈદક અને સુધરાઈ ખાતાની જરૂર છે. સુખાકારી ખાતાના બે વિભાગો પડે છે–( ૧ ) રોગને અટકાવવાને પ્રયત્ન કરે છે તે આરોગ્ય વિભાગ કહેવાય છે. ( ૨ ) રોગ મટાડવાને પ્રયત્ન કરે છે તે વૈદકીય વિભાગ કહેવાય છે.

## આરોગ્યખાતું અને તેનો હેતુ

લોકોની દરિદ્રતા અને સામાન્ય અજ્ઞાન, શહેરોની ખીચોખીચ વસતી, ગટરોની અવ્યવસ્થા અને પોતાની અને પોતાના કુટુંબની તંદુરસ્તી સાચવવા તરફ આમવર્ગની દુઃખદાયક બેદરકારી—આ સર્વ તરફ નજર કરતાં હિન્દુસ્તાનમાં આરોગ્યનો વિષય પાશ્ચાત્ય દેશો કરતાં વધુ મહત્ત્વનો ગણાવો જોઇએ અને ગણાય પણ છે. બધા રોગોનું મૂળ કારણ અસ્વચ્છતા છે. ગટરોમાં ગંધાતાં પાણી ભરાઇ રહે, જાજરૂની ગંદકી વધે, શેરીને નાકે કચરાના ઢગલા વધતા જાય, ટાંકી અથવા કુવાની આજુબાજુ ગંદકી થાય, દારૂનો પ્રચાર વધતો જાય, બજારમાં કોહી ગયલી વસ્તુઓ વેચાય અને તે ખાવામાં વપરાય—આ સૌ પ્રજાને રોગી બનાવનારાં કારણો છે, કારણકે એવી જગ્યાઓમાંથી ઉત્પન્ન થતાં મચ્છર વગેરે જંતુઓ કૉલેરા, પ્લેગ, ક્ષય વગેરે પ્રાણહારક રોગ પેદા કરે છે.

## તેનું બંધારણ

આ બધું દૂર કરવાને સરકાર તરફથી **આરોગ્ય ખાતું** ખોલવામાં આવ્યું છે. એ ખાતાનો ઉપરી હિન્દી સરકારનો સેનીટરી કમિશ્નર કહેવાય છે. એના હાથ નીચે દરેક પ્રાંતનાં સેનીટરી ખાતાંઓ એક સેનીટરી બોર્ડના અંકુશ હેઠળ હોય છે. પ્રાંતિક ખાતાંઓના, જીલ્લાબોર્ડના કાબુ હેઠળ જીલ્લાવાર, અને તેના પાછા લોકલબોર્ડની દેખરેખ નીચે તાલુકાવાર પેટા વિભાગો પાડવામાં આવ્યા છે. શહેરની આરોગ્યતા વિષે મ્યુનિસિપાલિટિએ ધ્યાન રાખવાનું હોવાથી તેના તરફથી એક ખાસ' હેલ્થ ઑફીસર'ની નિમણૂક થાય છે.

## વૈદ્યકીય ખાતું અને તેનું કાર્ય

**વૈદ્યકીય ખાતાનો ઉદ્દેશ**—રોગ મટાડવાને માટે સરકારે આ ખાતું ખોલ્યું છે. આ ખાતાની દેખરેખ હેઠળ સરકારી ઇસ્પિતાલો, દવાખાનાંઓ ઉઘાડવામાં આવ્યાં છે. સ્ત્રીઓ માટે સ્ત્રી-ડાક્ટરોની

દેખરેખ હેઠળ બૈરાંની ઇસ્પિતાલ પણ હોય છે. સ્ત્રીઓને **વૈદ્યકીય જ્ઞાન** આપવાને દિલ્હીમાં **લેડી હાર્ડિંજ વૈદ્યકીય કૉલેજ** ખોલવામાં આવી છે. એ ઉપરાંત **કાઉન્ટેસ ડફરીનના** પ્રયાસથી સને ૧૮૮૫ માં ઉભી થયલી **'નેશનલ એસોસીએશન'** સ્ત્રીઓને ડાક્ટરી, નર્સની અને મીડ-વાઇફ્રીની કેળવણી આપવાનું સ્તુત્ય કામ કરે છે. સરકારે કેટલાંક ફરતાં દવાખાનાં પણ રાખ્યાં છે જે ગામે ગામ ફરીને લોકોને દવા આપે છે.

**વૈદ્યકીય ખાતાનું બંધારણ**–એ ખાતાનો ઉપરી હિન્દી સરકારનો ડાયરેક્ટર-જનરલ I. M. S. હોય છે. એના હાથ નીચે પ્રાંતિક વૈદ્યકીય ખાતાંઓ છે. આ પ્રાંતિક ખાતાંઓના પાછા જીલ્લાવાર પેટા-વિભાગો પાડવામાં આવ્યા છે. પ્રાંતમાંની સિવિલ-ઇસ્પિતાલોનો ઉપરી ઇન્સ્પેક્ટર-જનરલ અથવા સરજ્યન-જનરલ કહેવાય છે. જીલ્લાની ઇસ્પિતાલનો મુખ્ય ડાક્ટર સિવિલ સરજ્યન કહેવાય છે. નાનાં દવા-ખાનાઓમાં આસિસ્ટંટ અને સબ આસિસ્ટંટ સરજ્યનો નિમાય છે. લશ્કરને માટે એક ખાસ વૈદકીય ખાતું છે. વૈદકીય અમલદારોની પણ એક એકથી ચઢતી એમ ત્રણ પંક્તિઓ છે. સૌથી ચઢતી પંક્તિના અમલદારોને આઈ. એમ. એસ. (Indian Medical Servants) કહે છે. ત્યાર પછી સિવિલ અને લશ્કરી આસિસ્ટંટ સરજ્યનો આવે છે, અને તેથી ઉતરતા હોસ્પિટલ-આસિસ્ટંટ (S. A. S.) કહેવાય છે.

### જાહેર બાંધકામ

આ કામ પહેલવહેલું લૉર્ડ ડલહૌઝીએ શરૂ કર્યું હતું. તે વખતે એ ખાતાનું મુખ્ય કામ નહેરો અને કુવાઓ ખોદવા, પૂલો બાંધવા વગેરે હતું. પહેલાં તો રેલવે ઉપર પણ આ જ ખાતું દેખરેખ રાખતું. પરંતુ હવે રેલવેનો વહીવટ એક જુદી બોર્ડ જ કરે છે; અને જાહેર બાંધકામખાતાના ઇરીગેશન એટલે નહેરો ખોદવી, રસ્તા અને જાહેર મકાન બાંધવાં, તારના થાંભલાઓ દાટવા અને પૂલ બનાવવા, અને બંદરો બાંધવાં વગેરે કામો

માટે વિભાગો પાડવામાં આવ્યા છે. આ ખાતાનું કામ નીચેના આંકડા-પરથી સ્પષ્ટ થશે.

| સાલ | રેલવે લાઇન માઇલ | નહેરોનાં પાણીથી ખેડાતી જમીન | તારના થાંભલાનો વિસ્તાર | ને તારઑફીસો |
|---|---|---|---|---|
| ૧૮૫૭ | ૩૦૦ | ૧,૫૦૦,૦૦૦ | ૩૦૦૦ | થોડીક |
| ૧૯૨૦ | ૩૨,૦૦૦ | ૪૬,૦૦૦,૦૦૦ | ૩૦૦,૦૦૦ | લગભગ ૭૦૦ |

## રેલવે ખાતું

રેલવેનું કામ વધી પડવાથી સને ૧૯૦૫ માં ત્રણ ગૃહસ્થોની એક **રેલવે બોર્ડ** નિમવામાં આવી. વળી **વેપાર અને ઉદ્યોગનું નવું ખાતું** ખોલી રેલવે બૉર્ડને એ ખાતાના ઉપરીની દેખરેખ હેઠળ મૂકવામાં આવી. દરેક રેલવેનો ઉપરી 'એજન્ટ' કહેવાય છે અને તેના હાથ નીચે ટ્રાફીક મેનેજર, ચીફ એન્જીનીઅર અને બીજા ઘણા અમલદારો હોય છે. કેટલીક રેલવેનો વહીવટ સરકાર કરે છે જ્યારે બીજી ખાનગી કંપનીઓના વહીવટમાં છે.

## જાહેરબાંધકામખાતું

**જાહેરબાંધકામના વહીવટ** માટે દરેક પ્રાંતને સર્કલોમાં વહેંચી નાંખવામાં આવ્યો છે, અને સર્કલોના પાછા જીલ્લાવાર વિભાગો પાડેલા છે. દરેક વિભાગનો ઉપરી એક્ઝીક્યુટીવ એન્જીનીઅર કહેવાય છે. દરેક સર્કલ માટે સુપરીન્ટેન્ડીંગ એન્જીનીઅર અને પ્રાંત માટે ચીફ એન્જી-નીઅર હોય છે. જાહેરબાંધકામનો વિષય પ્રાંતિક થવાથી આ ચીફ એન્જીનીઅરો ઉપર વાઇસરોયની કારોબારી સભાનો ખેતીવાડી અને રેવન્યુ ખાતાનો સભાસદ ફક્ત સામાન્ય દેખરેખ રાખે છે.

# પ્રકરણ–૧૦ મું

## દેશી રાજ્યો

હિન્દુસ્તાનની એકત્રીશ કરોડની વસ્તીમાંથી સાત કરોડ બ્રિટિશ હિન્દની પ્રજા નથી. આ લોકો દેશી રાજ્યોના રહીશ છે. દેશી રાજ્યો અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ છે પરંતુ તેમના વહીવટ હેઠળ નથી. દેશી રાજાઓ ત્યાંના રાજ્યકર્તા છે અને તેઓ બ્રિટિશ સરકારના કાબુમાં છે.

### દેશી રાજ્યોનું વર્ગીકરણ

નાનાં મોટાં મળી લગભગ સાતસો દેશી રાજ્યો છે. તેમને ત્રણ વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યાં છે. ( ૧ ) જેઓ વાઇસરોયની સાથે સીધો વ્યવહાર ચલાવે છે; જેવાં કે વડોદરા, નિઝામ, મ્હૈસૂર, કાશ્મીર અને નેપાળ. ( ૨ ) જેમાંનાં થોડાં થોડાં એકઠાં કરી તેમની એજન્સી બનાવી દરેક એજન્સી માટે એક એજન્ટ–ટુ–ધી ગવર્નર જનરલ નિમી તેની મારફતે હિન્દી સરકાર સાથે વ્યવહાર ચાલે છે. આવી એજન્સીઓઃ–(અ) મધ્યહિન્દ એજન્સીમાં ગ્વાલીઅર, ઇંદોર, ભોપાળ વગેરે (બ) રજપૂતાના એજન્સીમાં ઉદેપુર, જયપુર, જોધપુર, બીકાનેર વગેરે. (ક) બલુચીસ્તાન એજન્સીમાં ખેલાત અને લાસબેલા (૩) જેઓ પ્રાંતિક સરકારના તાબામાં છે અને વાઈસરોયની સાથે સીધો સંબંધ ધરાવતાં નથી; આમાં મુંબઇના ગવર્નરના તાબામાં કોલ્હાપુર, કચ્છ વગેરે; મદ્રાસ ગવર્નરના તાબામાં કુચબિહાર, સીક્કીમ વગેરે.

### દેશી રાજાઓની સત્તા અને તેમનો બ્રિટિશ સરકાર સાથેનો સંબંધ

(૧) કોઈ પણ દેશી રાજ્ય બ્રિટિશ સરકારની સંમતિ વિના પરરાજ્ય સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખી શકે નહિ. (૨) દેશી રાજ્યો માંહોમાંહે પણ સીધો વ્યવહાર રાખી શકે નહિ. તેમણે બ્રિટિશ અમલદાર મારફત નિયમાનુસાર સંબંધ રાખવો જોઇએ. (૩) જો કોઈ દેશી રાજ્યમાં અન્યાય અને અત્યાચાર એટલો વધી પડયો હોય કે તેથી

અરાજકતા અથવા બળવાનો ભય રહે તો બ્રિટિશ સરકાર આંતરિક વહીવટમાં પણ વચ્ચે પડી શકે છે અને જરૂર પડે તો તે રાજ્યનો વહીવટ પણ થોડા વખત માટે પોતાના હાથમાં લઇ શકે છે. આ બાબતમાં મલ્હારરાવ ગાયકવાડનો દાખલો નોંધવા જેવો છે અને ઇંદોર નરેશનો દાખલો તો તાજો જ છે. (૪) બ્રિટિશ રાજ્યની કે પરદેશી પ્રજા દેશી રાજ્યમાં વસે તો તેના રક્ષણનું કામ બ્રિટિશ સરકારનું છે. તેમજ દેશી રાજ્યની પ્રજા બ્રિટિશ રાજ્યમાં ગઇ હોય તો તે સંબંધી પણ બ્રિટિશ સરકાર દરકાર રાખે છે, અને દેશી રાજ્યની પ્રજા દેશપરદેશ જાય તો ત્યાં બ્રિટિશ પ્રજા તરીકે ગણી બ્રિટિશ સરકાર તેમના તરફ લક્ષ આપે છે. (૫) બ્રિટિશ સરકાર ઉપર આફ્ત હોય ત્યારે દેશી રાજાઓએ તેમના લશ્કરની મદદ આપવી પડે છે. આ પ્રમાણે દરેક દેશી રાજ્ય પોતાના આંતરિક વહીવટ માટે સ્વતંત્ર છે અને બહારના સ્વરૂપમાં તે બ્રિટિશ સરકારના છત્ર નીચે છે.

**નરેંદ્રમંડળ**–સને ૧૯૧૯ના કાયદાથી એક નરેંદ્રમંડળ યોજવામાં આવ્યું છે. અગિયાર અને તેથી વધુ તોપોનું માન ધરાવતા સર્વે દેશી રાજાઓને તેમાં બેસવાનો હક છે અને બીજાઓ પોતાના અમુક પ્રતિનિધિ મોકલે છે. દેશી રાજ્યો વિચારની પરસ્પર આપ લે કરે, તેઓના સૌના હિતના વિષયમાં એકત્રિતપણે વિચાર કરે એવો આ મંડળ રચવાનો હેતુ છે. વાઇસિરોય પોતે આ મંડળનો પ્રમુખ છે. આ મંડળનુ બંધારણ હજુ કાયમી થયું નથી તેથી હાલમાં તો તે એક સુવ્યવસ્થિત સભા કરતાં ખાનગી સલાહકાર મંડળીને વધારે મળતું છે.

---

# પરિશિષ્ટ અ

## રાજ્યકાર્યના વિષયો

- **મધ્યવર્તી**
  - **પરદેશીય અથવા રાજકીય ખાતું વાઇસરોયનું**
    1. પરદેશીય સંબંધ
    2. સરહદપરની જાતો સાથેનો સંબંધ
    3. દેશીરાજ્યો સાથેનો સંબંધ
    4. અજમેર–મેરવાડા, વાયવ્ય સરહદનો પ્રાંત બ્રિટિશ બલુચિસ્તાનનો વહીવટ વગેરે.
    5. દેશીરાજ્યોનું લશ્કર, રાજકુમારોની કોલેજો વગેરેની દેખરેખ
  - **સ્વદેશખાતું**
    1. રાજદ્વારી બાબતો
    2. જેલ અને પોલીસ (હિન્દી)
    3. આન્દામાનનો વહીવટ
    4. I. C. S.
- **પ્રાંતિક (મુંબઇ)**
  - **અનામત**
    - **સ્વદેશ ખાતું**
      1. ન્યાય
      2. પોલીસ અને જેલ
      3. રેલવે પોલીસ
      4. યુરોપીયનોનું શિક્ષણ
      5. પ્રાંતિક નોકરી
    - **નાણાં ખાતું**
      1. સ્ટેંપ
      2. દેવું
      3. ઑડીટ
    - **મહેસૂલ ખાતું**
      1. જમીનમહેસૂલ
      2. દુકાળશમન
  - **સુપ્રત (પ્રધાનો)**
    - **સ્થાનિક સ્વરાજ્ય ખાતું**
      1. સ્થાનિક સ્વરાજ્ય
      2. જાહેર બાંધકામ
    - **કેળવણી ખાતું**
      1. વૈદકીય
      2. યુનિવર્સિટી અને જાહેર કેળવણી
      3. ઉદ્યોગ
    - **જંગલ અને આબકારી ખાતું**
      1. જંગલોની દેખરેખ
      2. આબકારી

૧. પોસ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન
૨. રેલવે અને જળમાર્ગો
૩. વ્યાપાર, બેંક અને વીમો
૪. દીવાદાંડી અને બંદરો

} રેલવે અને વ્યાપાર ખાતું

૧. ખીલવણીખાતું } સામાન્ય સભ્ય.

૧. હુન્નર ઉદ્યોગને લગતી માહિતીનો ફેલાવો
૨. સ્ટોર.
૩. ખાણો અને ખનીજપદાર્થો
૪. મજૂર વર્ગની દેખરેખ

} હુન્નર ઉદ્યોગ

૧. જકાત (આયાત અને નિકાસ)
૨. દેશી કાપડપર જકાત
૩. આવક વેરો
૪. મીઠું અને અફીણ
૫. ટંકશાળ અને શરાફી વટાવનો દર
૬. પ્રજાકીય દેવું
૭. સેવિંગ્સ બેંક
૮. ખંડણી

} નાણાં ખાતું

| વિષય | ખાતું |
|---|---|
| ૧. હિન્દુ યુનિવર્સિટી<br>૨. I. M. S. (બિનલશ્કરી)<br>૩. ખેતીવાડીની શોધખોળ<br>૪. I. E. S. | કેળવણી, સુખાકારી અને ખેતીવાડી ખાતું |
| ૧. હિન્દનું લશ્કર<br>૨. „ નૌકા સૈન્ય<br>૩. „ હવાઇ „<br>૪. તેમને લગતાં કારખાનાં અને જગ્યાઓ<br>૫. I. M. S. (લશ્કરી) | લશ્કરી ખાતું |
| ૧. કાયદા ઘડવા<br>૨. કાયદાની સલાહ | ધારા ખાતું |

# પરિશિષ્ટ ૫.

## S. L. C. Examination. Bombay University.

1922.

1. Sketch the career of Shah Jehan before he came to the throne. Mention his achivements as a ruler.

2. Give an account of the rivalry between Daulatrao Scindia and Jaswantrao Holkar; and show the effects it had on the fortunes of the Marathas.

3. Narrate the circumstances under which Mir Kasim obtained the Subedari of Bengal. Why was he deposed by the Company ?

4. How did the Sikhs come to be a power in India ?

   What part did Ranjit Singh play in Indian History ?

5. What were the distinctive features of the administration of Lord Ripon ?

6. Enumerate the chief sources of revenue as they now stand. (a) For the Government of Bombay; (b) For the Government of India.

7. What are the new changes introduced in the Provincial and Central Legislative bodies by the Act of 1919.

8. **Write short notes on any three of the following:—**

   (a) Din-i-Akbari.

   (b) Chauth and Surdeshmukhi.

   (c) Nana Fadnvis.

   (d) Macaulay.

   (e) The Queen's Proclamation.

---

1923

1. Who were the Moghals? How did Babar establish the Moghal Power in India?

2. What was the part played by Chand Bibi, Malik Ambar & Shahji Bhonsle in the defence of Nizamshahi Kingdom of Ahmednagar against the Moghals?

3. State the main features of the history of Marathas from the accession of Balaji Baji Rao to the death of Madhavrao I.

4. Trace the relations between the English and Tipu Sultan of Mysore. Account for the latter's sudden downfall.

5. Discuss the policy of Lord Auckland and Lord Ellenborough towards Afghanistan.

6. Give an account of the administration of Lord Chemsford.

7. How is the Government of a Province carried on under the Reformed Constitution of India?

or

Describe the present relations of Secretary of state and his council with the Government of India.

8. What do you know of ANY THREE of the following:—

   (a) The Sayyed Brothers.

   (b) Bussey.

   (c) Annexation of Sindh.

   (d) Chamber of Princes.

   (e) Indian Civil Service.

---

1924.

1. Describe the career of Shershah as a general and as an admistrator.

2. Give a brief account of the Powers that rose to importance from the death of Aurangzeb to that of Muhamed shah.

3. Sketch the career of Nana Fadnavis with special reference to his services to the Maratha Confederacy.

4. What do you know of the rivalry between the English and the French for Power in India upto the recall of Dupleix ?

5. Draw an outline map of India showing separately the annexations made by the Marquis of Hastings and Lord Dalhousie.

6. Give an account of the administration of Lord Curzon.

7. What do you understand by Local Self-Government? Mention the functions and sources of income of a town municipality.

or

Compare and contrast the position of the Ministers with that of the Executive Councillors in Provincial Governments.

8. Write short notes on ANY THREE of the following:—

   (a) High Commissioner for India.
   (b) Mir Jumla.
   (c) Shivaji's Council of Eight.
   (d) Non-Intervention Policy.
   (e) Ilbert Bill.

---

## 1925

(Attempt any five questions of which question No. 7. shall be one).

1. Show how far Humayun's own character was the cause of his misfortunes. How did he regain his lost throne?

2. What do you know of the revenue system of Akbar and his military organisation?

3. How did Balaji Vishwanath and Baji Rao I contribute to the growth of the Maratha power ?

4. Trace the rise of Mahadji Scindhia. What were his relations with the English ?

5. What were the difficulties experienced by Warren Hastings as Governor General ? How did he try to meet them ?

6. Give a brief sketch of the administration of Lord Lytton, contrasting his frontier policy with that of Lord Ripon.

7. What is a budget ? What amount of control is exercised by the Central and Provincial Lagislatures over their respective budgets.

or

What do you know of the present arrangements for the defence of India ?

8. Write short notes on ANY THREE of the following:—

   (a) Alphonso Albuquerque:—

   (b) Sir Thomas Roe's Embassy.

   (c) Clive's Double Government.

   (d) Ahalyabai Holkar.

   (e) Power of Certification.

## 1926

1. **Give the causes of the decline of the Moghal Empire. How did Aurangzeb contribute to it ?**

   or

   What was the condition and position of the Rajputs under the Moghals up to the end of Aurangzeb's reign ?

2. State what you know of Shivaji as a military leader and as an Administrator.

   or

   Point out the importance of the Third Battle of Panipat. Show how Madhavrao I revived the Maratha Power and, how his character contributed to his success.

3. What were the changes made in the Administration of British India by the Regulating Act and Pitt's India Bill ? Point out the effects of both these measures.

   or

   Give a brief sketch of Ranjit Singh's career and describe the relations between British India and the Panjab after his death.

4. What part can a Non-Official Member of the Legisture play in the present administration of India ?

   or

   Mention the powers at present exercised by the Governor-General personally and in Council.

5. Write notes on ANY FOUR of the following:-

    (a) Liberals and Conservatives.

    (b) The Civil List.

    (c) The National Debt.

    (d) Babar's Memoirs.

    (e) Din-e-Ilahi,

    (f) Chandbibi.

    (g) Partition of Bengal.

---

## 1927

1. Show that India was very prosperous in Shah Jahan's reign. How do you account for this prosperity ?

or

Describe Auranzeb's invasion of the Deccan, and account for his failure to crush the Marathas.

2. Who, in your opinion, was the Greatest of the Peshwas ? Justify your choice by an account of his administration and character.

or

Write what you know of Mahadaji Scindhia and Nana Fadnavis. Explain how the rivalry between the two affected the Maratha Power.

3. Describe the great struggle between the English and the French for supremacy in

India, and explain the success of the former and the failure of the latter.

or

Describe briefly the part played by Wellesley, the Marquis of Hastings and Dalhousie in establishing the British as the Paramount Power in India.

4. What do you understand by Dyarchy? Explain how it is worked in the Bombay Presidency.

or

Compare the powers of the Assembly and a Provincial Council over the legislation and finance of their respective Governments.

5. (a) Write what you know of the Social and Political Organization of the early Aryans in India.

(b) Write notes on ANY THREE of the following:—

( i ) Appropriation of Supplies.
( ii ) John Wesley.
(iii) The Abolition of Slavery.
( iv) Ahalya Bai.
( v ) The Double Government of Bengal.

## 1928.

1. How was the Mauryan Power established in India? Whom do you consider the greatest of the Mauryans? Write all that you know of him.

   or

   State all that you know of King Harsha.

2. Show that Sher Shah was a great man and a great ruler.

   or

   Compare Akbar and Aurangzeb as statesmen and carefully point out the results of the policy adopted by each of them.

3. Mention the circumstances that contributed to the rise of the Maratha Power, and give the causes of its decline and fall.

   or

   Write what you know of the rise of the Maratha families in the time of Baji Rao I.

4. Describe carefully how Civil and Criminal Justice is administrated in British India.

   or

   What is meant by Local-Self-Government? What are the functions and sources of Indian Municipalities.

5. What were the principal charges on which Warren Hastings was impeached? What was his defence?

**or**

**Show how Lord Ripon established his claims upon the love and respect of the the People of India.**

---

**1929**

1. Give a brief account of the life and teachings of Gautama Buddha, and say what led to the decline of Buddhism in India.

   or

   State what you know of Vikramaditya the great.

2. Mention the events that led to the establishment of Mogul Power in India.

   or

   Describe Aurangzeb's conquest of the Deccan, and state the results of that conquest.

3. Give a brief account of the administration of Balaji Baji Rao.

   or

   State what you know of the rivalry between Mahadji Scindhia and Nana Fadnavis and show how it influenced the Maratha History.

4. What do you think of Clive as a soldier and as an administrator? Give reasons for your estimate

   or

   What do you know of the Annexation Policy and reforms of Dalhousie?

5. What are the present relations between the British Government and Indian States.

or

What are the changes introduced into the Central and Provincial Legislatures by the Reform Act of 1919 ?

---